“ગુજરાતી”ના ગ્રાહકોને ૧૮૯૬ની ભેટ.

# અઢારમી સદીનું હિંદુસ્તાન.



# કાવ્ય સંબંધી ગ્રંથો.

ગ્રંથો મળવાના ઠેકાણા—"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ, કોટ, મુંબઇ. તથા બીજા બુકસેલરોને ત્યાંથી મળશે.

## નર્મકવિતા.

ગૂજરાતના સુપ્રસિદ્ધ કવિ નર્મદાશંકર લાલશંકરની સર્વે કવિતાનો સંગ્રહ. વીર, શૃંગાર, હાસ્ય, કરૂણ, શાંતિ આદિ સર્વે રસથી ભરપુર. ગ્રંથમાં કવિની છપાયલી અને ન છપાયલી સર્વે કવિતાનો સમાવેશ કીધો છે. ગ્રંથને સુશોભિત કરવામાં સર્વ પ્રકારનો શ્રમ લેવામાં આવ્યો છે. ગૂજરાતના બાયરનની આ કવિતાનો સંગ્રહ રાખવા જોગ છે. પાકાં પુઠાં, ડેમી ઓકટેવો પૃષ્ઠ ૧૧૦૯. કીંમત રૂ ૭.

## બૃહત્ કાવ્યદોહન ભાગ ૧ લો. (ત્રીજી આવૃત્તિ.)

આમાં નરસિંહ મેહેતાનાં પુષ્કળ પદો, પ્રેમાનંદકૃત મામેરૂં, નળાખ્યાન, ઓખાહરણ, સુદામાચરિત્ર, દાણલીલા, અખાના ૭૫૦ છપ્પા, સામળભટની નંદબત્રીશી, પંચદંડ, અંગદવિષ્ટિ, રાવણ મંદોદરી સંવાદ, કાલિદાસનું પ્રલ્હાદાખ્યાન ને ધ્રુવાખ્યાન તથા મુક્તાનંદની ઉદ્ધવગીતા એ મોટાં આખ્યાનો સમાવ્યાં છે; તેમજ બીજા ૩૦ જૂદા જૂદા કવિઓની ઉત્તમ પ્રતિની કવિતાઓ છે. વળી એ ભાગમાં ચાર સ્ત્રી કવિઓની પણ સુંદર કવિતાઓ સમાયલી છે. કીંમત રૂ ૧-૮-૦

## બૃહત્ કાવ્યદોહન—ભાગ ૨ જો.

એમાં ભક્ત કવિ નરસિંહ મેહેતાની ચાતુરી, દાણલીલા, શૃંગાર માળા, વસંત વિલાસ, હીંડોલા, બાળલીલા, તુલસીકૃત મોટું ધ્રુવાખ્યાન, પ્રેમાનંદકૃત ચંદ્રહાસાખ્યાન, અભિમન્યુ આખ્યાન, મદાલસા, વામન ચરિત્ર, વિવેક વણજારો, નરસિંહ મેહેતાની હુંડી, અખાકૃત અખેગીતા, અનુભવ બિંદુ, કૈવલ્યગીતા, સામળભટ્ટકૃત ઉદ્યમકર્મ સંવાદ, પદ્માવતી, ભદ્રાભામની, સામળ રત્નમાળા, નિષ્કુળાનંદકૃત ધીરજાખ્યાન-(ધીરવીર પુરૂષોના ચરિત્ર) મુક્તાનંદકૃત સતીગીતા, (સ્ત્રીઓના સર્વોત્તમ ધર્મ ને સતી સ્ત્રીઓનાં ચરિત્ર), ભાલણકૃત કૃષ્ણની અનેક પ્રકારની લીલાનાં અનેક રાગમાં ગવાતાં પદો, વલ્લભભટના આનંદના, મહાકાળીના, બાહુચરાનાં ને અંબાજીના શણગારના ગરબા, દ્વારકા ભક્તનાં પદો, પ્રીતમદાસનાં વેદાંત તથા ભક્તિ શૃંગારનાં પદો ને કાવ્યો, રણછોડજી દિવાનનો ચંડીપાઠ, ધીરાભક્તની જ્ઞાનબત્રીસી, રણછોડભક્તનાં રણછોડજીનાં પદો,

અર્જુનગીતા, રામકૃષ્ણનાં કૃષ્ણલીલાનાં ૧૧૧ પદો, બ્રહ્માનંદનાં કૃષ્ણકીર્તન તથા જ્ઞાનનાં પદો, ગોવિંદરામનાં આખ્યાનો ને મીરાંબાઇનાં નહીં છપાયલાં પદો. સાથે જૈન કવિઓનાં કાવ્યો પણ છે.

નરસિંહ મહેતાનું સુરસ ચરિત્ર પ્રારંભમાં છે. [થોડીજ નકલો છે.] કીંમત ૩ રૂ.

---

## બૃહત્ કાવ્યદોહન—ભાગ ૩ જો.

પહેલા ને બીજા ભાગમાં નહીં આવેલાં તેવાંજ સર્વે આખ્યાનો છે.

નરસિંહ મેહેતાનાં, ચાતુરી છત્રીસી, ગોવિંદગમન, સામળદાસનો વિવાહ, પ્રેમાનંદનાં સુધન્વાખ્યાન, રણયજ્ઞ, લક્ષ્મણાહરણ, ભ્રમરપચીસી, અખાભક્તના ચિત્તવિચાર સંવાદ, પંચીકરણ, ગુરૂશિષ્ય સંવાદ, સામળભટ્ટની વિદ્યા વિલાસિનીની, પાનની ને રૂપાવતીની વાર્તા, હરિરામનો સીતાસ્વયંવર. ગોપાળદાસની ગોપાળ ગીતા ને પદો. રત્નેશ્વરનો આત્મવિચાર ચંદ્રોદય (વેદાંતનો ઉત્તમ ગ્રંથ.) પ્રેમાનંદ સ્વામિનો તુલસી વિવાહ. (લગ્નવિવાહાદિ પ્રસંગે સ્ત્રીઓ ગાઇ શકે તેવાં પદોમાં.) ભાલણનાં કૃષ્ણલીલાનાં નવીન પદો—રાસલીલા, નંદકૃષ્ણ સંવાદ. પ્રીતમદાસનાં કાવ્ય ને પદો; રઘુનાથદાસનાં વસંતના પદો, મુક્તાનંદનાં શૃંગારનાં પદો, બ્રહ્માનંદની દાણલીલા, શૃંગાર, જ્ઞાનભક્તિનાં પદો, મનોહર કાવ્ય, ધીરાનાં પદો, હરિભટની દશમલીલા, બાપુસાહેબનાં પદો, શિવાનંદની શિવશક્તિની આરતી ને પદો, વસંતનાં પદો સહિત; રણછોડ ભક્તની રાધિકાનાં રૂપણાની ચાતુરી, રામકૃષ્ણના નંદનંદનાં પ્રેમપદ, ગોવિંદદાસનો રાધાહાર, સત્યભામાનું રૂષણું તથા જૈન-કવિનાં કાવ્ય. કીંમત ૩ રૂ.

---

## બૃહત્ કાવ્યદોહન—ભાગ ૪ થો.

ઘણાં અપ્રસિદ્ધ કાવ્યોનો એમાં સમાવેશ કીધો છે. નરસિંહ મેહેતાનો સુરતસંગ્રામ; ભીમની હરિલીલા ષોડશકળા; શિવદાસનો દ્રૌપદી સ્વયંવર; વચ્છરાજની રસમંજરી, વસ્તાનું શુકદેવાખ્યાન, પ્રેમાનંદ ભટ્ટના ઋષ્યશૃંગાખ્યાન, સ્વર્ગ નિસરણી, સપ્તમસ્કંધ (અથવા પ્રહલાદ ચરિત્ર.) અખાનાં જ્ઞાન-વેદાંતનાં ૩૨ પદો, ગીરધરની ગોકુળલીલા, વલ્લભ ભટ્ટનો ધનુષધારીનો ગરબો (વીરરસથી ભરપુર) તથા ગરબાઓ, પ્રીતમદાસની સરસ ગીતા ને પદો; ભાણદાસનો હસ્તામલક (વેદાંત), જીવણદાસની નવચાતુરી; વજીયાનો સીતા સંદેશો, શિવ સ્તુતિનાં પદો (ઘણા ઉત્તમ ને શિવ ભક્તોને ઘણાં જરૂરનાં), દયારામના પુષ્કળ ન છપાયલાં પદો ને નવા કાવ્યો. કીંમત ૩ રૂ.

---

# અરાડમી સદીનું હિંદુસ્તાન

અથવા

## સૂર્યનો અસ્ત અને ચંદ્રનો ઉદય.

[ઐતિહાસિક નવળ કથા.]

રચનાર

**EPOCH.**

"दिल्ली अटक लाहोर माहोर कर्नाटक बीच पुकार पडी;
चारो तरफ तजेला निकला चंदा ऐसी किरत वडी."

पोवाडा.

"तोपनपे घोडा धरना, बरछीकी अणी कारी हयै;
फतेहकी साथ जंगमें मरना, किरत वडी भारी हये."

तुम चलो, भैया, तुम चलो.

जशवंतराव होल्करनुं रणगीत.

મુંબઈ: ગૂજરાતી પ્રિન્ટિંગ પ્રેસ: ૧૮૯૫.



# અનુક્રમણિકા.

# અરાડમી સદીનું હિંદુસ્તાન.

## પ્રકરણ ૧ લું.

### આણીગમ જો—એ શું ?

ભરતખંડમાં પુષ્કળ દ્રવ્ય છે એમ માની તથા સમજીને, ઈસ્વી સનની ૧૮ મી સદી સુધી અરબસ્તાન, અફગાનીસ્તાન, તારતાર, ઈરાન વગેરે પરદેશોના મુસલમાન રાજકર્ત્તાઓ, લક્ષ્મીની રેલછેલથી ઉભરાતા આ દેશને હાથ કરવાને વારંવાર ચઢાઇઓ લઇ આવતા હતા. હિંદુસ્તાનનો ઇતિહાસ આપણને એ સર્વ વાતનું જ્ઞાન સારી પેઠે કરાવે છે. આ ચઢાઇઓમાં તેઓનો જે મુખ્ય હેતુ હતો તે ભરતખંડનો ભંડાર લુટી જઇ સ્વદેશના ઐશ્વર્યમાં વધારો કરવાનો હતો. તેમાં કોઇ કોઇ વેળા તેઓ થોડે કે ઘણે અંશે પાર પણ પડતા; અને કોઇ કોઇ વેળા મોટી હાર અને માણસોના ભારી સંહાર સાથે પાછા વળતા.

૧૮ મી સદીની શરૂઆત સુધી દેશ સ્થિતિ એવી ને એવીજ ચાલુ રહી હતી. પશ્ચિમ તરફથી કે ઉત્તર તરફથી ધન લોભી મુસલમાનોનાં ઝુંડોનાં ઝુંડો, તક મળતાં, આ દેશ ઉપર ઉતરી પડતાં અને પોતાનું કામ કરી પાછાં જતાં. એમ થતે થતે તેઓએ અંતે દિલ્લીમાં પોતાની પાદશાહી સ્થાપી અને તે પછી ધીરે ધીરે જેમ જેમ તક મળતી ગઇ તેમ તેમ તેઓએ મોટાં લશ્કરો ભેગાં કરી હિંદુસ્તાનમાં ચોમેર ફરી વળી જૂદા જૂદા શેહેરો ઉપર ઉતરી પડી પોતાની સતા ફેલાવી.

૧૮ મી સદી સુધી આ પ્રમાણેનો મામલો ચાલુ હતો. દિલ્લીમાં જો કે મોગલોએ પોતાની બાદશાહી સ્થાપિ હતી ખરી, તોપણ તેઓની રાજ્યસત્તા થાળે પડી નહોતી. ભરતખંડ એ વેળાએ કોઈ પણ એક રાજકર્ત્તાની સત્તા તળે નહોતો. તે જૂદા જૂદા અમલ હેઠળ વેહેંચાઈ ગયો હતો. સર્વ કોઈ પોતપોતાનું સંભાળી બેઠા હતા.

હિંદુસ્તાનમાંથી સોનાના ઢગલાના ઢગલા નિકળે છે એવી ખ્યાતિ પંદરમી સદી પૂર્વે યૂરોપખંડમાં પ્રસરી રહી હતી. ડચ, પોર્ચુગીઝ, ફ્રેન્ચ ને અંગ્રેજો, ભરતખંડને "ગોલ્ડન કરસોનીસ" (Golden Carsoness) ને નામે જાણતા. એ સોનાની રેલછેલના અને તેટલા ગાંસડા પોટલા બાંધી જવાને પહેલવહેલા પોર્ચુગીઝ લોકોને લાલચ થઇ. તેઓનો એક કાફલો 'કેપ ઓફ ગુડ હોપ'ની પ્રદક્ષિણા કરીને ભરતખંડના પશ્ચિમ કિનારાપર ઉતર્યો: જે વેળા હિંદુસ્તાન પરદેશીઓના સમાગમથી ખળભળી રહ્યું હતુ, અને દૈવ કોને વિજયી બનાવે છે તે સર્વ કોઈ ઇંતેજારી સાથે જોતુ હતુ. પોર્ચુગીઝોએ હિંદુસ્તાન જોડે વેપારથી વ્યવહાર વધારવાનો હેતુ ધરાવીને આ દેશમાં પ્રવેશ કીધો; પણ ધીમે ધીમે તક મળતાં બીબી મરિયમના પુત્રના પૂજારા આ પરદેશીઓએ, હિંદુસ્તાનની રાજખટપટમાં માથું મારવા માંડ્યું. ધણીધોરી વગરના કમભાગ્ય હિંદુસ્તાનની પ્રજાની અવદશા પારાવારની હતી. ફીરંગીઓએ ઠરીઠામ પડતાં, ઠામ ઠામ પોતાની વેપારી કોઠીઓ ઘાલી અને જ્યાં ત્યાં થોડું થોડું લશ્કર પાથરી દીધું. હિંદુસ્તાનની સ્થિતિજ તે વેળા એવી હતી કે જાણે તેમને પુછનાર કે ગાછનાર કોઇ હતુજ નહીં! ફીરંગીઓની આવી ચઢતી જોઇને યૂરોપખંડની બીજી પ્રજા લલચાઇ અને ધીમે ધીમે ફીરંગીઓની પાછળ વલંદા, ફ્રેન્ચ અને અંગ્રેજોએ આ સુવર્ણભૂમિ તરફ પોતાનાં પગલાં ભરવા માંડ્યાં. આ પ્રમાણે ટોપીવાળાઓએ દરિયા કીનારા તરફ પોતપોતાનાં મથકો સ્થાપી દીધાં. પહેલ વહેલા તેઓ વેપાર કરવાનો હેતુ ધરાવી, વેપાર જોગો માલ લઇને આવતા અને ઉતારા પુરતી જગા માંગી લઇ, તક મળતાં અંદર ઘુસતા. તેઓને જેમ જેમ જગા અને તક મળતી ગઇ તેમ તેમ તેઓએ દમણ, દીવ, ગોવા, મુંબઇ, પોંડિચરી, સુરત, રાજાપુર, છાટી, વિંગુરલા, ચેવુલ, કલીકટ ઇત્યાદિ સ્થળોમાં વેપારની કોઠીઓ ઘાલી. ૧૮ મી સદીની શરૂઆત પછી કેટલાં વરસ પર્યંત આ લોકો મૌન્ય ધારણ કરી વેપાર કરતા રહ્યા, પણ તે અરસામાં સર્વ તરફ તેઓ દૃષ્ટી રાખતા હતા. હિંદુસ્તાનમાં જે જૂદી જૂદી જાતના લોકોનો અમલ જૂદી જૂદી દિશાઓમાં ચાલતો હતો તેમાં, કોણ સબળ છે અને કોણ અબળ છે, કોની જોડે મળી જવાથી લાભ થશે અને કોની જોડે યુદ્ધ કીધાથી લાભ થશે તે સર્વ જાણે તેઓ બગ ભક્ત પેરે નીહાળતા હતા.

દિલ્લીમાં મુસલમાનોએ સ્થાપેલી બાદશાહી ઔરંગઝેબના મરણ પર્યંત પૂર્ણ ચઢતી સ્થિતિમાં રહી, રાજ લોભે આ મુસલમાન રાજકર્ત્તાઓએ હિંદુ રાજકર્ત્તાઓને હચમચાવવાને કોઇ પણ તક હાથથી જવા દીધી નહતી; અને તેમ કરીને ઔરંગઝેબના કાળ સુધી તેઓએ ભરતખંડમાં પોતાની ધ્વજા ફરકાવી હતી. ઔરંગઝેબના અંત પછી એ બાદશાહીની પડતી દશા થવા માંડી. ત્યાં રાજકર્ત્તાઓમાં માહોમાહે ટંટો થવા લાગ્યો અને તેનું પરિણામ પરસ્પરની લડાઇમાં આવ્યું. જે બાદશાહીની એક વેળા આખા ભરતખંડમાં નામના થઇ રહી હતી, જેની ધ્વજા આખા દેશમાં ફરકતી હતી તે ચઢતી દશાનો સૂર્ય ધીમે ધીમે અસ્ત પામતો જણાયો.

ઇ૦ સ૦ ૧૭૨૧ માં દિલ્લીની ગાદી ઉપર મહમુદશાહ બાદશાહ રાજ્ય કરતો હતો. મહમુદશાહ, બાદશાહ થયા પૂર્વે એક શૂરવીર યોધ્ધો હતો. દિલ્લી તરફથી તે ઘણીક લડાઇમાં ફતેહ મેળવી પ્રસિદ્ધિ પામ્યો હતો. પણ તેના હાથમાં જ્યારે સર્વોપરી સત્તા આવી ત્યારે તે સર્વ ભુલી જઇ એશઆરામમાં પડી ગયો. પોતાને મનગમતા આસામીઓને તેણે, ગાદીએ આવતાં, મોટા જોખમ ભરેલા ઓદ્ધાઓ આપ્યા અને જુના અમલદારોમાંના ઘણાકોને બરતરફ કરી દીધા; તેમજ ઘણાકો ઉપર ભયંકર અપરાધો મુકી તેમને જૂદા જૂદા પ્રકારની સજાઓ કરી ઠેકાણે પાડી દીધા. મહમુદશાહ ભારે યશ સાથે ગાદીએ આવેલો હોવાથી, અને તે પૂર્ણ પરાક્રમી હોવાથી, ગાદીએ આવ્યો તે વેળા હિંદુસ્તાનના દરેક રાજકર્ત્તાઓ તરફથી તાબેદારીના પત્રો આવ્યા તે શું તેને ફૂલાઇ જવાને પુરતું નહતું? તે એમ માનવા લાગ્યો કે આખા દેશનો એકલો મહાસમર્થ ધણી હુંજ છું અને મારો હુકમ ન બજાવવાને કોઇ પણ કમબખ્ત કૌવત ધરાવતો નથી. આ ગર્વે દિલ્લીની બાદશાહીનું નસંતાન વાળવાનો પાયો નંખાયો: આવા ગર્વથી ફુલાઇને તે બેદરકાર બન્યો અને રાજકાજની ખટપટને કોરે નાખી તેણે હવે મોજશોખને મોખરે કીધી. આ મામલો ઝાઝો સમય ચાલ્યો નહીં. પહેલો જે બનાવ, આ મોજમજાહમાં તલ્લીન થઇ બેઠેલા રાજાને ચોંકાવનારો બન્યો, અને તેણે કેટલોક વખત સુધી સુલેહમાં પડેલા હિંદુસ્તાનને પાછું ખળભળાવ્યું તે, જોધપુરના રજપૂત રાજા અજીતસિંગે ઉઠાવેલો બળવો હતો. અજીતસિંગ મોટું સૈન્ય લઇ આવ્યો અને તે ખબર જ્યારે દિલ્લીમાં પડી

ત્યારે, મોજશોખમાં પડેલા બાદશાહને તેની ખબર આપી શોકાતુર કરવાનું અયોગ્ય વિચારી, આગળ પાછળના સત્તાધિકારીઓએ માંહો માંહે ગોઠવણ કરી, કમરૂદીનખાન નામના મુસલમાન સરદારને કેટલીક સત્તા સાથે થોડુંક લશ્કર આપી, અજીતસિંગને હરાવી દિલ્લી પતિને તાબે કરવાને તૈયાર કરવામાં આવ્યો. અજીતસિંગે દિલ્લી સરકારપરના પોતાના કેટલાક દાવાઓ જણાવી તે દાવાઓ ભરપાઇ કરવાની માંગણી મોકલી, અને તે જો અમલમાં આવે તો પોતાની ચઢાઇ માંડી વાળવાની ઇચ્છા જણાવી. આ ઉપરથી કમરૂદીનની સરદારી હેઠળની ફોજને તાત્કાળ અટકાવી, દિલ્લીના રાજાની વતી સર્વ સત્તા ધરાવનાર અધિકારીઓ, મહમુદશાહને કશું પણ જણાવ્યા વગરજ, અજીતસિંગની સઘળી શરતોનો સ્વિકાર કીધો, લડાઇની ખટપટ માંડી વળાવી; એટલુંજ નહીં પણ અજીતસિંગને આગ્રાનો સુબો બનાવ્યો. મોગલાઇની પડતીનો પ્રારંભ થઇ ચુક્યો, બાદશાહી પડી!!

દિલ્લીની રાજ સત્તા મોજીલા સત્તાધિકારીઓના હાથમાં આવી હતી. તેમનું કામ રાજાને હંમેશ ખુશ મશ્કરી અને ટોળટપ્પા કરી રીઝવવાનું હતું. દરબારી લોક સઘળા નાચરંગ અને ગાનતાનમાં ગુલતાન બની રહ્યા હતા. હુક્કા, ચિલમ, ગુડાકૂ, યાકુતી કે માજૂમમાં તેમની મોજમજાહ અને રાજ ખટપટ આવી રહી હતી. રાજખટપટ ઉપર ધ્યાન ન અપાયાથી અને જુલમગાર અમલદારોથી લોકો કંટાળવા લાગ્યા અને રાજની ઉપજ બરાબર નહીં થયાથી લશ્કરને પગારો નહીં અપાવાથી લશ્કરની અવ્યવસ્થા થતી ચાલી. બીન અપરાધીઓ ફાંસીને લાકડે લટકતા ત્યારે ખરા અપરાધીઓ ખુશખુશાલ છુટા ફરતા. ન્યાયનું નામ રહ્યું નહોતું. જેના હાથમાં તેના સાથમાં એવું થઇ પડ્યું હતું. મેહેસુલ ખરચમાં પુરી નહીં પડ્યાથી, કરજનો બોજો વધતો ચાલ્યો અને તેને પોહોંચી વળવાને પ્રજાને માથે નવીન નવીન કરોના બોજાઓ ચોંટાડવામાં આવ્યા. પ્રજાની ફરિયાદો કોઇ સાંભળતું નહીં. દિલ્લીની દશા આવી બેહાલ થઇ પડી હતી.

દક્ષિણ તરફના મરાઠાઓ આ સઘળું ધીરજથી જોતા હતા, અને તેઓ જો ચાહાત તો આ બેદાદ રાજ્યને છુંદી નાંખી જોત જોતાંમાં સર્વોપરી સત્તાના ધણી થઇ બેસત. પણ તે હેતુ પાર

પાડવામાં તેમને એક મોટી આડખીલી નડતી હતી. મુસલમાન સરદારોમાં એક પુખ્ત ડાહાપણવાળો અને વજનદાર સરદાર નિઝામ ઉલમુલ્ક હતો. ઇ. સ. ૧૭૨૧ માં મરાઠાઓ આખા ભરતખંડના ધણી થઇ બેસત એવી તેમની ચઢતી ને સંધી હતી, પણ તેમના તે વધારામાં નિઝામઉલમુલ્ક ખરેજ એક પાહાડ પેરે આડો પડેલો હતો.

આ નિઝામઉલમુલ્ક કોણ હતો? હમણાં જેને આપણે હેદરાબાદ સરકાર અથવા નિઝામના રાજ્યથી ઓળખીયે છીયે તેનો એ મૂળપુરૂષ હતો. નિઝામઉલમુલ્કનું મૂલ નામ મીર કમરૂદીન ઉર્ફે ચિનકુલિચખાન હતું. ૧૬૪૪ માં તેનો જન્મ થયો હતો. એટલે આ સમયે લગભગ ૭૫ વરસની વયે તે પોહોંચ્યો હતો. તે જબરો હિમતવાન, અભિમાની, ઠરેલ બુદ્ધિનો, લઠ્ઠપઠ્ઠ, અને મહત્વ મેળવવાનો પૂર લોભી હતો. ઓરંગઝેબના લશ્કરમાં નાના નાના ઓહ્દા ઉપરથી વધીને તે આજ મોટી સરદારી ઉપર આવ્યો હતો. ઓરંગઝેબ બાદશાહની તેના ઉપર મહત્ કૃપા હતી. તેને પાંચ હજાર સ્વારોનું આધિપત્ય આપી, બાદશાહે તેને વિજાપૂરની સુબાગીરી સોંપી હતી. ઓરંગઝેબનો કાળ થવા પછી ફેરૂખશીર બાદશાહે તેને પોતાનો વજીર બનાવ્યો અને તે પદની સાથે તેને નિઝામ-ઉલમુલ્ક* એવો નવો ખેતાબ બક્ષ્યો હતો.

વિજાપૂરની સુબાગીરી કેટલોક વખત ચલાવ્યા પછી તેને માળવાંનો સુબેદાર બનાવ્યામાં આવ્યો; જે સમયે તેની પાસે ૧૨૦૦ માણસની મોટી ફોજ હતી. એ સુબેદારી મેળવ્યા પછી દક્ષિણમાં સ્વતંત્ર થવાની તેને ઇચ્છા થઇ અને તેણે પોતાના નામ જોડે અસિફ્જા એવો નવો ખેતાબ લગાડયો. સ્વતંત્ર થવાની મહત્વમય ઇચ્છા ધરાવી તેણે પોતાના લશ્કરનાં બળવડે એક દિવસ આસીરગઢ લીધું, તો બીજે દિવસે બરહાનપુર લીધું, અને ત્રીજે દિવસે ખાનદેશનો ધણી થયો. એ પ્રમાણે તે પોતાનો ડંકો વજાડતો ધીમે ધીમે દક્ષિણ તરફ વધતો ચાલ્યો. તે સમયને ગમે તો તેનો દૈવયોગ કહો અથવા તો હિંદ રાજકર્ત્તાઓનો દુર્દૈવયોગે કહો, પણ ચંદ્રસેન, જાદવ, નિંબાળકર, રાવરંભા, સર્જેરાવ, ઘાટગે, ઇત્યાદિ કેટલાક નિમકહરામ મરાઠા સરદારો, અનેક લોભી ઇચ્છાથી, નિઝામ

* આ શબ્દનો અર્થ, ઉત્તમ રાજ્યવ્યવસ્થા કરનાર એવો થાય છે.

ઉલ્મુલ્ક સાથે મળી ગયા હતા. પોતાના પગમાં કુહાડી મારનારા બેદીલ સરદારોની સહાયતાથી નિઝામ ઉલ્મુલ્ક પાણીના પ્રવાહ પેઠે માળવાથી વધેલો છેક દક્ષિણ તરફ ચાલ્યો, તે સાથેજ તે બહુ પરાક્રમી સરદાર છે એવી તેની ખ્યાતી થતી ચાલી. બરહાનપુરના સુબા દિલાવર અલીખાનને તેણે લડાઇમાં હાર દીધો; તેજ પ્રમાણે ઔરંગાબાદના અલમ અલીખાન નામના એક અધિકારી જોડે પૈનઘાટ નજદીક બાળાપુર પાસે લડાઇ કરી, ખાનને હાર માર્યો. દિલ્લીમાં બે બળવાન સૈયદભાઇઓ હતા, જે મહમુદશાહની આંખમાં સદા ખુંચતા હતા, તેમને નિઝામ ઉલ્મુલ્કે હાર દીધા અને દિલ્લીની સર્વ સત્તા* પોતાના હાથમાં લીધી. આ કૃત્યોથી બાદશાહ આગળ તેની પ્રતિષ્ટા પુષ્કળ વધી.

નિઝામની સત્તા આ પ્રમાણે વધેલી જોઇ, દિલ્લીની દરબારમાં, ઔરંગઝેબના વખતનો એક પ્રૌઢ બુદ્ધિનો મુત્સદી હતો તે કચવાઇને દરબારમાંથી જતો રહ્યો. બાદશાહનું ધ્યાન રાજ્ય ખટપટમાંથી દૂર થતું જોઇ તે પોતે બેદિલ તો હતોજ, તેવામાં આ બહાનું મળ્યાથી તે દરબારમાંથી ચાલ્યો ગયો. એ પછી ઈ. સ. ૧૭૨૪ માં હૈદરાબાદના સુબા મુબારીજખાને લડાઇ દીધી. નિઝામ તેની સામો થયો અને મુબારીજખાન પોતાના બે દીકરાઓ સહિત નાસી ગયો; અને તે પછી નિઝામે હૈદરાબાદનો ધણી થઇ ત્યાંજ રાજધાની સ્થાપી.

---

* નિઝામ પાસે જે ફોજ હતી તે બહુ બળવાન હતી. સીપાઇયો ઉત્તમ તીરંદાજ હતા. તેના સરદારો પણ બહુ ધૈર્યવાળા અને હીમતવાળા હતા. તે પાંચ છ સ્ત્રીઓ જોડે પરણ્યો હતો તે સિવાય તેના જનાનામાં પુષ્કળ સ્ત્રીઓ હતી. તેને ગાઝઉદ્દીન, નાસિરજંગ, સલાબતજંગ, નિઝામઅલી, સરીફ અને મીર મોગલ નામના છ દીકરા હતા; તેમ કેટલીક કન્યાઓ પણ હતી.

# પ્રકરણ ૨ જું.

## તે શું છે?

મરાઠા રાજ્યનો ડંકો વજડાવનાર અને પરદેશી રાજ્યોને ત્રાસ આપનાર પ્રતાપિ શિવાજી પછી, મરાઠાના પ્રધાનોમાં, પુણાના બાજીરાવ પેશવાનું નામ પ્રસિદ્ધ છે. બાજીરાવને મરાઠા રાજ્યોનો અચળ પાયો નાખનાર તરીકે માનવામાં આવે તો પણ તે અતિશયોક્તી કહેવાશે નહીં. શ્રીમંત બાજીરાવ બલ્લાલ પેશવાનાં નામથી પ્રસિદ્ધ થઇ ગયો છે. આવા એક શૂરવીરના જન્મ કાળને લગતી કેટલીક વિગત જાણવાજોગ થઇ પડવી જોઇએ. દક્ષિણ હિંદુસ્તાનની પશ્ચિમે આવેલી તાપી નદીથી તે ઠેઠ કન્યાકુમારી સુધી દક્ષિણોત્તર ડુંગરોની મસમોટી હાર લાગી છે જેને સહ્યાદ્રિ પર્વત કહે છે. ત્યાં વસતા પાહાડી લોકોના પરાક્રમથી ઉત્સુક બની શિવાજીએ પોતાનાં પરાક્રમનો પ્રારંભ કીધો. શિવાજીના સેનાનિઓ મજબુત, એક વચની અને સ્વામિના બોલ ઉપર પ્રાણ કાઢનારા ઘેટાં જેવા હતા; અને જ્યાં સુધી તેમને શિવાજી સરખો હિમતવાન ભરવાડ મળ્યો નહીં ત્યાં સુધી તેમના તે લડાયક ગુણો અંધારામાંજ રહી ગયા હતા. તેઓ સ્વદેશાભિમાની, સ્વતંત્ર, સ્વધર્મ ઉપર શ્રદ્ધાળુ હતા. તેમનો સઘળો વ્યવહાર સાદો હતો. અંગ ઉપર વસ્ત્ર તો લંગોટ શિવાય બીજું નહિ.

શિવાજીએ તેમને પેટ પુરતું ખાવાનું ને શરીર પુરતાં વસ્ત્ર આપી પોતાના હેતુને પાર પાડવા વશ કીધા એટલે થોડાજ વખતમાં તેઓ શૂરવીર સીપાઇઓ બન્યા. ઢાલ, તરવાર, બંદૂક, ભાલા વિગેરે લડાઇના શસ્ત્રો જે તેઓએ કોઈ કાળે પણ જોયાં ન હતાં તે શિવાજીએ તેમને બતાવ્યાં અને તેમનો ઉપયોગ કરતાં પણ શીખવ્યું. પ્રેમથી શીખ્યા અને શિવાજીને, હિંદુસ્તાનમાં, મરાઠા રાજ્યની સ્થાપના કરવાના કામમાં આગળ પાડયો, એજ સમશેર અને એજ ભાલાની નોકે તેઓએ પરદેશી મોગલોને તોબા તોબા પોકરાવી; એજ સમશેર અને એજ ભાલાની નોંકે તેઓએ પરદેશથી વેપારાર્થે આવી ભરતખંડના ધણી થઇ પડવાની લલુતા ધરાવવામાં તલ્લીન થઇ પડેલા ફીરંગીઓ, ડચ કે સિદીઓને હચમચાવ્યા. શિવાજીએ જે લશ્કર ઉભું કીધું હતું તે મોટે ભાગે આ તરફના લોકોનું અને થોડેક ભાગે ઘાટો

તરફના રહીશોનું હતું. સહ્યાદ્રિ પર્વતમાંથી કૃષ્ણા વગેરે નદિયો વહે છે, અને ત્યાં આગળ જૂદે જૂદે ઠેકાણે બચાવને માટે પર્વતોની ઉપરજ પ્રતાપગઢ, રાયગઢ, વસંતગઢ વગેરે કિલ્લાઓ બાંધવામાં આવ્યા છે. ત્યાંથી આગળ ચાલતાં કોંકણપ્રાંત આવે છે. ત્યાંની જમીન ખડ-કવાળી, બાજુએ નદીઓના પ્રવાહો અને ચોતરફ પાહાડો આવી રહ્યા છે. ત્યાંના લોકો ઉદ્યોગી અને ધૈર્યવાન છે. એ પ્રાંત બે વિભાગમાં વેહચાઈ ગયો છે, જેમાંનો એક દક્ષિણ કોંકણ અને બીજો ઉત્તર કોંકણ. ઉત્તર કોંકણમાં કોલાબા જીલ્લો આવ્યો છે. તેનું રાજનગર અલી-બાગ છે. એ જીલ્લા આગળ સમુદ્રકાંઠે જંજીરા નામનો મુલક આવ્યો છે, જે હબસાન સિદી રાજકર્ત્તાઓના હાથમાં હાલ પણ છે. હિન્દુસ્તાનમાં મોગલોનું પ્રબળ જ્યારે વિશેષ હતું ત્યારે આ હબસાનનો મુલક બહુ પ્રસિદ્ધિને પામ્યો હતો. આ સિદી રાજના અમલ હેઠળ શ્રીવર્ધન નામનું ગામ આવ્યું છે, આ ગામ તે, આપણી આ વાર્તાના મરાઠી ભાગ સાથે નિકટ સંબંધ ધરાવનારા નાયકની જન્મભૂમિ હોવાનું માન ધરાવે છે.

આ ગામમાં વિસાજીપંત નામનો ચિતપાવન બ્રાહ્મણ વસતો હતો; જે ત્યાંનો દેશમુખ અને કુળકરણી હતો. આ વિસાજીપંતને બાળકૃષ્ણ નામનો દીકરો હતો, જેને બાળાજીપંત એ નામથીજ ઓળખવામાં આવતો. બાળાજીપંત રૂપસંપન્ન, મળતાવડો, શહાણો અને ભારે તર્કબુદ્ધિવાળો તથા નીતિમાન હતો. ધર્મશાસ્ત્રનો તેણે સારો અભ્યાસ કર્યો હતો. હિન્દુ રાજ્ય અને હિન્દુ ધર્મનું તેને મોટું અભિમાન હતું. મુસલમાન, મોગલ વગેરે પરધર્મી લોકો હિન્દુસ્તાનમાં આવી મહા અનર્થ કરે છે તે વાત સાંભળી તેનાં રોમાંચ ખડાં થઇ જતાં. બાળાજીપંતે મરાઠા ઇતિહાસમાં જો કે અતિઘણી પ્રસિદ્ધતા મેળવી છે છતાં હાલ તેના જોડે આપણને કામ ન હોવાથી આટલેથીજ અટકીશું.

બાળાજીપંતને તેનાજ સરખી સદ્ગુણસંપન્ન પત્નિ હતી, જેનું નામ રાધાબાઈ હતું. બંને ધણિ ધણિયાણી એક બીજા ઉપર અતિ પ્રેમશીળ હતાં. ઈ૦ સ૦ ૧૬૯૫ માં બાળાજીપંતને ત્યાં એક પુત્રનો જન્મ થયો, જેને બાળાજીએ બાજીરાવ એવું નામ આપ્યું. પુત્ર પ્રસવ થતાં બાળાજીપંતના કુટુંબમાં ભારે ખુશાલી પેદા થઈ હતી અને બાજીરાવ એવું નામ બાળાજીપંતે

ઘણી શોધ પછી આપ્યું હતું. "બાજી" એવાં ઉપનામવાળા સખસો બહુ પરાક્રમી પુરૂષો થઈ ગયા છે, એવો વિચાર કરીને તેમજ એવાં ઉપનામવાળા પુરૂષોનાં જન્મચરિત્રોનો અભ્યાસ કરીને તે પછીજ બાળાજીપંતે પોતાના પનોતા પુત્રને બાજીરાવનું નામ આપ્યું: એજ, શ્રીમંત બાજીરાવ બલાલ પેશવાનાં નામથી ઇતિહાસ પ્રસિદ્ધ પુરૂષ એણે, હિન્દુસ્તાનના તારા સરખા ગણાતાં સતારાના રાજ્યનું પ્રધાનવટું વીસ વરસની ઉમરે મેળવ્યું. ઈ૦ સ૦ ૧૭૦૦ માં ઔરંગઝેબે સતારાનો કિલ્લો સર કીધો તે વેળા તેને "અજીમતારા" એવું નામ આપ્યું હતું. બાજીરાવના નાના ભાઇનું નામ ચીમનાજી હતું તે પણ ઇતિહાસ પ્રસિદ્ધ છે. તે પાછળથી ચીમાજી આપાનું નામ ધરાવા ભાગ્યશાળી થયો હતો. તે સિવાય તેને બે બેનો હતી. બાજીરાવ તથા ચિમ-નાજીએ દશ દશ બાર બાર વરસની વય થઇ. ત્યાં સુધી પંતુજીની નિશાળે શાસ્ત્રની કેળવણી લીધી હતી.

મોગલ અને સિદ્દી કે મુસલમાનોનું પ્રબળ વધારે હોવાથી એ વેળા છુટા છવાયા માણસો ટોળાંબંધ થઇ હિન્દુઓનાં ઘરબાર લુટતા અને નબળા સબળા ઉપર ફાવી જાય તેવી રાજનીતિ ચાલી રહી હતી. એ વેળા આખાં હિંદુસ્તાનમાં ભય ત્રાસનું રાજ ચાલતું હતું. કોઇ કોઇને પુછનાર ન હતું. લોકો પોતાની જે માયાપુંજી હોય તે સંતાડીને પોતાનાં બાળ બચાંને લઈ જ્યાં જીવ બચે ત્યાં જઇ રહેતાં હતાં.

દશ બાર વરસની વયે આ બંને ભાઇઓ કોંકણના ડુંગરાઓમાં ભટકી રઝળીને દરેક ખુણાં ખોચરાથી માહીતગાર થયા. નાની વયમાંજ તેઓ બંમે લડપડ બન્યા હતા. વિકાળ વાઘ કે વરૂથી બીહતા નહતા. વળી તેઓ હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસોનું પણ જ્ઞાન મેળવતા હતા. ઔરંગજેબની સ્વારીનો ઠાઠ, શિવાજીનું દેશાભિમાન, વિજાપુર શેહેરની સુંદર રચના, એ સર્વ દેખાવો અને એ સર્વ ચાલુ વાતોથી તેઓના ચંચળ ડોળા ઉઘડી ગયા; એટલે આસપાસનાં ગામો, ડુંગરો, નદીઓ કે રાજ્યો નજરે જોવાની તેમને ભારી ઉત્કંઠા થઇ. પનોતો પુત્ર પારણામાંથી જણાય તેમ આ બંને પોરિયાઓ ગોફણો બનાવી ઉંચાં ઉંચાં વૃક્ષો ઉપરનાં ફળોને તડાતડ તોડતા, અને ગામના સર્વ છોકરાઓને ભેગા કરી જાણે લડાઇ લડતા હોયની તેમ

બે ભાગમાં વેહેંચાઇ જઇ પરસ્પર લડાઇ કરતા: તેમાં કોઈ વાર બાજીરાવ તો કોઈ વાર ચિમાજી ફતેહ મેળવતો. બંને ભાઇઓ ગામના મુસલમાન છોકરાઓ ઉપર જાણે વૈર ધરાવતા હોય તેમ રમતમાં કે હરકોઈ બીજી બાબતમાં હંમેશ તેમના ઉપર દાવ મળતાં ચિતા પેરે ધસતા અને તેમનો હુચો હુચો કાઢતા. ધીમે ધીમે મોહ-લ્લાના છોકરાઓ પણ બે પક્ષમાં વહેંચાઈ ગયા. મુસલમાનના છોકરાઓ એક બાજુ અને હિન્દુઓના છોકરાઓ બીજી બાજુ, એમ પક્ષો બંધાઇ. બાજીરાવની ફરિયાદ દરરોજ તેના પિતાને કાને આવવાં લાગી. બાલાજીપંત બંને પોરિયાઓને ગમે તેટલો ડરાવે કે મારવાની ધમકી આપે તોએ શું થઇ ગયું? તેઓ સ્વતંત્ર થતા ગયા.

ચિમાજી આપા અને બાજીરાવ બંને એક સરખા હતા. બંને વચ્ચે એકસંપ હતો. જો એક ઉપર કાંઇ આફત આવી તો બીજો તેમાંથી તેને છોડવવાને તૈયારજ ઉભો રહેતો: જો એકને ઘરમાંથી કાંઇ ખાવાનું મળ્યું તો બંને વેહેંચીનેજ ખાતા હતા. એ પ્રમાણે બાળપણથીજ બંને ભાઇઓ વચ્ચે એક સરખી પ્રીતિ બાઝી હતી. બંને ભાઇઓ દહાડે દહાડે ઉચ્છૃંખલ બનતા ગયા, તે જોઇને બાળાજીપંતને લગાર કાળજી અને ચિંતા થવા માંડી. તેણે વિચાર્યું કે આવા છોકરાઓને સુશિક્ષણની ઘણી જરૂર છે અને તેવું શિક્ષણ શેહેરમાં ગયા સિવાય મળનાર નથી; એટલે તેણે બંને ભાઈઓને રાધાબાઇની પરવાનગી લઇને દેશાવર મોકલવાનો મનસૂબો કર્યો.

દરમિયાન એક અવનવો બનાવ બન્યો. તે વેળાના જંજીરાના સિદી નવાબને કોઇએ ભડકાવ્યો કે બાળાજી વિશ્વનાથ તારો તાબે-દાર છતાં આંગડીયા જોડે છુપી મસલત ચલાવે છે અને બાળાજીની સલાહથી આંગડીયો તારા ઉપર ચઢાઇ આણવાની તૈયારી કરે છે. હુબસીભાઈ કાચા કાનનો હતો; એટલે આ ખબર કશી પણ તેહકીક વગર ખરી માની, ને ક્રોધથી લાલ પીળો થઇ ગયો. અને "એક દેશમુખના બે કરી નાખું છું" એવો શબ્દ ઉચ્ચાર્યો. બાળા-જીપંતને આ વાતની ખબર પડતાં તે થરથર કાંપવા લાગ્યો. રાજ્યમાં કોઇ બાંધેલો નિયમ તો હતોજ નહીં, એટલે સિદીભાઇ ઓલશે તે પાળ્યા વગર રહેશે નહીં એમ તેને લાગ્યું. ખીલા મારેલાં પીપમાં ઘાલીને ગબડાવવાની, સમુદ્રમાં ઢકેલી દેવાની, મોઢાંમાં

ગોમાસ ઘાલવાની, હાથપગ બાંધી હાથીના પગ નીચે ચગદાવવાની, તપાવેલા સાણુંસાથી ખાનગી ભાગ ઉપર દામ દેવાની, સીસાનો રસ કાનમાં રેડવાની, શિરચ્છેદ કરવાની, કાનમાં કે નાકમાં મેખો મારવા વિગેરે ક્રૂર શિક્ષા, મનથી માનેલા અપરાધીઓને કશા પણ ન્યાય વગરજ તે ફરમાવતો હતો. જેનો અનુભવ બાળાજીને સારી પેઠે હતો. સિદીના ગડગડાટથી ગભરાઇ તેણે ગામમાં રહેવાનું યોગ્ય વિચાર્યું નહીં, અને જ્યાં વાટ મળે ત્યાં ચાલ્યા જવું એવો નિશ્ચય કર્યો. બીજે દિવસે પ્રભાત થતાંજ તેઓ સહકુટંબ સહપરિવાર ઘર છોડી ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓ સાસરવડ પોહોંચ્યાં. ત્યાં આગળ બાળાજીપંતે પોતાના અંબાજીપંત પુરંધરે નામના એક મિત્રને ત્યાં આશ્રય લીધો. અને ત્યાંથી તેઓ સતારે ગયા.

સતારામાં પગ મુકતાંજ બાળાજીપંતના બંને દીકરાઓના ભાગ્યોદયનો પ્રારંભ થવા માંડયો. અંબાજીરાવ પુરંધરે તથા પરશુરામ ત્રિબંક પ્રતિનિધિ, એમ બંનેના કુટંબને, સેનાપતિ ધનાજીરાવ જાદવનો આશ્રય મળી ગયો. વળી કર્મસંજોગે તે વેળાએ સતારાનો શાહુરાજા ઔરંગજેબના કેદખાનામાંથી મુકત થઇને સતારાની ગાદી ઉપર આવી બેઠો હતો, તેણે જમાબંદીનું કામ, આવતાંને વાર ધનાજીરાવ જાદવને સોંપ્યું. ધનાજીરાવે પોતાનો વગ લગાડી બાજીરાવના બાપ બાળાજીપંત પુરંધરને કારકુની આપી. બાળાજીપંતે બહુ ઉત્તમ રીતે એ કામે બજાવ્યાથી ધનાજીરાવનો પુરતો વિશ્વાસ તેના ઉપર બેસી ગયો, અને રાજા આગળ તેની ભલામણ કરવામાં આવી; અને આગળ ચાલતાં દફ્તરદારીની કુલ જગ્યા બાળાજીપંતને આપી.

સતારામાં આવ્યા પછી બાળાજીપંતના બંને દીકરાઓ બહુ હુશિયાર થતા ચાલ્યા. બાજીરાવની હુશિયારી જોઇ ધનાજીરાવ તથા શાહુરાજા બહુ પ્રસન્ન થયા. ધનાજીરાવને ચંદ્રસેન નામનો પુત્ર હતો, તેના જોડે ધનાજીરાવે તેને ઘોડેસ્વાર થતાં શીખવ્યો; તથા સર્વ હથિયારો વાપરવાની તાલીમ પણ તેને આપી. સતારામાં આવ્યા પછી આ બંને ભાઇઓનાં લગન પણ થયાં. બાજીરાવની પત્નિનું નામ કાશીબાઇ હતું, તે જેમ ભણેલી તેમજ ખુબસુરત પણ હતી. બંને વચ્ચે અપ્રતિમ પ્રેમ હતો. ચીમાજીની સ્ત્રીનું નામ રખમાબાઈ હતું. બાજીરાવની બંને બેહનો પણ બહુ સારે ઠેકાણે પરણી ગઇ હતી.

મોગલોના પ્રાંતમાં ચોથાઈ, સરદેશમુખી તથા ઘાસદાણાનો હક લાગુ પાડવામાં આવેલો હતો તે કેટલોક વખત થયો બરાબર વસુલ થતો ન હતો. તે અવેજ લઈ આવવાને શાહુરાજાએ, આપણા આ જુના માહિતગાર બાળાજીપંત અને ધનાજીરાવના દીકરા ચંદ્રસેનને ફોજ આપી રવાના કર્યા. ચંદ્રસેન, ધનાજી સેનાપતિનો પુત્ર હોવાથી બાળાજીપંતને એકદમ રાજકાજમાં માનીતો થઇ પડેલો જોઇ બળવા લાગ્યો અને તેણે બાળાજી ઉપર મજબુત દ્વેષ બાંધ્યો. પોતાનું વૈર વાળવાની આ તક ચંદ્રસેનને બહુ અચ્છી મળી ગઇ. બંને જણ, રાજાએ આપેલી ફોજ લઇ ચાલ્યાં. ચંદ્રસેને તે વેળા દગો રમી પોતાનો ઘોડો બાળાજીપંતની ઉપર ચઢાવી દઈ તેને ઠાર કરવાની યુક્તિ રચી. બાળાજીપંત તે વાત તાત્કાળ જાણી ગયો, એટલે તેનાથી તે દુર થઇ ગયો. પણ ચંદ્રસેને તેનો પીછો છોડયો નહીં. બાળાજીપંતને, ચંદ્રસેનના દ્વેષની કેટલીક ખબર આગળથી પડેલી હોવાથીજ તેને વધુ સાવધ રહેવાનું બની આવ્યું હતું. બાળાજીપંતે જ્યારે જોયું કે ચંદ્રસેન તેનો પીછો કેમે કેરીને છોડતો નથી એટલે બાળાજીપંતે નિરૂપાયે ભયાનક રાનમાં કેટલાક દિવસ ઝાડીમાં છુપાઇ રહીને કાઢયા. બાજીરાવ, બાળાજીપંતની જોડે હતો અને તે જો કે બીલકુલ બીનઅનુભવી ઉછરતો જુવાન હતો, છતાં તેના હાથ ચળવળતા હતા. કેટલાક દિવસ જંગલમાં કાઢયા પછી, બાળાજીપંત પોતાની જોડે રહેલા કેટલાક સ્વારો તથા શિલેદાર પીલાજીરાવ જાદવ અને નાથાજીરાવ ધુમાલને લઇ મહા કથાવટીએ પાંડવગડ તરફ ગયો. નાહાસભાગ કરતે કરતે તેઓ ઘણેક દિવસે પાંડવગઢના કિલ્લા ઉપર પોહોંચ્યા. આ પ્રમાણે બાજીરાવે યુદ્ધ શાળાની બારાખડી શીખવા માંડી!

---

## પ્રકરણ ૩ જું.

### બાળાજીપંત.

બાળાજીપંતે જ્યારે પાંડવગઢ જઇ પોતાનો પ્રાણ બચાવ્યો, ત્યારે ચંદ્રસેન પોતાના બુરા હેતુમાં નિષ્ફળ થઇ મનમાં ખેદ પામવા લાગ્યો. સતારાના રાજાને જ્યારે આ વાતની સર્વ ખબર, બાળાજીએ (પાંડવગઢથી) કહાવી મોકલી ત્યારે રાજા શાહુ બહુ ખિન્ન થયો, અને ચંદ્રસેનને તેણે હદપાર કરી કાઢયો. ચંદ્રસેન, આ ઠપકાનો ચણચણાટ મનમાં રાખી પોતાના જાતભાઇઓનો અને પોતાના દેશનો શત્રુ થઇ કૃતઘ્ન થયો. તે મરાઠાઓના હાડવેરી મોગલોને જઈ મળ્યો. મોગલોને જેવું જોઇતું હતું તેવું વૈદે ફરમાવ્યું. મરાઠા સરકારના ધનાજીરાવ જેવા શૂરવીર સેનાપતિનો દીકરોજ તેમને આવી મળે, એ બનાવે તેમનામાં નવું જોર આણ્યું અને તેની મદદ અને છુપી બાતમીઓથી મોગલોએ હિંદુસ્તાનમાંથી હિંદુ અમલ અને હિંદુ નામનું નિકંદન કરી, એ કાંચનભૂમિના એકલા ધણી થઈ પડવાની હામ ભીડી !

ચંદ્રસેનના સમજાવ્યા પ્રમાણે નિજામ–ઊલ–મુલ્કે મરાઠાઓ ઉપર ચઢાઈ કરવાને મોટું સૈન્ય જમા કરવા માંડયું. જ્યાં ત્યાં કિલ્લેબંદીઓ કરવા માંડી, ખોરાકી પોશાકી એકઠી કરવા માંડી અને ટુંકામાં કહીએ તો સર્વ પ્રકારની સામગ્રી તેણે ચંદ્રસેન સરખા નિમકહરામની સમજાવટથી કરવા માંડી. ચંદ્રસેન મોગલ લશ્કર સાથે નિમકહરામીથી મળી ગયો તે વેળા તેની સાથે કાગળનો ઘાટી શીરઝીરાવ અને રંગાજી નીંબાળકર નામનો સરદાર હતો. આ સઘળાઓને નિજામ–ઊલ–મુલ્કે તેમના માંગ્યા પ્રમાણે લશ્કરની જૂદી જૂદી ટુકડીઓની સરદારી આપી હતી. આ પ્રમાણે લશ્કરની સર્વ પ્રકારની તૈયારી કરી નિજામ–ઊલ–મુલ્કે ઔરંગાબાદ જઇ, ગોદાવરી નદીના કીનારા ઉપર-છાવણી નાખી પડેલા મરાઠા સરદારના સરલશ્કર સામે ચઢાઈ મોકલી. ગોદાવરી નદીના કીનારા ઉપર, સરલશ્કર અને મોગલ લશ્કર વચ્ચે એક મોટી લડાઈ થઇ જેમાં સર લશ્કર હાર પામીને ગોદાવરી છોડી, ભીમા નદી તરફ નાશી ગયું.

સતારાના રાજા શાહુ છત્રપતિને મરાઠા લશ્કરની આ હાર થવાની ખબર પડતાંજ વિણા ચુંટા થયા અને રખેને મોગલ લશ્કર

આ ફતેહથી ફુલાઇને આગળ વધી આવી હેરાન કરે, એવી ધાસ્તી રાખી તેને આવતુ અટકાવી પાછું વાળવાને રાજાએ બાળાજીપંતના હાથ હેઠળ એક મોટું લશ્કર મોગલોની સામે મોકલ્યું. બાળાજીપંતને રાજાએ આ વેળાએ એક મોટી દરબાર ભરીને "સેનાપતિ" નો ખેતાબ આપ્યો હતો. દડમંજલ બાળાજીરાવ પોતાના લશ્કર જોડે કુચ કરતો પુરંધરની નજદીક જઇ પહોચ્યો. ત્યાં આગળ મોગલ લશ્કર જોડે એક મોટી લડાઇ થઈ જેમાં બાળાજીપંતે ફતેહ મેળવી, અને મોગલો ભારી નાંશ સાથે પાછા ફર્યા. આ ફતેહ મેળવી જ્યારે બાળાજીપંત સતારે ગયો, ત્યારે ત્યાં મોટો ગડબડાટ થઇ રહ્યો હતો. રાજ્યમાં પુષ્કળ તફા પડી ગયા હતા. કોઈ શાહુના પક્ષમાં અને કેટલાકો કોલ્હાપુરવાળા સંભાજીના પક્ષમાં ભળ્યા હતા, જ્યારે કેટલાકો મોગલોની મોટાઇથી અંજાઇ નિમકહરામ થઇ તેમની સાથે જઇ મળ્યા હતા અને કેટલાકો ઘરના રાજા થઇ બેઠા હતા.

આવી વેળાએ બાળાજીપંતને આવેલો જોઇ રાજાને પુષ્કળ હર્ષ થયો અને રાજ્યમાં પેઠેલી અવ્યવસ્થાનો નિકાલ કરવાનું કામ તેણે તેને સોંપ્યું. રાજની તીજોરી તથા લશ્કર સર્વસ્વ બાળાજીપંતના હાથમાં આપ્યાં. ગડબડમાં જેમ જેને ગમે તેમ સતા લઇ બેઠા હતા, તેમાં દમાજી થોરાટ નામનો એક કામદાર હિંગનઘાટનો રાજા થઇ બેઠો હતો. તેને સર કરવાને પેહેલાં બાળાજીપંત લશ્કર લઇ ગયો. હિંગનઘાટની આસપાસ વીસ કોસ પર્યંત દમાજીએ પોતાની સતા અને ધારા બેસાડી દીધો હતો. બાળાજીપંતને મોટાં સૈન્ય સાથે આવેલો જાણી તે ગભરાયો, અને સામા થવાનું બળ ન જોઇ, તેણે દગો રમવાનો ઇરાદો કીધો. બાળાજીપંતને તેણે સુલેહનું કહેણ મોકલી શરણ થવા માટે પોતાના કિલ્લામાં બોલાવ્યો. બાળાજી તેના ઉપર વિશ્વાસ રાખી સહકુટંબ દમાજીના કિલ્લામાં ગયો જતાંને વાર તેણે બાળાજી, રાધાબાઇ, અંબાજીપંત પુરંધરે, બાજીરાવ તથા ચીમાજી સર્વને કિલ્લામાં કેદ કીધા. સતારાના રાજાને જ્યારે આ દગા ફટકાની ખબર બાળાજીનાં પાછાં ફરેલાં લશ્કરથી મળી ત્યારે તે બહુ ગભરાયો. પોતાના આ નીચ કર્મમાં ફતેહ પામ્યાથી દમાજીએ તો રાજાને કહાવ્યું કે અમૂક રકમનો દંડ આપશો તો સર્વને બંધન મુક્ત કરવામાં આવશે, નહીં તો તે સર્વને રામશરણ થવાનું છે. કિલ્લામાં દમાજીએ તેઓ ઉપર ઘણીક પ્રકારનો જુલમ ગુજાર્યો

હતો. ઘોડાને દાણા ખવાડવાના તોબરાઓમાં ઉની ઉની રાખ ભરી તે તોબરા તે સર્વને મોઢે બાંધવાની તેણે ધમકી આપી હતી, અને રીબાવી રીબાવીને તેમનો અંત આણવાનો તેણે ઠરાવ જાહેર કર્યો હતો. શાહુ રાજા, બાળાજી વગર એવો તો ગભરાટમાં પડયો કે દમાજીએ માંગેલો દંડ ભરી તેણે સર્વને છોડાવ્યાં. બાળાજીએ છુટા થયા પછી રાજ્યની ઘણીક અવ્યવસ્થા દૂર કરી રાજ્યને સારી સ્થિતિમાં આણ્યું, અને ઘણીક મેહેનતે અને ઘણીક લડાઇ પછી દમાજી થોરાટને પણ હાથ બાંધી રાજાની હજૂરમાં આણવામાં આવ્યો. આ સર્વ વ્યવસ્થા કીધા પછી બાળાજીએ રાજ્યની મેહેસુલ ઉપર ધ્યાન આપ્યું, અને તીજોરી પણ સારી પઠે ભરપૂર કરી દીધી. આ સર્વ સેવાઓથી રાજા બહુ ખુશ થયો; અને તેને પેશવાઇ આપી.

આ પ્રમાણે બાળાજી એક સાધારણ બ્રાહ્મણ કારકુનીપરથી વધીને મરાઠા સતાનો પાયો સ્થાપનાર થયો. સતારા આ પ્રમાણે પ્રબળ થવાથીજ મરાઠા સતાનો કાંઇક પાયો નંખાયલો કહી શકાશે. તેના જોડે બાળાજીની સતા અને કીર્તિ પણ પુષ્કળ વધી હતી. શાહુ પોતે થોડો બાહોશ નહતો. તે સ્વભાવે ઉદાર વૃતિનો, સર્વ ધર્મ તરફ સમાન પ્રીતિ ધરાવનારો, ધર્મ ચુસ્ત અને બ્રાહ્મણો તરફ ઉદાર લાગણી ધરાવનારો હતો. તેણે પોતાની ચપળતાથી સારી કીર્તિ સંપાદન કરી હતી. તેમ મરાઠાઓના કાયદેસરના વડા તરીકે રાજા શાહુએ મોગલોમાં પણ પોતાનો સારો કરપ બેસાડયો હતો, અને તેઓએ પણ તેને સારૂં માન આપવા ઉપરાંત ખેતાબો વગેરેની નવાજેશ કરી હતી.

---

## પ્રકરણ ૪ થું.

### કોળી સરદાર.

બાળાજીએ રાજ્યની વ્યવસ્થા કરવા જોડે જે બીજું અગત્યનું કામ બજાવ્યું તે રાજ્યની અવ્યવસ્થાનો લાભ લઇ બાહારવટે નિકળી પડેલા લૂટારૂઓનો દોર તોડવાને લગતુ હતું. આ લૂટારૂઓનું જોર એટલું બધુ વધી ગયું હતુ કે પ્રજાને જરા પણ શાંતિ ન હતી. ઘરમાં કે ઘરની બાહેર, રસ્તે કે શેહેરમાં કોઈ

વગર ધાસ્તીએ ફરી શકતું નહતું. સરકારની અવ્યવસ્થાને લીધે આ લૂટારૂઓને અટકાવનાર કોઇ નહતું, અને લૂટારૂઓ વગર અડચણે અને વગર ધાસ્તીએ જ્યાં ફાવે ત્યાં લૂટફાટ ચલાવતા. આ લૂટારાઓ એક બે નહીં પણ સો સો બબેસોની મોટી ટોળીઓ થઇને જંગલમાં પાહાડોની કઢણોમાં કે નદી કિનારે કોતરોમાં અને ઝાડીઓમાં ઘર કરી રહેતા હતા. તેમનાં તે રહેઠાણો એટલાં છુપાં હતાં કે, ઘણી શોધ કરવા છતાં તેમનો કશો પતો મળી શકતો નહીં; અને જે ટુકડી કે ટોળી તેમની શોધમાં જતી તે કોઇ કાળે પણ જીવતી પાછી ફરવા પામતી નહીં. લૂટારૂઓની આ ટોળીઓ અનેક હતી અને તેમની સરદારી પણ જૂદા જૂદા લૂટારૂઓના હાથમાં હતી. આ ટુકડીમાં રાઘુજી ભાંગડિયાની સરદારી હેઠળની ટુકડી સર્વથી વિશેષ ત્રાસ પમાડતી હતી. રાઘુજી, મરાઠા લશ્કરનો એક હુણાયલો સરદાર હતો, તેમ તેના હાથ હેઠળની ટુકડીનાં માણસો પણ તેની સરદારી હેઠળનાં લશ્કરનાંજ માણસો હતાં. રાજ્યમાં અવ્યવસ્થા ચાલ્યાથી તથા રાજ્યની તીજોરી બીલકુલ ખાલી થઇ ગયાથી લશ્કરને કેટલાએક મહીના સુધી પગારો ન મળ્યાથી અંતે તેઓએ પ્રજાને લૂટીને પેટ ભરવાનો ધંધો માંડયો હતો; અને તેમાં રાઘુજી ભાંગડિયો પણ એક હતો.

રાઘુજી ભાંગડિયા ઉપરાંત જાવજી નામનો એક કોળી સરદાર હતો. જાવજી તેમજ તેના વડવાઓ જો કે પ્રથમથી તો સરકારના બહુ માનીતા હતા અને રાજા અને પ્રજાની સેવા બજાવવામાં પોતાનું માથું જાય તો તે પણ આપવાને ડરતા ન હતા; છતાં રાજ્યની અવ્યવસ્થા જોઇને તે સર્વ જૂદા જૂદા પ્રકારે લુટફાટ ચલાવવાનો ધંધો લઈ બેઠા હતા. જાવજીની કેટલીક જાગીરો જુન્નેર ખાતે હતી, જેનો તે વંશપરંપરાથી ઉપયોગ કરતો હતો. આ જાગીરોના સંબંધમાં જાવજીને તેના પિતા હીરાજી કોળીનાં મરણ પછી, સરકારના અમલદારો જોડે વાંધો પડયો.

વખત જતાં આ વાંધાએ બહુ ગંભિર રૂપ પકડવા માંડયું. જાવજી કદે ઠીંગણો, શ્યામળા રંગનો, ચટપટિયા સ્વભાવનો, પણ હીમતવાન ખટપટિયો હોવાથી તે જો કે હાથમાં લીધેલું કામ પાર પાડવાને મથન તો ઘણુંએ કરતો, પણ જાતે અનિયમીત હોવાથી ઠરેલપણાંથી કોઇ કામ કરતો નહીં. જુન્નેરની જાગીરોનો વાંધો

એટલે સુધી વધતો ચાલ્યો કે છેવટ વહીવટદારે તે જાગીરો તેને આપવાની સાફ ના પાડી. જાવજીને આથી બહુ ક્રોધ ચઢયો. સરકારની નોકરી તેણે છોડી દીધી, અને પાહાડોમાં જઇ ભરાયો; અને તેમ કરી લૂટફાટનો ધંધો શરૂ કીધો. પોતાના કોળી સૈન્યને તેણે લૂટારૂ સૈન્ય બનાવ્યું. **પે**શવાને ખબર પડતાં તે બહુ ચીઢાયો અને તેના કુટુંબને પકડી તેનો બીલકુલ નાશ કરી નાંખ્યો, તેની જાગીરો ખાલસા કરી દીધી અને તેની સામે લશ્કર મોકલ્યું.

**જુન્નેર**માં **રામજી** સાવંત નામનો **જાવજી**નો બીજો એક કટો શત્રુ હતો. તેણે આ ઉત્તમ તક હાથ લઇ **પે**શ્વાના **જુન્નેર** ખાતેના વહીવટદારને ખુબ ભંભેર્યો. દરમ્યાન **જાવજી**એ પોતાનાં કુટુંબની ખબર લેવા માટે પોતાના એક ભાઇ અને એક પિત્રાઇ સાથે સાત કોળીઓને દૂત કાર્ય માટે શેહેરમાં મોકલ્યા. એ સર્વેને **રામજી** સાવંતે કેદ પકડાવ્યા અને **જુન્નેર** વહીવટદારની રજા લઇ તે સાતે કોળીઓને ગરદન મારી તેમની લાશોને **શીવનેર**ના ખડકોમાં ફાડી ખાનારાં જાનવરોના ભક્ષ માટે ફેંકી દીધી.

**જાવજી**ને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેનાં રોમાંચ ખડાં થઇ ગયાં. ગુસ્સા અને ઝનુનથી તે આકુળવ્યાકુળ થઇ ગયો. શું કરવું તે તેને બીલકુલ સુઝ પડે નહીં. તેનું લોહી ઉકળી આવ્યું; ને તેમાં તે ઘડીકમાં હાથ પગ પછાડે તો ઘડીકમાં ખુદ **પે**શવાની સતા છીનવી લઇ તેનેજ ગર્દન મારવાની પ્રતિજ્ઞા ઉપર પ્રતિજ્ઞા લે. વળી ઘડીકમાં તે શાંત બની જઇ **પે**શવા પાસે ન્યાય મેળવવા જવાનો વિચાર કરતો તો બીજીજ પળે ઉશ્કેરાઇ જઇને માથું કૂટતો હતો.

આવા ગુસ્સામાં વાઘ માફક ઘૂરકતો **જાવજી** બેઠો છે તેવામાં તેના કોળી સૈનિકો તરફથી ખબર મળી કે **રામજી** સાવંતનો એક ભાઇ એક ગોસાંઇ જોડે પાહાડોમાં વસે છે, ને ગોસાંઇ સાવંતનાં શરીરને જખમજ નહીં લાગે એવું બનાવવા માટે ત્યાં આગળ લાંબો વખત થયો ચંડિકાને બલિદાન આપે છે. **જાવજી**ને પોતાનું વેર વાળવાને આ ઠીક તક હાથ લાગી. એક રાત્રીના, ગુપચુપ જઇ તેણે **રામજી**સાવંત ઉપરનું વેર તેના ભાઇને એકદમ ઠાર કરીને વાળ્યું. **રામજી**સાવંત કાંઇ **જાવજી** કોળીથી હઠી જાય તેવો નહતો. **જાવજી**ની પુંઠ પકડી તેનું તેની ટોળી સાથે નિકંદન કાઢવાને તેણે કેટલુંક

લશ્કર મોકલ્યું. જાવજીને ખબર પડી કે તેનો સજ્જડ પીછો પકડવામાં આવ્યો છે એટલે તેણે એક જગે રહેવાને બદલે પોતાની ટોળીના વિભાગો કરી, તેને શેહેરના જુદા જુદા ભાગોમાં વિખેરી નાખી છુટી મુકી. આ પ્રમાણે ચોતરફ ફેલાયલા લૂટારૂઓને પકડી તેમનો નાશ કરવાને સાવંત રામજીને કાંઇ થોડી મુસ્કેલી નડી નહીં. તેણે પોતે પણ પોતાનાં માણસોને જૂદી જૂદી ટોળીઓ કરીને વેહેંચી નાખી, જંગલે જંગલ ભટકાવી. ઘણે વખતે ખુદ રામજીને પોતાને જાવજીનો પતો મળ્યો; પણ તેનો એક વાળ સુધાં વાંકો કરવાને રામજી ફતેહમંદ થવા પામ્યો નહીં. જાવજીને ખબર પડી કે રામજી પોતે તેના રહેઠાણની ભાળ મેળવી તેના સામે છુપો આવે છે, એટલે જાવજી પોતે છુપાછુપ પોતાનાં માણસો સાથે રામજી ઉપર તુટી પડયો. બંને વચ્ચે જબરી લડાઇ થઇ. રામજીનું લશ્કર એકાએક ઘેરામાં આવી ગયાથી ગભરાટમાં પડયું અને નાહાસભાગ કરવાની તેને તક મળી નહીં. એ મારામારીમાં રામજીનાં ઘણાક માણસો કપાઇ જવા ઉપરાંત રામજી પોતે અને તેનો નાનો છોકરો માર્યા ગયા. રામજીના વડા દીકરાએ તુરત પોતાના પિતાની જગ્યાનો અધિકાર લીધો અને પિતાની લશ્કરની સરદારી સાથે તે ત્યાંથી નાસવા લાગ્યો, પણ હાથમાં આવેલા શિકારને જતો છોડે એવો જાવજી નહતો. તેણે તેની પુઠ પકડી અને જુન્નેર આગળ કેદ પકડયો.

જાવજીનાં આ પરાક્રમે ત્રાસ વર્તાવ્યો. સરકારે હવે જાવજીને કાયદેસર લૂટારૂ જાહેર કીધો. જુન્નેરમાં જે કોળી અમલદારો હતા તેમાંના વડા દાજી ક્રોકાટને પેશવાએ જાવજીને પકડવાનો હોકમ કરી નહીં પકડે તો તેને પેશવાની નોકરીમાંથી હાંકી કાઢવાની ધમકી આપી. દાજી કોળી ઘણીક મહેનતે ભટકતો ભટકતો ઘોડની ખીણમાં જાવજીને મળ્યો. દાજીએ જાવજીનો મિત્ર હોવાનો ઢોંગ કીધો. જાવજી ઠગાયો. જાવજીની ટોળીમાંના એક ચકોર માણસે, જાવજી, દાજીને લઇ પાસેની નદીમાં સ્નાન કરવા ગયો તેનો લાભ લઇ દાજીના સામાનનો કોથળો ફોડયો, તેમાંથી પેશવાની સહી સાથનો જાવજીને પકડવાનો સરતપટો હાથ લાગ્યો. તે વાતની ખબર જાવજીને થતાંજ જાવજીએ રાતોરાત દાજી અને તેના જોડે આવેલા તેના ત્રણ દીકરાઓને ગરદન મરાવ્યા.

આ બનાવથી પેશવાનો, જાવજી તરફ કુદરતીજ ભારે તિરસ્કાર વધ્યો, અને એવડાં બળથી તેની શોધ ચલાવવાનું કામ હાથ ધરવામાં આવ્યું.

જાવજી કાચોપોચો માણસ નહતો. તે પામી ગયો કે હવે તેની પુઠ બહુ મજબુત રીતે ધરવામાં આવશે. તેણે પોતાનો વેષ બદલી નાખ્યો અને સાધુ બની ગયો. પોતાનું નામ બદલી તેણે બાવાજી બિહારીલાલ રાખ્યું. જંગલમાં પાહાડી કઢણુમાંના રહેઠાણ આગળ તેણે આતશની મોટી ધુંણી રાતદિવસ સળગાવેલી રાખી. હાથમાં મોટા મોટા મણકાની માળા લઇ તે ચોદિશ ચકોરદૃષ્ટિ ફેંકતો જપ કરતો બેસતો. જંગલમાં જે કોઈ હાથ આવે તેનેજ લુટવાનો અને તેના ઉપરજ નિર્વાહ ચલાવવાનો તેણે ઠરાવ કીધો. બાવાજી બિહારીલાલ આ પ્રમાણે જંગલમાં મંગળ કરતા દિવસ નિર્ગમન કરતા હતા. તેમની ભાળ કાઢવાને પેશવાએ ચોતરફ માણસોની દોડાદોડ ચલાવી હતી. કેટલોક વખત નિકળી ગયાથી તે એમ માનતો કે હવે તેને ભૂલી જવામાં આવ્યો છે કે શું? જે ઝાડીમાં તેનું રહેઠાણ હતું તે ઝાડીઓથી ગીચ ભરેલું હતું અને આજુબાજુ સુલેહસંપજ હોય તેવો દેખાવ દેખાતો હતો.

દિવસના કકડતા તડકામાંથી પસાર થઇ એક વાર આ ભિલ્લ લૂટારૂનો કાફલો પૂર ચાંદરણી રાત્રે આરામ લેતો પડયો છે. જાવજીના દીલમાં તે વેળા તરેહવાર સંકલ્પ થાય છે. ભયંકર લડાઇઓની જીવલેણ ખરાબીનો ઘડીકમાં ખ્યાલ કરી તેનાં પરિણામો ઉપર વિલાપ કરે છે, તો ઘડીકમાં પોતાની આગલી સારી સ્થિતિનું સ્મરણ કરી તેનો પશ્ચતાપ કરે છે. દુશ્મનો જાણે તેને ભૂલી ગયા હોય એમ તેને લાગે છે. ઘડીભર જાણે તે પોતાને તમામ વિશ્રાંતિ માની ચુકેલો માને છે. આસપાસ સર્વ શાંત છે. પવનના ધુંધવાટા સિવાય બીજો કશો અવાજ કાને પડતો નથી. આવા અનેક તરંગો દોડાવતો બેઠો છે, તેવામાં ઓચિંતા તેના કાનમાં કાંઇ ભણકારા વાગ્યા. ફડકા સહિત તે ઉભો થયો. ન ધારેલી રીતે તેનું કોઇ ચીજ તરફ ધ્યાન ખેંચાયું. દૃષ્ટિમર્યાદા તરફ આવેલી એક ઉંચી ટેકરીએ તેનું ધ્યાન ખેંચ્યું. તેની અણીઆળી ટોચ ઘડીકમાં કાળી અંધારી ઘમઘોર અને ઘડીકમાં

ચકચકીત દેખાઇ. તેના આશ્રમથી લગભગ બે ત્રણેક મલને છેટે તે આવેલી જણાતી. આજુબાજુ બીજી ઘણીક ઊંચી ટેકરીઓ હતી, જેના ઉપર પણ તેણે આતુરતા ભરેલી દ્રષ્ટિ કરવા માંડી; પણ સર્વ તેને શુન્યકાર જણાઇ. ત્યારે પેલીજ એક ટોંચ ઉપર જે ચમત્કાર થાય છે તેનો ભેદ શું?

બીજીજ પળે તેને લાગ્યું કે બેશક આ કોઇની શોધ થાય છે. એ વિચાર આવતાં તેના શરીરમાં ન ધારેલી કંપારી છુટી. "મારા આ ઠેકાણાની તેમને ખબર પડી હશે ખરૂં? દાજીની ટુકડીનાં એકેએક માણસને તો મેં ઠાર કર્યાં છે. એટલે મારો પત્તો કેમ મળી શક્યો હશે?" વારંવાર તે ટેકરીની ટોંચ નીહાળતો અને રોશનીનો જે ચમત્કાર ચાલુ થતો રહેતો તે જોઇને તે ઉપર પ્રમાણેના અનેક વિચારો દોડાવતો હતો. ઘડીક પેહેલાં તે પોતાને જે સુલેહ શાંતિમાં બેઠેલો જોતો હતો તેમાંથી બદલાઇને હાલ તે ભય અને ચિંતામાં પડયો. 'અલબત મારો આ એકાંત ખુણો કોઇ જાણતુ નથી, અને જાણવા પામે તો મારૂં નામ કોઇ જાણતુ નથી. હું જાવજી? નહીં, જાવજી ક્યાં? હું ક્યાં? હું બાસો આ ગોસાંઇડો! મારી આ લાંબી લાંબી જટા, મારી આ મોટા મણકાની માળા, મારી આ સતતપ્રજ્વલિતા ધુણી, સર્વ સાથે મારૂં નામ? મારૂં નામ જાવજી, હતૂ નહીં, જાવજી ક્યાં? મારૂં નામ તો બાવાજી બિહારીલાલ. કેમ બચ્ચા બિહારીલાલ! બેશક બિહારીલાલજી બાવાજી.' આ પ્રમાણે ગમે તેટલી પોતાના મનમાં ધીરજ ધરવા છતાં, તેની ચિંતામાં કાંઇ ફરક પડયો નહીં. 'સબર બચા, જાવજી! અરે જાવજી નહી! બાવાજી બિહારીલાલ! પેલી મારી ઊંચી ટેકરી ઉપર ચઢીને જોઊં તો ખરો કે એ ચમત્કાર શું બન્યો છે? જોઊં તો ખરો કે આ જાવજીની સમશેરનો કોણ ભૂખ્યો થયો છે? તપાસું તો ખરો કે જાવજીનાં દર્શન કોણે ભાખ્યાં છે?' જે કઢણમાં તે બેઠેલો હતો તે કઢણ ઉપરથી તે પાહાડ ઉપર ચઢયો. ચરાચર જગત શાંત હતું, ચંદ્ર તથા તારા ઝળહળી રહ્યા હતા, પાહાડની હેઠાણમાં તમામ અંધકાર પણ હતો; ટોંચો ચકચકીત દેખાતી હતી. પાહાડ ઉપર ચઢ્યો તો અજાયબી વચ્ચે તેણે શું જોયું? પાહાડ ઉપર એક મોટી ધજા ફરકતી હતી. બાવાજી બિહારીલાલના પેટમાં ધ્રાસકો પડયો. આનો અર્થ શું? તેનો ભેદ કેમ મેળવવો. બાવાજીએ તુરત

નીચે ઉતરીને પોતાની લૂટારૂ સેના ભેગી કરી. ઘણીક ચરચા અને મનસુબા કર્યા પછી એવું ઠર્યું કે સવારમાં ખુદ બાવાજી બિહારીલાલે સાધુનાજ વેષમાં ત્યાં આગળ ભીક્ષાવૃતિ કરવા જઇ, તે ભેદનો ભરમ મેળવી લાવવો. પોતાની જોડે એક રણુ-સિંગડું રાખવાની ગોઠવણુ કરી હતી. કે જો કાંઇ આફ્ત આવી પડે તો તે ફુકતાંજ લુટારૂ સૈન્ય દોડતું મદદે આવે.

લાંબા દિવસ આ વનવગડાગાં રહેવાસ થતાં જાવજીએ પોતાને તથા પોતાનાં લૂટારૂ સૈન્યને માટે ભરાઇ બેસવાની પુષ્કળ છુપી ગુફાઓ બનાવી દીધી હતી. ખુદ જાવજી એ ગીચ ઝાડીની અંદરથી ફણુગો ફોડી નીકળેલાં મોટાં ચોરામળાનાં ઝાડનાં પોકળ થડમાં ભરાવાની જગા શોધી હતી. ઝાડનું થડ પોકળ છતાં આજુબાજુથી બીયાંઓ અને ડાળાઓનું ઝુંડ લાગી રહેલું હોવાથી સ્વપ્ને પણુ કોઇને ખ્યાલ વટીક આવી શકે નહીં કે તેમાં કોઇ મનુષ્યનો વાસો હોય. થડ એટલું વિશાળ હતુ કે બે માણુસ એકી વેળાએ તેમાં રહી શકે; પણ જાવજી તેમાં પોતાની જોડે, બીજા કોઇને રાખતો નહીં. એવાંજ એક બીજા પોકલ ચોરામળાનાં થડમાં જાવ-જીનું રાચરચીલું હતું. તેમાં થોડાંક માટીનાં દાબડાં, દરિયે કિનારે ઉગતાં તમરીયાં ખોસીને બનાવેલું એક ગોદળું; ફાટી ચીથરિયાં સરખી એક ધાબળી, થોડીક મીનબતી, ચકમક અને તે ઝારવા માટે લોખંડનો એક નાનો ચીમટો, વગેરે હતું. પોતાનાં લૂટારૂ સૈન્યને માટે, એક પાહાડની હેઠાણુમાં ગુફા કોતરી તેમાં એક મોટું ભોંયરૂં બનાવ્યું હતું. ભોંયરાનો માર્ગ એવી રીતે ઢાંકેલો રાખ્યો હતો કે અજાણ્યો માણુસ કદી પણ જાણી ન શકે. તે ભોંયરાંમાં પણ જૂદા જૂદા ઓરડાઓ બનાવવામાં આવ્યા હતા. તેમાંનાં રાચરચિલાં પણુ જાવજીના જેવાંજ હતાં. જ્યારે કાંઇ છુપો મનસુબો કરવો હોય ત્યારે જાવજી આ છુપાં ભોંયરાંનો ઉપ-યોગ કરતો. એ ભોંયરૂં વળી દરવાજાથી એટલું લાંબું કોતરેલું હતું કે, અંદર ગમે તેટલી ગડબડ થાય તો પણ તેનો પડઘો વટીક ઉપરનાં માણુસને કાને જવા પામે નહીં, પણ તેથી ઉલટુંજ ભોંય-રાંના દરવાજા આગળ ઉભેલો માણુસ ઉપર થતી ગડબડ સેહેલથી સાંભળી શકે.

સાધુ મહારાજ બાવાજી બિહારીલાલ આગલી રાત્રે પોતાનાં સૈન્ય સાથે કરેલા મનસુબાને અનુસરી, બીજે દિવસે સવારે સામી

તરફના પર્વત ઉપર દેખાયલા ભેદનો પત્તો મેળવાને તૈયાર થયા. જાવજી, સાવ સાધુ બની ગયો, આખે દીલે ભભુત લગાડી દીધી; તથા ઉપર એક ભગવું વસ્ત્ર નાખી દીધું; જટા તો ખાસી ગજ ગજની વધી ગયલી હતી, તેને ખભે ભરાવી દીધી હતી, હાથમાં મોટી લાકડી રાખી દીધી હતી, પગનાં પગરખાંને રજા આપી દીધી હતી. સૂર્યનારાયણ હજુ તો પોતાનાં કીરણોનો પ્રકાશ ફેંકવાનું શરૂ કરે તે પહેલાં સાધુ મહારાજ બિહારીલાલજી પોતાનો વનમેહેલ છોડી ભેદનો પત્તો મેળવવાને મેદાન પડયા.

---

## પ્રકરણ ૫ મું.

### જાવજીની પુંઠ!!

જાવજીએ, પોતાને પકડવા માટે પુઠે લાગેલા રામજી સાવંત અને તેના વંશવેલાનું, તેમજ તે પછી નીકળેલા કોળી સરદાર દાજી અને તેના ત્રણે દીકરાઓનું નિકંદન કાઢયાની ખબર જ્યારે પેશવાને પડી ત્યારે, તેના ક્રોધનો પાર રહ્યો નહીં. તેનું રક્ત તપી ગયું, અને તેણે ગમે તેટલા જીવને સાટે પણ એકવારના પોતાના માનીતા કોળી સરદાર હીરાજી બોમ્લેના બાહારવટે નીકળેલા દીકરા જાવજીને જીવતો પકડી આણવા માટે પોતાના દરબારીઓમાં બીડું મુક્યું. આ બીડું મુકતાની સાથે જાવજીને જે કોઇ જીવતો પકડી આપે તેને મોટું ઇનામ આપવાની લેખી કબુલાતો આપી. બાહારવટે નીકળેલા લૂટારાઓનો દોર તોડવામાં રામજી સાવંત તથા દાજી કોળી બહુ પાવરધા ગણાતા, અને જાવજી જેવા તુરતના નીકળેલા એક લૂટારાને પકડવા જતાં તેમના જેવાઓ જ્યારે પોતાના વંશવેલાનું નિકંદન કઢાવા સિવાય બીજું કશું કરી શકયા નહીં તો હવે બીજો કયો માઇનો પૂત જાવજીનું નામ લેવા તૈયાર થાય? જો કોઇજ બીડું નહીં ઉઠાવે તો પેશવા પોતે તે ઉઠાવવાને તૈયાર થઇ રહ્યો હતો, તે જોઇને શૂરવીરોમાં નામ ખપાવતા, પેશવાના સરદારોને ખેજાલત લાગી ગોવિંદજી ભાંગરિયા નામનો બીજો એક કોળી સરદાર મુછો મરડતો ઉભો થયો. પેશવાએ તેની પીઠ ઠોકી તેને શાબાસી અને ઉલટ આપી. ગોવિંદજી ભાંગરિયાએ જાવજીને

જીવતો પકડી આણવાને કમર કસી, પોતાની જોડે ચુનંદા કેટલાક માણુસો અને હથિયાર લીધાં, અને એક દિવસ ઠરાવી તે શેહેર છોડી નિકળ્યો. જાવજીએ રાતની વેળાએ પર્વત ઉપર જે ચમત્કાર જોયો તે ગોવિંદજી ભાંગરિયાનાં આ લશ્કરનો હતો, જેણે તે પર્વત ઉપર પડાવ નખાવ્યો હતો. ત્યાં આગળથી હવે તમામ જંગલો આવ્યાં હતાં. કયી તરફ અને કેવી રીતે આગળ વધવું તેનો મનસુબો કરતો ગોવિંદજી ભાંગરિયો પોતાની ટોળી સાથે વિચાર કરતો બેઠો હતો. દરેક જણુ પોતાને જેમ મનમાં આવે તેમ વિચાર આપતા હતા, કોઇ ઉતરે જવા કહેતો તો કોઈ અડાવતો કે જાવજી તો દક્ષિણ દીશા તરફજં હોવો જોઇયે. આ મનસુબો કરતાં મધ્યાન થવા આવ્યા પણ કંઈ છેવટ ઉપર આવી શકયા નહીં. તેઓ તુરત ઉઠી જવાનું કરતા હતા તેટલાં બાહેરથી બાવાજી બિહારીલાલજીનો અલેખ જગાવવાનો પોકાર સર્વના કાન ઉપર પડયો. સઘળાઓ પોતાનું કામ પડતુ નાખી એ કોણુ છે તે જોવા ઉઠયા. બાવાજી પોતાના અદભૂત વેષથી સર્વને બરાબર ઠગી શકયા. કોઇ પણ જાણી શકયું નહીં કે આ બાવાજી બીજા કોઈ નહીં, પણ જાવજીદાદા છે. બાવાજીએ છેક સમીપ આવી સર્વને જોઈ લીધા. પોતાનું કામ તે એવી બેતમાથી કરતો કે કોઇને લેશ શંકાશીલ થવાની કલ્પના વટીક આવવા પામે નહીં. ગોવિંદજી ભાંગરિયાના પુછયાથી બાવાજીએ અડાવ્યું કે તે ભવાની માતાનો પૂજારી છે, માતાનું દેહરૂ બહુ જીર્ણ અવસ્થાને પામ્યાથી ભીક્ષા માંગી તેનો પુનરોદ્ધાર કરવાના ઇરાદાથી તે બાહેર નીકળ્યો છે તે શેહેરભણી જવા માંગે છે. સૂર્ય માથે ચઢયો હતો અને તાપ સજડ પડતો હોવાથી, તે બાહાનુ કાઢી દરેક જણને પોતાની હકીકત સત્ય માનતા જોઇ, ત્યાં આગળ તુરતને માટે પડાવ નાખવાની તેણે ભાંગરિયાની રજા મેળવી. ભાંગરિયાએ સાધુજીને સીધાં સામાનની વરદી આપી, જે લેઇ તેઓ તો જાણે કશાંમાં હોયજ નહીં તેમ એક તરફ ખીચડી પકાવવા બેઠા. નામ તો ખીચડી પકાવવાનું પણ તેમના કાન ચોતરફ ફરતા રાખેલા હતા. તેણે તેમાંના ઘણા ખરાઓને ઓળખી લીધા પણ હવે તેમનો હેતુ શું છે તેજ જાણુવાની જરૂર હતી; જે જાણુવાને તેને ઝાઝુ ખોટી થવું પડયું નહીં. રસોઇ પાણી કરી

સર્વજણ પોતાની કાઉન્સીલ ભરીને પાછા મનસૂબા કરવા બેઠા, અને આપણા સાધુ મહારાજ બિહારીલાલજી જાણે કશાંમાં હોયજ નહીં તેમ તે સર્વ સાંભળતા એક બાજુએ પથારી નાખી પોઢયા. તેમનાં વચ્ચે થતી વાતચીત ઉપરથી બાવાજી સેહજમાંજ ચેતી ચુકયા કે આ સર્વ તેમને જીવતા પકડવા માટેજ છે. મુછોમાંજ તેઓ હસ્યા. પેશ્વાનું બીડું ઝડપી તેને પકડવા નિકળેલા ભાંગરિયાની અકલ ઉપર હસ્યો. હશે, જે થાય તે ખરૂં; પતો તો પુરતો મળી ચુકયો, પણ હવે કરવું કેમ? ઘડીમાં તે વિચારે કે હું હમણાંજ છતો પડી જઇ એના હાથમાં ઝલાઇ પેશવા હજુર રજુ થઇ ન્યાય માગું. ઘડીકમાં તે વિચારે કે નહીં નહીં, જાવજી, ભાંગરિયાને આઇતી કીર્તિ આપવા કરતાં તેને હંફાવીને પછી જાતે જઇને પેશવાને શરણ થવું. આવા અનેક તરંગોની લ્હેરમાં રમતો, જાવજી—કહોકે-બાવાજી બિહારીલાલ, સર્વને તેમના કામમાં મશગુલ મુકી, ન જણાય તેમ પાછો પોતાને મુકામ તરફ ચાલતો થયો. ભાંગરિયાએ તો ઠરાવ કર્યો કે ટુકડીને ચાર વિભાગમાં મોકલી ચારે દીશાએ જાવજીની શોધ ચલાવવી. જાવજી સાંજ પડતાં સુધીમાં પોતાની પર્ણકુટીમાં પ્હોંચી ગયો. ત્યાં આગળ તેનું લૂટારૂ સૈન્ય બહુ ઈંતિજારી સાથે તેના આવવાની રાહ જોતું, ઝાડીઓમાં છુપાઇ બેઠું હતું. પોતાની છુપી નીશાનીઓથી, "હું આવું છું" એમ પોતાનાં સૈન્યને ચેતાવતો તે આવ્યો. સર્વ જણ તેની આસપાસ ફરી વળ્યા. સર્વને ધીરજ આપી તે ભોંયરાંમાં લઇ ચાલ્યો અને ત્યાં આગળ ગોવિંદજી ભાંગરિયાની પુષ્કળ ઠેકડી બનાવી તેણે બનેલા બનાવનું વર્ણન કર્યું. સર્વ જણ આ વનવગડાની જીંદગીથી કંટાળેલા હતા એટલે વગર માંગવે તેઓએ તો જાવજીને એવીજ સલાહ આપી કે આપણે અહીં પડયા છીએ એવી ચેતવણી ભાંગરિયાને આપી, તેને આ તરફ લાવી તેના જોડે લડાઇ કરી હંફાવીને પછી જાવજીએ સ્વહસ્તે પેશવાને જઇને શરણ થવું. જાવજીને પણ આ સલાહ પસંદ પડી, પણ તેણે એકદમ પેશવા આગળ જવાને બદલે નાશક જઈ ત્યાંના પેશવાના સુબા ઘોંડો ગોપાળ, જે તેનો મિત્ર હતો તેને મળીને, તેની સલાહ પ્રમાણે કામ લેવા ઠરાવ્યું.

ગોઠવણને અનુસરીને જાવજીએ પોતાનાં હથિયારો વગેરે તૈયાર કર્યાં અને ભાંગરિયાની રાહ જોતો બેઠો. તેને ઝાઝો વખત

લાગ્યો નહીં. ભાંગરિયાની એક નાની ટોળી, ખુદ ભાંગરિયાની સરદારી હેઠળ દોડધામ કરતી જંગલમાં આવી. જાવજી અને તેનું લૂટારૂ સૈન્ય સાધુઓના વેષમાં હતું, તેણે ભાંગરિયાની ટોળીપર તુટી પડી ભાંગરિયાને જખમી કરી કેદ પકડયો અને તે પછીજ ભાંગરિયા હજુર જાવજી જાહેર થયો. પોતાનો ધારેલો હેતુ પાર પાડી, જાવજી ભાંગરિયાને પણ જોડે રાખીને ગોઠવણ પ્રમાણે નાસક ગયો. નાસકના સુબા અને પોતાના મિત્ર ધોંડો ગોપાળની સલાહ લઈ જાવજી પેશવાને શરણ થયો, અને પેશવાએ તેને માફી આપી, રાજુરનાં સાઠ ગામોનો સુબો નિમ્યો; તથા કોળી લૂટારા અને બારવટિયાઓને પકડી તેમને મરણ સુધીની સજા કરવાની તેને સત્તા આપી. તેના માન મરતબામાં વધારો કીધો. પેશવા સારી પેઠે જાણતો હતો કે, તેના વધતા જતા વગ અને સતા કોઇ પ્રસંગે કામના છે. એવા હેતુથીજ પેશવાએ તેને કશીપણ સજા કર્યા વગર ક્ષમા આપી, તેની સત્તા અને વગ વધારી આપ્યાં, જે સત્તા જાવજીએ પેશવા તરફનાં પુરતાં સંતોષ સાથે પોતાના મરણ પર્યંત ભોગવી. કોંકણ અને શીલકુંડાના કોળીઓએ ઉઠાવેલા બખેડાને બેસાડી દેવામાં જાવજીએ, રાજુરની સુબાગીરી લીધા પછી, ભારે શ્રમ લીધો હતો, અને તેનીજ ગોઠવણથી કોળી બળવાખોરોનું જોર તેનાં મરણ સુધી નહીં સરખું થઇ પડયું હતું. જાવજીની મદદથી પેશવાએ રાધુજી ભાંગરિયો વિગેરે લૂટારૂઓનો દોર તોડી પ્રજાનો સંતોષ મેળવ્યો હતો.

---

## પ્રકરણ ૬ હું.

### બાજીરાવની ઉલટ.

મરાઠા રાજ્યને આ પ્રમાણે સ્વસ્થ બનાવી બાળાજીપંતે ૧૭૨૦ માં પોતાનો દેહ મૂકયો. એ વેળા બાજીરાવ માત્ર ૨૫ વર્ષનો ઉછરતો જુવાન હતો. બાળાજીપંતે કરી આપેલા રસ્તા ઉપરજ ચાલી બાજીરાવે મરાઠા રાજ્યનો ડંકો વજડાવી મોગલો અને મુસલમાનો કે ખ્રિસ્તિઓને આ દેશમાંથી હાંકી કાઢવાને બહુ બળ વાપર્યું. બાજીરાવ, બાળપણથી પોતાંના પિતા જોડે લશ્કરી જીંદગીમાં ઉછર્યો હતો. જ્યાંસુધી બાળાજીપંત હૈયાત હતો ત્યાંસુધી

બાજીરાવને સ્વતંત્ર રીતે કીર્તિ મેળવવાની તક મળી નહતી, પણ હવે તેને તે હાથ લાગી. બાજીરાવ જાતે બહુ ફુટડો હતો. તે ૬ ફુટ ઊંચો હતો અને તેનો એક હાથ બીજા કરતાં જરાજ લાંબો હતો. તેનું શરીર તો બાળપણાથીજ કસાયલું હતું. તેને ઊમદા ભપકાદાર પોશાકનો લેશ પણ શોખ નહતો. સાદો સફેદ પોશાક તે હંમેશ પસંદ કરતો. ઘોડા ઉપર સ્વારી કરવામાં, ઢાલપટાની લડત કરવામાં, મારતી સ્વારીએ બંદુકના નિશાન માંડવામાં, યુક્તિથી સામેવાળા દુશ્મનનો માર ચુકવવામાં તે પ્રવીણ હતો. લડાઇમાં ઘોડા ઉપરથી ભાલો તો એવા જોરથી ફેંકતો કે દુશ્મન તેના ઘોડા સીકે વિંધાયા વગર રહેજ નહીં. તેની ખુલ્લી અને મોહકવાણીથી સર્વ લશ્કરીઓ પણ તેના ઉપર ખુશ રહેતા. બાળાજીના મરણ પછી તેને સતારાની પેશવાઇ ભર દરબારમાં આપવામાં આવી હતી. જે દિવસે તેને પેશવાઇ મળી તે દિવસે તે દરબારમાં ગયો તે વેળા શેહેરના સ્ત્રીપુરૂષોનાં ટોળે-ટોળાં તેનાં દર્શન કરવા ભેગાં મળ્યાં હતાં. દરબારમાં છત્રપતિ શાહુ રાજાએ બાજીરાવને પેશવાઇનો પોશાક આપતાં તેને ઉલ-ટના જે શબ્દો કહી સંભળાવ્યા હતા તે ગમે એવા હીચકારાને પણ ઘડીભર શૂરવીર બનાવવાને પુરતા છે, તો પછી બાજીરાવ સરખા યોદ્ધાને માટે તો પુછવુંજ શું? શાહુ રાજાનું તે ભાષણ આ પ્રમાણે હતું:—

બાજીરાવ, તું હવે અમારો પ્રધાન થયો છે. તારા તિર્થરૂપ બાલાજીનું સ્મરણ તો મને ઘડી ઘડી થાય છે. આહા! શું તેની ચતુરાઇ, અને શું તેની સલાહ અને કેવી તેની દીર્ઘદ્રષ્ટિ? મરાઠા રાજ્યને આ સ્વસ્થ હાલતમાં આણનાર તેજ બાલાજી છે. તે પદ હવે તારા હાથમાં આવ્યું છે. તારા વડીલે જે પાયો નાખ્યો છે તે ધ્યાનમાં લઇ તારે કામ ઉપાડવું. આ હિંદુ રાજ્યની કાળજી રાખવી. સર્વ પ્રધાન, અમીર ઉમરાવ, માનકારી સર્વ મળીને ચાલો અને પરદેશી રાજ્યકર્ત્તાઓને અહીંથી હાંકી કાઢો. અમારા વડીલોના ઔરંગજેબે શા હાલ કર્યા છે! તેનું સ્મરણ થતાં સર્વને સંતાપ થાય છે. બ્રાહ્મણો કે સર્વ હિંદુઓને મુસલમાનોએ બહુ કઇ દીધું છે, અને હજુ પણ અમારા ઉપર તેનો ડાળો લાગી રહ્યો છે. અમારી માતુશ્રીને દિલ્હીમાં અટકાવી રાખ્યામાં આવી હતી તેને તારા વડવાએ મહા યુક્તિથી છોડવી આણી હતી. તેણે શીખાડેલા દાવપેચે હવે તું પ્રકટ રમ, તું પરશુરામનો વંશજ છે એટલે તારે કેટલી હીમત રાખવી જોઇએ તે જણા-વવાની કશી જરૂર નથી. તરવારથી બાહાદુરી કરી, તારાં "રાવ" નામ પ્રમાણે

કામ કરી બતાવ. આ **શિવાજી** મહારાજે સ્થાપેલી ગાદીનું અભિમાન ધર અને હિંદુ રાજનો યશ વધારી તારાં નામને ખરૂં શોભતું અને પ્રકાશિત કર.

રાજા **શાહુ**ના આ રોમાંચ ખડાં થાય એવા શબ્દો સાંભળતાંને વાર **બાજીરાવ**, જાણે હમણાંજ હાથ સળવળ થતા હોય તેમ ઉભો થયો અને બોલ્યો કે,

મહારાજ! પરદેશી લોકોને દેશમાંથી હાંકી કાઢવાની હાલની સંધિ ઉત્તમ છે. **ઔરંગજેબ**ની પાછળ બેતાબી રાજ્યની દશા હવે ઉતરતી થઇ છે. ત્યાં આગળ હાલ ઐક્યનું મીંડું વળી ગયલું છે. એસઆરામ પુષ્કળ વધી ગયો છે. આપ આપણમાં લડાઇઓ ચાલવા લાગી છે. લશ્કર જ્યાં ત્યાં વિખરાઈ પડયું છે. પ્રજા રાજ્ય તરફ બેદીલ બની ગઇ છે. અલબતાં, તે બળવાન રાજ્ય છે અને આટલી બધી દશા ઉતરતી છતાં તેના સામે બળજોરી કરવાને આપણામાં પણ ઐક્યની ઘણી જરૂર છે. આપણામાં જે વેરભાવ છે તે દુર થવો જોઇએ છે. **ધનાજીરાવ** સેનાપતિનો દીકરો **ચંદ્રસેન** જાદવ, હેબતરાવ નિંબાળકર, **રાવરંભા**, **સર્જેરાવ** ઘાટગે, એઓ હિંદુઓ છતાં નિમકહરામ થઇને પરદેશીને જઈ મળી ગયા છે. કેટલાક આપણા સરદારો **કોલ્હાપુર**ના રાજાને પકડી બેઠા છે. છતાં ઘણા રાજભકતો **સતારા**ને પકડી બેઠા છે. શોકકારક વાર્તા આ છે કે, બ્રાહ્મણ અને મરાઠાઓ વચે પણ ફાટફુટ છે. મહારાજ! ટુકમાં કહું તો સર્વ હિંદુ રાજ પીંજરામાંના પોપટ બની રહ્યા છે. મુસલમાનો આપે તે ખાવું અને પરદેશીઓ માંગે તે તેમને આપવું એવી આપણાં હિંદુ રાજ્યોની દશા થઈ પડી છે. પણ દેવ! સ્વજન કલ્યાણ માટે અમારી પાછળ સર્વેએ ઐક્ય કરવું જોઇએ છે; નવા પ્રાંતો કબજ કરીને રાજ્યનો વિસ્તાર વધારવો જોઇએ છે; ફોજને હથિયાર સાથે તૈયાર કરવી જોઇએ છે. તુરતમાં આપણા બે શત્રુઓ છે. ઉત્તરમાં **મોગલો** અને **કોંકણ**માં **ફરંગીઓ**. તેમની ચિંતા નથી; પણ તેમને જેર કરવાને સર્વેએ એક સરખી મદદ કરવી જોઇએ માટે તે બાબત ઉપર સર્વેએ વિચાર કરવો એવી મારી વિનંતિ છે.

શૂરવીરનાં ભાષણો પણ શૂરાતન પેદા કરે તેવાંજ હોય છે. **બાજીરાવ**ના આ શબ્દો સાંભળી સર્વ સરદારો વગેરેનાં મુખ ઉપર વીરત્વ પ્રકાશી રહ્યું. પોતાનાં રાજ્યની ઉન્નતિ કરનાર એક શૂરવીર પેદા થયો છે અને તે અવશ્ય કાંઇ પરાક્રમ કરી બતાવશે એમ માનીને છત્રપતિ **શાહુ** રાજા બહુ ખુશ થયો.

આ પ્રમાણે **બાજીરાવે** **મરાઠી રાજ્ય**ની લગામ પોતાના હાથમાં લીધી ત્યારે **હિંદુસ્તાન**ની રાજકીય સ્થિતિ હતી. **દિલ્લી**માં **ઔરંગજેબ**નાં મરણ પછી, **મોગલ** રાજ્ય હાલહવાલ બની રહ્યું હતું;

તેમ મરાઠાઓમાં પણ કોઇ પ્રકારનું ઐક્ય ન હતું. તેની ગેરહાજરી માટે બાજીરાવે જે સંતાપ કર્યો તે સકારણ હતો. કેટલાક મરાઠા સરદારો જ્યારે નિમકહરામ બનીને ખુદ મોગલ લશ્કર જોડે મળી ગયા હતા, ત્યારે કેટલાકો કોલ્હાપુરની તાબેદારીમાં રહી, સતારા તરફ વૈરભાવ બતાવતા, અને કેટલાકો સતારાને વળગીને કોલ્હાપુર પ્રત્યે દ્વેષ ધરાવતા હતા. બાજીરાવે જ્યારે સર્વોપરી સત્તા પોતાને હાથ લીધી ત્યારે તેની સમજુતીથી ઘણાક મરાઠા સરદારોએ ઐક્ય કરી તથા આપણ આપણમાંનું વૈરભાવ છોડી દઇ કોલ્હાપુર અને સતારા વચ્ચેની ફાટફુટ સંધાવા યત્ન થયો નહીં. આથી બાજીરાવે પરદેશીઓને પોતાના દેશમાંથી હાંકી કાઢવાનો મહાન પ્રયાસ હાથ ધર્યા પેહેલાં જે કામ કરવાનું હતું તે ઐક્યતા કરાવવાનું, અને બીજું પોતાના હાથમાં સતા લઇ બેસી જૂદા જૂદા પ્રાંતના ધણી થઇ બેઠેલા અને વડીલ સતા તરફ શત્રુવટ ધરાવતા રાજાઓ કે સુબેદારોને શરણ કરવાનું હતું.

છત્રપતિ શાહુરાજાની આજ્ઞા લઇને બાજીરાવે પુણામાં પોતાનો મુકામ કર્યો. સાસવડમાં તેનું કુટંબ અધાપિ પર્યંત રહેલું હતું તેને ત્યાંથી લાવીને તેણે પુણામાં ઠર પાડયું. પુણાની સુબેદારી, પુરંધરના કિલ્લાના અધિકારી બાપુજી શ્રીમત નામના અધિકારીને સોંપી, બાપુજી શ્રીમંત બહુ ચતુર પુરૂષ હતો, અને તેના હાથ હેઠલ રંભાજી જાદવરાવ નામના મરાઠાને નિમ્યો. તે વેળાએ પુણા બહુ નાનકડું ગામડા સરખું હતું; અને તેને સુધારી શેહેર બનાવવાનું કામ બાજીરાવે આ બંને અધિકારીઓને સોંપી દીધું. બંને બહુ ચતુર અને ખટપટીઆ હોવાથી તેઓએ તે કામ બહુ ઉમંગથી પાર પાડયું. વેપારી, વાણીઆ તથા ધંધાદારીઓને ઉતેજન આપી ત્યાં લાવી વસાવ્યા, અને બીજા અનેક પ્રકારના ઉદ્યોગો દાખલ કરી વસ્તી વધારી. એક બીજાને જોઇ ત્યાં આગળ જેમ જેમ વસ્તી વધતી ચાલી તેમ તેમ ધંધો રોજગાર પણ આપ મેળે વધી ગયો. એ પ્રમાણે પુણા એક નહીં સરખું ગામડું હતું, તેને શેહેર બનાવવાનું માન પણ બાજીરાવે લીધું.

---

# પ્રકરણ ૭ મું.

## મોગલોની પડતી.

થોડાંક વરસ પાછળ જઇ આપણે હિંદુસ્તાનમાં મુસલમાન દોરના કેટલાક ઇતિહાસ ઉપર નજર નાખવાની આ તકે જરૂર જોઇયે છીયે.

દક્ષિણમાં હિંદુઓ અને મુસલમાનો વચ્ચે જ્યારે સખત લડાઇઓ થતી હતી, જ્યારે શૂરવીર રાજા શિવાજીએ વિજાપોરના મુસલમાન લશ્કરને, પ્રતાપગઢમાં મારમારીને નાશ કરી નાખ્યું ત્યારે હિંદુસ્તાનમાં મુસલમાન રાજ્યનો ડંકો વાગતો અને હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્ય સર્વોપરી ઊંચાઇની ટોંચે ચઢેલું હતું એમ કહેવામાં અતિશયોક્તિ નથી. માત્ર દખણ અને હિંદુસ્તાનના દક્ષિણના કેટલાક ગણત્રીના મુલકો સિવાય તમામ ભરતખંડ મુસલમાનોની સમશેરથી ધ્રુજતું હતું. જાણે વારો પડયા હોય તેમ દખણમાં અમદનગર, ગોવળકુંડા તથા વિજાપુરનાં મુસલમાની રાજ્યોનું નિકંદન કાઢી, મોગલ શેહેનશાહ ઔરંગજેબે હિંદુસ્તાનમાં પોતાનો પડો વજડાવ્યો. બાહેરથી જોતાં બેશક મોગલ શેહેનશાહત બહુ દમામવાળી જણાતી, પણ અંદરખાનેથી તે પોલમપોલ શેહેનશાહત. જ્યારે તેની દમામવાળી સ્થિતિમાં બાહેરથી પૂર પ્રકાશતું તે વેળા પણ અંદર નજર કરી હોય તો તેમાં એવો પ્રકારનો સળો દેખાવ દેતો કે જે ઠેઠ અંદરથી તેનો ઘાણ કાઢતો હતો. ઔરંગઝેબની બાહોશી અને મુલકો જીતવાની તેની અદ્‌ભૂત શક્તિ જ્યાંસુધી કાયમ રહી ત્યાંસુધી; તેણે મેળવેલાં સઘળાં રાજ્યો તેના નામથી થરથર કાંપતાં તેના કાબુમાં કાયમ રહી શકયાં; પણ જેમ જેમ આ મહાન શેહેનશાહતની મનશક્તિ નબળી પડતી, જેમ જેમ તેની તનશક્તિ ઘટતી ચાલી, ભેગા કરેલા સઘળા મુલકોને પોતાની સમશેર હેઠળ રાખવાની શક્તી જેમ જેમ મંદ પડતી ચાલી, તેમ તેમ ખરેખરૂં પોલાણ બાહેર નજર પડવા માંડયું. થોડાજ વખતમાં શેહેનશાહી લગામ ઢીલીઢબ થઇ ગઈ તેનું સર્વને ભાન થયું. મુલકો કબજે કરવાનાં તેનાં કામમાં જેઓએ હિમતથી મદદ કરી હતી તેઓજ તત્કાળ તેનાથી જૂદા પડી પોતાની મતલબ સાંધવા લાગ્યા અને તેમાં તેઓ જલદીજ ફતેહ પણ પામતા ચાલ્યા.

આ સમયે, હિંદુસ્તાન, જુદી જુદી સુબાગીરીઓમાં વેહેંચાઇ ગયલું હતું, અને તે સર્વની ઉપર એક સામટો કાબુ ધરાવનાર માણસ આ દુનિયામાંથી ઉઠી ચાલ્યો ત્યારે તેની જગા પુરવાને કોઇ મળી શક્યું નહીં. જેઓ હતા તેઓ મીઠાંવગરના હતા. ઔરંગઝેબના દીકરાઓ વચ્ચે ગાદી બાબત વાંધો ઉઠયો, અને દરેકજણે સર્વોપરી સત્તા માટે દાવો ઉઠાવ્યો. પરિણામ એમ આવ્યું કે ગરબડ અને ધાંધલ કરી તેઓ સર્વ એક પછી એક આ દુનિયામાંથી ચાલ્યા ગયા; અને એક વેળાનું એકત્ર શેહેનશાહત જુદા જુદા સ્વતંત્ર વિભાગોમાં છુટું પડી વહેંચાઇ ગયું. એ વેળાએ દિલ્હીમાં માત્ર નામનોજ શેહેનશાહ હતો ને નામનીજ દરબાર હતી; પણ વખત જતાં શેહેનશાહી તખ્તને ઝાંખુ કરનારા રાજ્યભકતોની સંખ્યા ઘટી ગઇ. બેંગાલ, અયોધ્યા, મધ્ય હિંદુસ્તાન, ગુજરાત, પંજાબ અને છેવટ દક્ષિણ તથા કર્ણાટકમાં જુદા જુદા રાજ્યો ખંડીયા હતા. જ્યાં જ્યાં મુસલમાનો નબળા જણાતા ત્યાં ત્યાં મરાઠાઓ પોતાનું બળ કામે લગાડી તેમને હાંકી કાઢતા, અને જ્યાં બળવાન જણાતા ત્યાં સુલેહસંપજ રાખી બીજીજ પ્રકારે કામ લેતા. જ્યાં પોતાનું ન ચાલે એવું જણાતું ત્યાં મરાઠાઓ, મોગલો અને મુસલમાનો વચ્ચે કલેશનું બી રોપતા, અને ત્રીજે હાથે પોતાનું કામ કાઢી લેતા. તેમ કરતાં ઘડીમાં તેઓ મોગલોના, તો ઘડીમાં મુસલમાનોના મિત્રો થતા, અને તેમ કરીને સર્વને તાબે હોવાનો દાવો કરતા, પણ અંદરખાનેથી તેઓ કોઇને તાબે ન હતા. આવી યુકતીઓ વાપરીને હિંદુસ્તાનના ધણી થઇ પડેલા મુસલમાનો અને મોગલોને, મરાઠાઓએ, જેમ જેમ તક મળતી ચાલી તેમ તેમ હાંકવા માંડયા. પોતાના દેશનું રક્ષણ કરવાને અને પોતાના દેશને પરદેશીઓના હાથમાંથી છોડવવાને જમીનદારો કે નાના ખેડુતો, ભરવાડો કે પાહાડીઓ, ધનવાનો કે ગરીબો, સર્વ કોઇ એકત્ર થઇને મુસલમાનો સામે હથિયાર બાંધતા, અને પોતાની ચાલાકી, દેશની માહિતગારી અને શુરાતનથી, હિંદુસ્તાનમાં ચારે તરફ પોતાનો પગપેસારો કરવા માંડયો; જેની સામે મુસલમાનો ઘણો નબળો બચાવ કરી શકયા. આ શુરવીર મરાઠાઓ જેમ જેમ પરદેશીઓને હાંકતા ગયા તેમ તેઓ પોતાનું વતન દક્ષિણ છોડીને પંજાબ, કર્ણાટક, બેંગાલ કે ખુદ દિલ્હી તરફ પોતાનો ઝુંડો ઝોકાવતા ગયા. વેહેંચાઇ

ગયલા **મુસલમાનો** **મરાઠાઓનાં** મારથી ત્રાસ પામીને પ્રાંતો પછી પ્રાંતો છોડી ચાલ્યા ગયા; અથવા સ્થિર રહેવા પામતા તો, દેશના આ મૂળ માલેકોને ભારી રકમના કરો અને ખંડણિઓ આપતા.

આ પ્રમાણે **શિવાજી મહારાજે** પોતાની પાછળ થનારા પોતાના વંશજોને માટે જાણે એક જાતનો પાયો નાખી આપ્યો હતો. **મરાઠાઓની** **મુસલમાનો** ઉપરની છેલ્લી મોટી ફતેહ, **નિજામનાં** લશ્કર ઉપર દક્ષિણમાં કર્ડલા ખાતે થઈ હતી; જે લડાઇમાં **મરાઠાઓએ** **મુસલમાન** સંતાનો, જો ખરૂં કહીએ તો, બીલકુલ નાશ કરી નાખ્યો. અને તેજ વેળાએ **મરાઠાઓ** **હિંદુસ્તાનના** સ્વતંત્ર ધણી થઇ શકયા હતે; પણ તેમાં એક ન ધારેલી આડખીલીથી અટકાવ નડયો.

આ આડખીલી નાખનારી સતા તે ઈંગ્રેજોની હતી. **બાહાર** પ્રાંતના સુબા **અલીવર્દીખાન** જે **મરાઠાઓ** ઉપર ફતેહ મેળવી, **બેંગાલનો** હાકમ થઇ પડયો હતો તેનાં મરણ પછી **દિલ્હીમાં** ફરીથી **શેહેનશાહી** સતા સ્થાપન થવાની જે કાંઇ થોડી ઘણી પણ સંભાવના હતી તે સર્વસ્વ ગુમ થઇ ગઇ. ઈંગ્રેજોની વધતી જતી સતા સામે પોતાનો ટકાવ થઇ શકનાર નથી એમ જ્યારે પાકા **મરાઠાઓએ** જોયું ત્યારે તેઓએ યુક્તિથી તેમની જોડે મિત્રાચારી રાખી કામ લેવા માંડયું. **મુસલમાનો** તો પોતાને માથે કોઇ બળવાન શેહેનશાહી સત્તા વગર તદ્દન નામનાજ હતા, અને જેઓ હતા તેઓ ઉપરી વગર આપ મેળે સ્વતંત્ર થઇ પોતાના હાથમાંના **મુલકોના** ખાસ્સા ધણી થઇ બેઠા હતા. **મરાઠાઓ** કાંઇ અટકયા નહતા. તેઓ તો ઈંગ્રેજ તેમજ ફ્રેંચ બંનેને આવકાર આપતા અને પોતાની ફતેહ વધાર્યા જતા. આ પ્રમાણે **શિવાજીએ** **મરાઠા** રાજ્યના નાખેલા પ્રાયોને વધારી આપવાને **બાજીરાવ** પેશવા હવે તૈયાર થયો. પણ **શિવાજીનાં** મરણ પછી જે ખાંચો પડયો હતો અને ઘણાક અવનવા ફેરફારો થઇ ગયા હતા, તેમાં **બાજીરાવે** કરેલા ઇસારા પ્રમાણે ખુદ **મરાઠા** **મરાઠાઓ** વચ્ચે કુસંપ જાગ્યો. કુસંપ કાઢી નાખવાનું પેહેલું કામ **બાજીરાવને** માથે આવ્યું હતું. આ કામ **બાજીરાવે** ઘણા શ્રમ અને કાળ પછી પાર પાડયું. **દિલ્હીમાં** ચાલતી અંધાધુનીનો લાભ લેવાને તેનો જીવ તલ્પી રહ્યો હતો; અને જ્યારે ત્યારે તે બોલતો કે, "કરમાઇ જતાં ઝાડ ઉપર ખચીતજ ફટકો લગાવવો જોઇએ, કે આપોઆપ તેની ડાળીઓ પાંદડાં સીકે ખરી

પડશે.” આ માટે બાજીરાવ તક શોધતો હતો. જે વખત જતો હતો તે તે નિર્થક ગાળતો નહતો. જ્યાં પણ ખબર મળે ત્યાં તે ઉતરી પડી પુષ્કળ લશ્કાર ભેગું કરતો; તેમને સારી કવાયદ આપતો, સારાં હથિયારો આપતો, અને તેમનામાં શુરાતન અને દેશાભિમાન ઉશ્કેરવાને તે એટલુંજ બોલતો કે, “તમારા ઘરમાં આવી ભરાઇ બેસનારા પરદેશીને શું તમે ઘરમાં બેસવા દઇ સર્વ લાભ લેવા દેશો કે?” લશ્કરની કવાયદ ઉપર તે જાતે ધ્યાન આપતો અને તે કામમાં બીજા કેટલાક સતારાના સરદારો તેને હંમેશ મદદ કરતા. શાહુ છત્રપતિ પણ આ ધારેલું કામ પાર પાડવા, શિવાજીએ મરાઠા રાજ્યના સ્થાપેલા પાયાને ફરીથી પાણી સીંચી મજબુત કરવાનુંજ મનમાં ચિંતવન કરતો હતો. બાજીરાવને તે દરેક બાબતની મદદ આપતો. રાજની તીજોરી તો તેણે બાજીરાવ આગળ ખુલી મુકી દીધી હતી.

બાજીરાવના આ ધારેલા હેતુમાં સતારાનો પ્રતિનિધિ આડે આવતો હતો. મોગલ શેહેનશાહતની મોટાઇ, તેનો દરજ્જો તેનું મોટું લશ્કર, વગેરેની બાબતો તે વારંવાર આગળ લાવી જણાવતો કે આવાં મોટાં શેહેનશાહતને છેડવાનું કામ સ્હેલું નથી. તે કોઇ સારી તક મળતાં સુધી રાહ જોતા બેસવાની ભલામણ, બાજીરાવને, તેમજ છત્રપતિ શાહુને પણ કરતો પણ બાજીરાવ કે શાહુના ધ્યાનમાં તે વાત લેશપણ ઉતરતી નહીં: તેઓ તો સુકાતા ઝાડને ખંખેરી ફાડવાની આ તકને સોનેરી જણાવતા. પ્રતિનિધિની બીજી સલાહ એવી હતી કે શિવાજીએ મેળવેલા મુલકો, જે દુશ્મનોના અસ્તકમાં ગયા છે તે પેહેલાં છોડાવી લઇ, ત્યાં મરાઠા સતા સ્થાપવી, અને તે રીતે બળવાન થતે થતે પછી યુદ્ધ વડી શેહેનશાહત ઉપર ધસવું.

બાજીરાવ, મોગલ શેહેનશાહતની ભારી સતાથી જાણીતો હતો. તેમ તે, તેનાં લશ્કરની રીતભાત, તેની ગેરવ્યવસ્થા વગેરેથી પણ માહીતગાર હતો. તે જાણતો હતો કે તેનાં લશ્કરને જ્યાં સુધી પુરતી ખોરાકી પોશાકી મળશે ત્યાં સુધીજ તે પોતાની સેવા ચાલુ રાખશે, પણ તે ખુટી એટલે તે આપણી સામા લડવાને બદલે ફાવે તેમ પોતાના રાજ્યમાં લૂટફાટ ચલાવશે. પ્રતિનિધિની સલાહને મળતા, અમળતા, દરબારમાં બીજા પણ કેટલાક અધિકારીઓ હતા. પણ તેમને બાજીરાવ તુરત સમજાવી સ્વપક્ષમાં લેતો.

મોગલ શેહેનશાહતમાં લાગુ પડેલી નબળાઇ, એશઆરામ, બેદીલી વગેરેનું વર્ણન કરી બીજી તરફથી તે પોતાના બાપદાદાઓએ બજાવેલાં પરાક્રમોના રસીલા હેવાલો આપી, સર્વનું દેશાભિમાન ઉશ્કેરવાનો પ્રયત્ન કરતો. તે ખુલ્લું કહેતો કે જો શિવાજી મહારાજ પ્રતિનિધિનીના કહેવા પ્રમાણે સારી તક શોધતો રાહ જોતો બેસી રહ્યો હોત તો કોઇ દિવસે પણ તે મરાઠા શૂરવીર તરીકે પ્રસિદ્ધતા મેળવવા પામતજ નહીં. "હમણાંજ આપણે માટે તક છે; હિંદુઓની ભૂમિમાંથી પરદેશીઓને હાંકી કાઢવાની આજ તક છે; અને કીર્તિ મેળવવાની તક પણ આજ છે. હિંદુસ્તાન તરફ આપણો પ્રયત્ન જારી રાખી સિંધુ નદિ સુધી મરાઠાનો ઝુંડો ચઢાવવાનો આજ સમય છે." આવાં આવાં શૂર ચઢાવવાનાં તે ભાષણો કરતો; અને તેમ કરી અંતે તેણે મોગલો ઉપર ચઢાઇ લઇ જવાની પરવાનગી માંગી, જે દરબારની એકમતીથી મળી. પ્રતિનિધિ, જે પણ અત્યાર સુધી બાજીરાવથી વિરૂદ્ધ વિચાર ધરાવતો હતો, તે પણ બાજીરાવનાં હીમત આપનારાં વાક્યાતુંર્યથી ફર્યો, અને તેણે પણ પરદેશીઓ સામા કમર બાંધવાની તૈયારી દેખાડી. મરાઠા સરદારો અને લશ્કરમાં એ વખતનાં જોમનું પુછવુંજ શું? જ્યાં ત્યાં લડાઇ લડાઇ અને લડાઇનાંજ નગારાં વાગવા લાગ્યાં, હથિયારો બનાવવાની અને જુનાઓને ઘસી ઘસાવીને તૈયાર બનાવવાની જ્યાં ત્યાં દોડધામ ચાલી રહી. શેહેર સઘળું લડાઇની ધમાધુમથી ગાજી રહ્યું. જ્યારે કેટલાકો ગંભિરપણે, હવે પછીનાં પરિણામ માટે ચિંતા કરતા હતા ત્યારે, કેટલાકો આ લડાઇ કયારે લડાય અને દુશ્મનો કયારે ખોખરા થાય તેની ઇંતેજારી ધરાવતા હતા. બાજીરાવની દોડધામ પણ તેવીજ હતી. ઘણી મેહેનત અને તાલતલાવટથી આ લડાઇની પરવાનગી મેળવી હતી, એટલે લડાઇની સર્વ ફીકર તેને માથે હતી, અને તેથીજ તેનું મન અને જીવ, રાતદિવસ લડાઇની ગોઠવણોમાં અને પોતાના બાપદાદાઓની પેઠે મરાઠાઓની ધજા ચઢાવવા માટેજ, લાગી રહ્યો હતો.



# પ્રકરણ ૮ મું.

## દિલ્હીમાં બળવો.

એક તરફથી દિલ્હી શેહેનશાહત સામે મરાઠાઓ ધુન્નારો કરી રહ્યા હતા; બીજી તરફથી ખુદ મોગલોમાં બે પક્ષ બંધાયા હતા. રાજમાં ભારી અંધાધુની ચાલવા માંડી હતી. કોઈ કોઇને ગણકારતું નહતું. રાજા પુર મોજશોખમાં કાળ કાઢતો હતો. અધિકારીઓ પ્રજાને ફાવે તેમ રંજાડતા હતા. સઉ ઘર ઘરના રાજા થઇ પડયા હતા. પ્રજાની દાદ કે ફરિયાદ કોઈ સાંભળતું નહતું. "દામ કરે કામ અને બીબી કરે સલામ," એવો મામલો થઇ પડયો હતો. દામ વગર એક ડગલું આગળ ભરી શકાતુ નહતું. રાજમાં લાંચ રૂસ્વત અને છળકપટ તથા દગાફટકા સિવાય બીજું કશું નહતું. પૈસા કઢાવવાને અધિકારીઓ પ્રજાના નિર્દોષ લોકોને ફાવે તેમ સપડાવતા અને તેઓ પાસે મોટી રકમોના દંડ લઇ તેમને છોડતા. જો મ્હોંયે માંગી રકમ આપવાને કોઇ અશકત હોય તો પછી તેના ઉપર જેટલી વિટંબણા પાડી શકાય તેટલી તેઓ પાડતા. રાજમાં આવા અધિકારીઓનો કશો ટોટો નહતો. ન્યાયના નામનું તો મીડું વળ્યું હતુ અને જો કોઇ અધિકારી ન્યાયથી વર્તવા ચાહે તો બીજા અધિકારીઓનો ખોફ તે પોતાની ઉપર ખેંચી લેતો, આવા અનેક જુલમોનો પ્રારંભ થયો હતો. જુલમોનો પોકાર કોઇ સાંભળનાર નહોતું. પ્રજા પુરતી બેદીલ અને તેમાં શક પણ શું હોય? અલબતાં પ્રજાનો મોટો ભાગ જુલમ અને ત્રાસથી થરથર કાંપતો હતો, પણ તેને કશો ઉપાય સુઝતો નહતો. પ્રજાના આગેવાનો શું ઉપાય લેવા તેની મુંઝવણમાં પડયા હતા. તેઓ કોઈ રીતે શાનશાહની હજુરમાં પોહોંચી જઈ તેને સર્વ હકીકતથી વિનવી, રાજકાજની ખટપટ હાથ ધરવાની અરજ કરવાનો વિચાર કરતા; પણ શાનશાહ જનાનામાં એટલો બધો મશગુલ થઇ ગયો હતો કે લાંચિયા કારભારીઓ તેમને તેના પાસે પોહોંચવા દે એ બની શકે તેવું નહતું. અધુરાંમાં પુરૂં લશ્કર પણ ધીમે ધીમે ભુખે મરતુ થવાથી બેદીલ થઇ ગયું હતું. સર્વ મામલો કરરભુસ થઇ રહ્યો હતો. ચોમેરથી બૂમ પડી રહી કે હવે તો મરવું કે મારવું.

પ્રજાના આગેવાનોમાં **સીકંદરખાન** નામનો એક **મોગલ** હતો, તેણે બેદીલ થયલાં લશ્કરને ભંભેરી, તથા પ્રજાના બેદીલ થયલા લોકોને ઉશ્કેરી, રાજ અને રાજ્યાધિકારીઓ સામે બળવો જગાડવાનું બીડું ઝડપ્યું. આ કામમાં તેને ઝાઝી મુશ્કેલી પડી નહીં. પ્રજા, અધિકારીઓના જુલમથી ત્રાસ પામી રહી હતી અને લશ્કરના લોકો બાપડા ભુખે મરતા હતા. બંનેની દાદ કે ફરિયાદ લાગતી નહતી. **સીકંદરખાનનો** હેતુ એવો હતો કે આ બંડ ઉઠાવ્યાથી શહેનશાહની શુદ્ધ કદાચ ઠેકાણે પણ આવે; તો જો કે તે સારી પઠે સમજતો કે, આ તેનો ઉપાય, ધુજારો કરી રહેલા **મરાઠાઓને** તુટી પડવાને સરળ માર્ગ કરી આપશે. પણ તેને માટે તે સીવાય બીજો રસ્તોજ નહતો. **સીકંદરખાને** સઘળી બળવાની ગોઠવણો ઘણી સીફતથી ચલાવી.

**સીકંદરખાન** કોણ? તેને બળવાની આગેવાની કરવાનું કારણ શું?

**દિલ્હીના** પ્રસિદ્ધ મનુષ્યોમાં, **સીકંદરખાન** બહુ ધનવાન ઝવેરી હતો. એક મોટા રાજવંશી જેટલો તેનો વૈભવ હતો. ભલભલા ઝવેરીઓ કે સોદાગરો તેનું નામ સાંભળી સોદા કરવા તેને ત્યાં આવતા હતા. **મોગલ** સત્તાની ચઢતી સત્તા જોડે **સીકંદરની** ચઢતી અને વિખ્યાતી પણ પુષ્કળ વધી ગઇ હતી. જ્યાંસુધી **માહમુદશાહનો** રાજવહીવટ સાંગોપાંગ ચાલ્યો ત્યાં સુધી તો **સીકંદરખાનનો** સિક્કો ઠીકઠાક ચાલ્યા કીધો. પણ રાજની અવ્યવસ્થા જોડે તેની પડતી થવાનો સંજોગ પાસે આવ્યો. **દિલ્હીમાં** ભારી અંધાધુની ચાલી રહી હતી, અને લુચ્ચાઓ જ્યાં ત્યાં લુટફાટ ચલાવી પોતાનું કામ કાઢતા. આ લુંટારાઓ ગરીબો અને મધ્યમ સ્થિતિના માણસો ઉપરજ હાથ ઉગામતા, કારણ તેઓ સારી પેઠે જાણતા કે તેઓ તેમના સામે કશો ઉપાય લઇ શકનાર નથી. આ અંધાધુની છેક ટોંચે ચઢી. લશ્કર ભુખે મરવાથી બેદીલ થવા માંડ્યું ત્યારે તેઓએ નાનાને પડતા મુકી મોટાઓને પકડવા માંડયા.

આ વેળાએ, **સીકંદરખાન** પોતાના બોહળા વહીવટને લીધે ઘણાક નોકર ચાકરો તથા સીપાઇસપરાઓની નાની સરખી ફોજ ધરાવતો હતો, તેમ પોતાના પૈસાના બળથી તે ચાહે તેટલાં માણસોને પોતાના રક્ષણાર્થે રોકવાને શક્તિવાન હતો,

એટલે તેના તરફ લુટારા લુચ્ચાઓનો ડોળો એકદમ જવા પામ્યો નહીં. ઘણો વખત સુધી તો સીકંદરખાન સ્વસ્થ રહી શક્યો, પણ ગામમાં ચાલતી લુટફાટની ખબર અંતરેથી તેનું હૈડું થોડું ફાટફટ થતું ન હતું. તે જાતે શ્યાણો હોવાથી નક્કીપણે માનતો કે આ અવ્યવસ્થાનું પરિણામ સારૂં નહીંજ આવે. તે વળી માનતો કે વખત જતાં, જેમ ગામમાં બીજે ઠેકાણે બને છે તેમ તેને પોતાને ત્યાં પણ કોઇ દિવસ ધાડ પડશે ખરી. તે વખત ઝાઝો દૂર નહતો. લુટ કરવા બાહેર પડેલા લશ્કરે જ્યારે જોયું કે હવે સીકંદરખાનને લુટયા સિવાય બીજો છુટકોજ નથી ત્યારે અંતે તેઓએ એક દિવસે લાગ જોઇ, સીકંદર-ખાનના મકાન ઉપર ધાડ પાડી; અને જેમ લુટાય તેમ લુટયો. જેઓ સામા થયા તેમને નિધડક કાપી નાખ્યા; તેમાં સીકંદરખા-નના કુટંબના ઘણાંક માણસો પણ માર્યા ગયાં, અને સીકંદર પોતે જખમી થઇ નાચારીએ સર્વ પડતુ મુકી નાશી ગયો. પોતાના ઉપર ગુજરેલી આ આફત માટે તેણે શહેનશાહ પાસે દાદ મેળવવાને ઘણાંએ ફાંફાં માર્યાં, પણ નગારખાનામાં તતુડીનો આ-વાજ કયાં સંભળાય? શહેનશાહ જનાનાની મોજ છોડી બાહેર આવે તો રાજ ખટપટ ઉપર કાંઇ ધ્યાન આપે કેની? ગામમાં શું થાય છે તે તે બાપડાની બલા જાણે? ઘડીમાં શું આફત આવશે તેનો તે બાપડાને ખ્યાલ સુધાં ન હતો. અમલદારો તો સંધળા, શાહને એવી સ્થિતિમાં રાખવામાંજ પોતાનો લાભ માનતા હતા, એટલે પછી તેઓ શાહને ઠેકાણે લાવે, એ ન ભુતો ન ભવિષ્યતિ જેવું હતું.

સીકંદરખાન પ્રથમથી પોતાની જાત તથા પોતાના રાજને માટે અભિમાન ધરાવનારો હોવાથી, બીજે કોઇ પણ આડે માર્ગે ઉતર્યા વગરજ, તેણે ન્યાય મેળવવાને, અથવા નહીં ન્યાય મળે તોપણ શાહની શુદ્ધબુદ્ધ ઠેકાણે લાવવાના ઘણાં ફાંફાં માર્યાં, પણ તેનું કશું વળ્યું નહીં. મોજમાં તલિન થઇ બેઠેલા શાહની આજુબાજુએ ફરી વળેલા જૂ જેવા અમલદારોનાં ટોળાં વચ્ચે તેનો કશો આરો આવ્યો નહીં. ત્યારે તેણે કંટાળીને બળવો ઉઠાવવાનો ઠરાવ કીધો. તે કામમાં તેણે પોતાની પાસે જે કાંઇ થોડું ઘણું બચ્યું હતું તેનો છુટથી ઉપયોગ કર્યો. આ બળવો ઉઠાવવામાં પણ સીકંદરખાનનો હેતુ માહમુદશાહને ગાદીએથી ઉઠાડી પોતે રાજપતિ થઈ બેસવા કે રાજની કોઇ

મોટી સત્તા પોતાના હાથમાં લેવાનો રાખ્યો ન હતો; હજુ તેનો હેતુ તો કોઇ પણ પ્રકારે શાહની ગુમ થયલી શુદ્ધબુદ્ધિને ઠેકાણે આણવાનો હતો. અલબત, જો આ ઠેકાણે સીકંદરખાનને બદલે કોઇ બીજો માણસ હતે તો તે આવા ભલા હેતુથી કવચિતજ કામ લેતે. પોતાના પૈસા કુમાર્ગે ગયાથી, પોતાની આબરૂનો નાશ થવાથી અને તે સર્વ ઉપરાંત પોતાના આખા કુટુંબનો લૂટારાઓને હાથે નાશ થવાથી, તેને જે જ્વાળા પ્રગટ થઇ હતી તેનું વર્ણન કરવુંજ અશક્ય છે, છતાં તે જ્વાળાને પોતાના પેટમાં સમાવી દઇ, માત્ર રાજ્ય તરફના અભિમાનને ખાતર, બળવો ઉઠાવવાને તૈયાર થયો હતો ! ! ગામમાં લુટફાટ, મારફાડ અને અવ્યવસ્થાનો મહા પોકાર પડી રહ્યો હતો એટલે સીકંદરખાનને તે કામમાં ઝાઝી મુસ્કેલી પડી નહીં. સઘળા લુચ્ચા અમલદારોને, સીકંદરખાને ઉઠાવવા ધારેલા બળવાની ખબર પડી ચુકી હતી, છતાં તેઓ એતમા રહી શાહને કાને તે વાત લાવ્યા નહીં, એટલે તે બાપડો તો જેવો ને તેવો જનાનામાં તલ્લિન થઇ પડી રહ્યો.

બળવો ઉઠયો. લાગ જોઇ સીકંદરખાન પોતાના લશ્કર સાથે દિવાને ખાસમાં પેઠો; ને શહેનશાહને ધધડાવ્યો. શેહેરમાં હાહાકાર થઇ રહ્યો. જેઓ આ બળવો ઉઠવાની વાતને શક ભરેલી માનતા હતા તેઓ ગભરાયા. લુચ્ચા અમલદારો પોતપોતાના બચાવને માટે જ્યાં લાગ ફાવે ત્યાં ભરાઇ ગયા. જે લશ્કર નિમકહલાલ રહી રાજપક્ષે જોડાઇ રહ્યું હતું, તે બળવાખોરોની સામે થયું, પણ બળવાખોરોની જંગી સંખ્યા સામા તેમનું કશું વળ્યું નહીં. તેમનો સરદાર બળવાખોરોના હાથે માર્યો ગયો અને તેઓમાંના ઘણાકો જ્યારે જીવ લઇ નાઠા ત્યારે બાકીનાઓ પણ બળવાખોર પક્ષને સબળ જોઈ તેની જોડે ભળી ગયા. શહેનશાહ ગભરાયો. મેહેલમાં કાગારોળ થઇ રહ્યો. બેગમોની નાશભાગ થવા માંડી. જનાનખાનું ફુટી ગયું, ખાજેસરાઓ, જેમનાથી નસાયું તેમ નાઠા અને બાકીના જ્યાં પણ લાગ ફાવ્યો ત્યાં ભરાઈ બેઠા. બળવાખોરો ઝુંડો લઇ મેહેલમાં પેઠા. રાજા મહામુદશાહને કેદ પકડયો, અને બાહાર ઉભેલા લશ્કરે "પ્રજાસતાક રાજ્યની જય," "સીકંદરખાનની જય," એવા પોકારો પાડી મુકયા.

ગભરાટથી એબાકળો બનેલો રાજા સીકંદરખાનની સામા ટગર ટગર જોતો ઉભો. સીકંદરખાન સરખા દિલ્લીના એક પ્રતાપિ ધનવાન ઝવેરીને તે ન પીછાણે એમ તો હતુ જ નહીં. તેણે તેને પીછાણ્યો, અને તેના સરખા ધનવાન અને રાજ્યાભિમાન પુરૂષને આવું કામ શું કરવા કરવું પડ્યું હશે તેના વિચારમાં જ તે ઉભો. શું જાણે બાપડો મહામુદશાહ કે સીકંદરખાને શા માટે બળવો જગાડયો છે? તે તો અત્યાર સુધી એમજ સમજતો અને ખાત્રી સાથે માનતો કે મારૂં રાજ્ય સાંગોપાંગ મારા અધિકારીઓ ચલાવ્યાજ જાય છે. પણ હવેજ તે કાંઇક વિચારી શકયો કે, જ્યાં છે ત્યાં કાંઇ પણ ફરિયાદ કરવા જેવો બનાવ આ માણસના સંબંધમાં બન્યો છે, તેમ નહિ હોય તો આ ઉપાય લે નહીં. ગમે તેટલો વિચાર તેના મનમાં આવ્યા છતાં સીકંદરખાનના ભલા હેતુની તો તેને ખબરજ શું હોય? તેણે તો માન્યું કે આ મારી છેલ્લી ઘડી છે; પાદશાહી નાબુદ થઇ છે, અને મારૂં નામ હવે નિકંદન થયું છે!! શોક, ભય અને ત્રાસથી તેનો ચેહેરો છબી ઉતારવા જોગ બની રહ્યો હતો. સ્યાણો સીકંદર, શહેનશાહના મનમાં કેવા તરંગો ઉઠતા હશે તેનો સારી પઠે ખ્યાલ કરતો હતો, છતાં તે તેને કાંઇ પણ ધમકી આપ્યા સિવાય છોડવા માંગતો નહતો. ટગર ટગર ટીકતા ઉભેલા શાહને મુસ્કેતાટ કરવાને તેણે પોતાનાં માણસોને હુકમ કીધો અને બીજીજ પળે રાજા મહામુદશાહ, આખાં મોગલ શેહેનશાહતનો ધણી, અથવા આગળ વધીને કહીએ તો આખા ભરતખંડનો ધણી થવાનો લોભ કરનાર અકબરનો વારસ બોલ બોલતાંમાં એક બંધવો થઇ રહ્યો.

સીકંદરખાન સુમારે ૪૫ વરસની ઉમરનો, મોહો ઉપર દયા અને સ્યાણપણું પ્રગટી નિકળ્યું હોય એવા ચેહેરાનો જુવાન હતો. આ વેળાએ તેની આંખોમાંથી અંગારા પડતા હતા, લડવૈયાને બરના પોષાક, હાથમાં ચકચકતી સમશેરથી શૂરવીરનો છાપ સામા જોનારના મન ઉપર બેસાડે તેવો જણાતો હતો. પોતાના કમરબંધમાં તેણે બે પીસ્ટોલો લટકાવી દીધી હતી, અને એક તરફ ભાલો અને ખંજર હતુ.

ઘણીક વાર સુધી શાહ ટગર ટગર જોઇ રહ્યો, પછી હીમત આણી: મુગે મ્હોડે ઉભા રહેવા કરતાં પોતાની

જીભ ઉપાડી, પોતાની ઉપર આવો સીતમ ગુજારવાનું કારણ અને તે ગુજારનાર કોણ છે તે જાણવાનો ઠરાવ કીધો. તેણે માન્યું તો ખરૂંજ કે હવે આપણો અંતઃકાળ પાસે તો આવ્યો જ; પણ મુંગે મ્હોડે સઘળો ભેદ ભરમમાં ને ભરમમાં રાખીને મરવા કરતાં, કાંઇ પણ જાણીને મરવાનું તેણે વિશેષ પસંદ કર્યું.

"તું કોણ છે, ઓ સરદાર?" શાહે પુછ્યું.

"હું કોણ છું તે તું જોઇ લે" સીકંદરે ઉત્તર વાળ્યો.

"પણ મને, તું શું કરવા માંગે છે?"

"હું તારો જીવ લેવા માંગું છું."

"શા માટે? તે મને જણાવશે ખરો કે?"

"તે જાણવાનું તારા પોતાના હાથમાં છે."

શાહે આ વેળાએ દીનતાથી મોઢું મલકાવ્યું, એટલે તેને જોઇને સીકંદરખાનને દયા આવી, અને પોતાના કરડા દેખાવમાં તેણે કાંઇક ફેરફાર કીધો.

'તું મારો જીવજ લેવા માંગે છે તો જેમ તારી મરજી', શાહે બહુજ દીનતાથી કહ્યું.

'ચાલ, ત્યારે જલદી તૈયાર થા,' સીકંદરે લગાર કરડાકીમાંજ હુકમ કીધો.

'શા માટે તૈયાર થાઉં?'

'મરવા માટે.'

'કારણ?'

'કારણ'—આટલો બોલ બોલી સીકંદર લગાર થોભ્યો. આ વખતની ચુપકીદી આખા મહેલમાં એટલી બધી હતી કે કીડીના ચાલવાનો અવાજ સુધાં સંભળાય.

સીકંદર લગારેક ગુંચવાયો. હવે કેવી વલણે કામ લેવું તેના વિચારમાં પડયો.

'કારણ બારણ કાંઇ નહીં; હું તને કહી ચુકયો છું કે મારે તારો પ્રાણ લેવો છે;' સીકંદરે ખુલાસો કીધો.

'અને હું પુછું છું કે તે શા માટે?' શાહે વળતો સવાલ કીધો.

'તેં મારૂં નખોદ વાળ્યું છે;' સીકંદરે ચલાવ્યું.

'મેં કોઇનું નખોદ વાળ્યું નથી.'

'તેં તારા હાથે નહીં તો, તારા હુકમથી બીજાઓએ વાળ્યું છે.'

'હું કશું જાણુતો નથી.'

'ત્યારે હું પણ જણાવવા ઇચ્છતો નથી.'

'તારૂં નામ મને જણાવશે ?'

'મને સીકંદરખાન કહે છે; પણ જે માણસ તારો પ્રાણ લેવા આવ્યો છે તેનું નામ જાણવામાં લાભ શો ?' સીકંદર બોલ્યો. અને જાણે હમણાંજ શાહને ઠાર કરવા માંગતો હોયની શું, તેમ તરવાર હાથમાં ઉછાળી તેને જાણે સાફ કરવા લાગ્યો.

શાહે પોતાનું માથું નીચું નમાવ્યું અને વિચારમાં પડયો. કેટલીકવારે જાણે કાંઇ યાદ આવ્યું હોય તેમ ડોકું ઉચું કરી બોલ્યો;

'પણ, ભલા માણસ, હું તો આ મોગલ શેહેનશાહતનો ધણી છુંની ?'

'હા, બેશક, તે હું જાણું છું અને તેજ માણસને હું જીનતમાં મોકલવા આવ્યો છું;' સીકંદરે કહ્યું.

'પણ મારો ગુન્હો મને જણાવશે ખરો કે નહીં ?' શાહે લગાર ગુસ્સાથી પુછ્યું.

'અરે અકબરના વંશના મૂર્ખ શહેનશાહ ! તારો અપરાધ તું જાણવા માંગે છે ?' સીકંદરે હાસ્ય કરીને ખુલાસો કરવા માંડયો—તો સાંભળ ! ઓ દિલ્લીપતી તારા અપરાધની વાત. મને તારા ઉપર દયા છુટે છે, પણ મેં આ કામ મારી પવિત્ર ફરજ માની ઉઠાવ્યુંછે. જે રાજકર્ત્તાઓ, તેમના ઉપર આધાર રાખતી લાખો કરોડો માણસની વસ્તીને પિતા સમાન પોષવાને બદલે તેમના પ્રત્યેની પોતાની ફરજ બજાવવામાં પાછળ પડી, પ્રજાના પૈસાવડે મોજશોખમાં તલ્લીન થઇ બેસી, તે પ્રજાને સુખ આપવાને આંધળોબીત થઈ બેસે તેના, આ કરતાં બીજા શા હાલ થાય તે તું કહેશે ? આ દેશના ખરા માલીકો પાસેથી તેમનો આ કુબેરના ભંડાર સરખો દેશ, આપણા પૂર્વજો જે યુક્તીપ્રયુક્તીથી મેળવી ગયા છે, તેનું રક્ષણ કરી, તે વધારવાને તેં કંઇ કર્યું છે ? બળવાન સતા ઉપર આવ્યા પછી, પૂર્વજોએ મેળવેલી પુંજીમાં વધારો કરવાને કે તે પુંજી મેળવી આપનારાઓનું રક્ષણ કરવાને તેં શા ઉપાયો યોજ્યા છે ? ક્ષણભર વિચાર કર કે આવી મોટી શેહેનશાહતને જાળવવાની તારી શી ફરજ હતી ? અને તેમાંની તેં કેટલી બજાવી છે ? રાજગાદીએ આવ્યા પછી તારી પ્રજાની લેશપણ ખબર અંતર

મેળવવાને તેં સ્હેજ પણ ચિંતા દેખાડી છે ખરી! પ્રજા સુખી છે કે દુઃખી તેનો કોઇ ક્ષણે પણ તારા મનમાં વિચાર આવ્યો છે? મેહેલમાં બેગમો સાથે રાસક્રિડાની મોજમાં તલ્લીન થઇ પડી રહેતી વેળા તારી પ્રજા પણ તેવીજ સુખાનંદમાં કલ્લોલ કરે છે કે દુઃખના દરીઆમાં ડુબેલી છે તેની ખબર મેળવવાની તેં લેશ પણ કાળજી કીધી છે? તારા નીમેલા અધિકારીઓ કે સૂબાઓ પ્રજાને રંજાડે છે કે સંતોષે છે. તે જાણવાની અને તે સંબંધી ઉપાયો લેવાની કાંઇપણ કાળજી તેં ધરાવી છે ખરી?'

'બસ, બસ, સીકંદરખાન, બસ કર—હું તારા કહેવાનો ભાવાર્થ સમજી ચુકયો'—શહેનશાહ સીકંદરને બોલતો અટકાવી ખિન્નવદને બોલ્યો.

'સબર, સબર માહમુદશાહ, એટલેથીજ તારૂં રામાયણ પુરૂં થતું નથી,' સીકંદર ક્રોધ દર્શાવી બોલ્યો,—'હું જરૂર કરતાં વિશેષ બોલીશ નહીં, તેમ જરૂર કરતાં તારા પ્રત્યે સખત થવા ઇચ્છતો નથી, તેની તારે ખાતરી રાખવી. નજર કર પેલી સામે, અને જો કે બાપડી તારી પ્રજા કેવા ભુખમરા અને દુઃખમાં દહાડા ગુજારે છે. આ મેહેલની બારીએથી સ્હેજે દૃષ્ટિ કરીને જો કે તારા નીમકથી પોષાયલાઓ ઉપર ભુખમરો પાડવામાં આવ્યો છે ત્યારેજ તારા સામે મરવાને ઉભા છે? હે શહેનશાહ! તુ જાણે છે કે, તારી બે દાદીથી સેંકડો સ્ત્રીઓ રંડાપો ભોગવતી થઈ છે, સેંકડો પુરૂષો સ્ત્રી વગરના થયા છે; હજારો બાળકો અનાથાવસ્થામાં આવી પડી ટળવળે છે; ભાઇઓ ભાઇ વગરના થયા છે, માતાઓ દીકરા વગરની થઇ છે ને બેનો ભાઇઓ વગરની થઇ પડી છે! જબરા પોષાયા છે અને નબળાઓનાં નિકંદન થઈ ગયાં છે! અફસોસ! માહમુદશાહ! આ સઘળી કંગાળિયતનો કર્તા કોણ છે? તુંજ, તુંજ, આ દિલ્લી શેહેનશાહતનો પતિ, માહમુદશાહ તું પોતેજ. વાડી, ગાડી, અને લાડી સિવાય તેં બીજા કશામાં ધ્યાન આપવાની તસ્દી લીધી છે ખરી? અલ્લાહને પીછાણવાની તેં સ્હેજ કાળજી વટીક કરી છે ખરી? પણ હે અકબરના વારસ, અમે અમારાં સઘળાં બળ સાથે તને સેહાય કરવા આવ્યા છીએ.'

સીકંદરખાનનું આ ભાષણ શાહે બહુજ ઠંડાપણાથી ડોકું નીચું નમાવી સાંભળ્યું. શું ઉત્તર આપવો તે તેને જરા પણ સુઝયો નહીં. સુઝયો નહીં એટલુંજ માત્ર નહીં, પણ તેનું હૈડું

ભરાઈ આવ્યાથી તેનાથી બોલી પણ શકાયું નહીં. મહા મેહનતે થોડા ઘણા શબ્દો તે બોલી શક્યો—'અફસોસ! તકદીર, અફસોસ! અલ્લાહ મને માફ કર; સીકંદર, તું અહીં મારા તારકની પેઠે ઉભો છે. બેશક હું મારૂં ભાન ભૂલ્યો, હું મારી ફરજ ચુક્યો, અને આ મારાં પાપની જે સજા મને થાય તે ખમવાને, ઓ ભલા સીકંદર! તારા સમીપ મારૂં શિર નમાવી હું ઉભો છું. જોઇએતો મને માર, જોઇએ તો છવાડ.'

રાજાનું બોલવું હજુ તો પુરૂં થયું નહીં તેટલામાં મેહેલના એક ખુલ્લા દરવાજા આગળથી કેટલાક લઠપઠ સરખા માણુસો જોરમાં મેહેલમાં ધશી આવ્યા, અને આગળ પાછળ કશું પણ જોયા કે વિચાર કર્યા વગર સીકંદરખાનને એક લાત મારી ફેંકી દીધો ને ઉભેલા શહેનશાહને ઉઠાવી જોરમાં દોડવા માંડ્યું. મેહેલમાં ભારી ગરબડાટ થઇ રહ્યો. ગભરાટ તથા ઓચંબાનો પાર ન રહ્યો. આ સઘળો બનાવ આંખ મીંચીને ઉઘાડીએ તેટલા વખતમાં બન્યો. સીકંદરખાન જે લશ્કર લઇને આવ્યો હતો તે લશ્કર મેહેલના મોટા દરવાજા સામેનાં ચોગા-નમાં દોડધામ કરતું હતું. જ્યારે મેહેલના બીજા રસ્તાઓ બીલકુલ ખુલ્લા હતા. આ વેળાએ બાહેરના માણુસોને અંદર શું થાય છે તેની ખબર ન હતી, એટલે શહેનશાને લઇને માણુસો નાશી ગયા તે બનાવ જેમ બહાર ઉભેલા માણુસોના જોવામાં નહીં આવ્યો, તેમ જેઓએ જોયો તેઓ કશું સમજી શક્યા નહીં, એટલે તેઓ જડ-ભરત માફક ઉભા રહ્યા! આ રીતે જે વખત નિકળી ગયો તે દરમ્યાનમાં પેલા અજાણ્યાઓને નાસવાનો લાગ ઠીક મળી ગયો. તે માણુસો શહેનશાહને લઇને જંગલ તરફ ભાગી ગયા. ઘણેક વારે સીકંદરખાનને સમજણ પડી કે, શાહને તેના કોઇ મળતાવિશેકો, અહીં કાંઇ જુલમ પડશે એમ માની ઉપાડી ગયા છે. તેમ જાણી તે ખરેજ દલગીર થયો. ન ધારેલો ખટરાગ ઉભો થયો. તે ધારતો હતો તેના કરતાં તદન જુદૂંજ રૂપ, બળવાએ લીધું; પણ તેની છાતીની વાત બીજાને શું ખબર? જેવું તેને માલમ પડ્યું અને ખાત્રી થઇ કે શાહને નસાડી જવામાં આવ્યો છે, તેવુંજ તેણે તેમની પાછળ શોધ કરવાને લશ્કર મોકલ્યું.

---

## પ્રકરણ ૯ મું.

### અંધાધુની.

માહમુદશાહને લઇને નાઠેલા માણુસો કેટલાક મૈલ સુધી પાછળ જોતા જોતા, ઘણાક મૈલ સુધી ચાલ્યા, તેઓ જ્યારે ગીચ જંગલમાં આવ્યા ને ભય જોયોજ નહિ, ત્યારેજ વીસામો લેવા બેઠા. તેઓએ પોતપોતામાં અત્યાર સુધી બીલકુલ મોઢું પણુ ઉઘાડ્યું નહતું; પણુ હવે પોતાને સલામત સમજી તેઓએ ધુસધુસ વાતો કરવા માંડી. શાહને લઇને નાસી તો આવ્યા, પણુ ક્યાં જવું અને કોનો આશ્રય લેવો તેનો કશો વિચાર તેમને સુઝયો નહીં. તેઓએ જે ગોઠવણુ કરી તે એજ કે તેમની સાથના કેટલાક માણુસોએ છુપા વેશે શેહેરમાં જઇ શાહને પાછો ગાદીએ બેસાડવો અને સીકંદરખાનને ગાદીએથી ઉઠાડી મુકવાને લશ્કર ભેગું કરવું. આ ગોઠવણુ કેમ પાર પાડવી તેની ધુસધુસ કરતા તેઓએ બેચાર દિવસ જંગલમાં કાઢી નાખ્યા.

સીકંદરખાન-દિલ્લીપતિ થવાને લેશ પણુ તમા રાખતો ન હતો તેનો ઇરાદો તો કોઇપણુ પ્રકારે મોજમજાહમાં તલ્લિન થઇ પડેલા શેહેનશાહની શુદ્ધ ઠેકાણે આણુવાનોજ હતો અને તે કામ પાર પાડી તે ત્યાંથી ચાલ્યો જવા ઇચ્છતો હતો. શેહેનશાહની પક્ષના કેટલાક માણુસો, સીકંદરની આ ભલી ઇચ્છાનો અર્થ ઉંધો સમજ્યા. તેમના મનમાં ભય પેઠો કે, રખેને સીકંદર આ ખટપટમાં પોતાનું કામ કાઢી લઇ શેહેનશાહના જાનને જોખમમાં નાખી પોતેજ રાજપતિ તો થઇ નહી બેસે કે? આ ચિંતા કરનારાઓમાં શેહેનશાહના કેટલાક માનીતા હજુરિયાઓ ઉપરાંત, તેની બેગમો પણુ હતી. સીકંદરને મેહેલમાં હથિયારબંધ દાખલ થઇ ગયલો જોઇ તેમની તે ચિંતામાં બેશક વધારો થયો, અને તેઓએ તેટલાજ કારણે, સીકંદર કોઇ રીતે પોતાનો હેતુ કાઢી ન જાય તેની સાવચેતીને ખાતર શેહેનશાહને સલામત બચાવી જવાની જુક્તી રચી. ધમધમાટ કરી રહેલાં લશ્કરની દૃષ્ટિ સમીપથી, સીકંદર સરખાની બાજુ આગળથી ધોળે દિવસે અને ભર ગરબડ વચ્ચે શેહેનશાહને કેમ ખસેડવો તેનો કશો વિચાર તુરત તેમને સુઝયો નહીં. ઘણોક વિચાર કર્યા પછી તેમને જે સુઝ્યું તે એજ કે,

ભરટના ઉપાય તરીકે કોઇ બહુપંતુ સરખાઓની મદદ લઇ તેને એમને એમ ઉપાડી ચાલ્યા જવું; અને તુરત વેળા લશ્કર કે સીકંદરખાનની નજરેથી તેને સલામતી ભરેલી સ્થિતિમાં લઇ જઈ આગળનો વિચાર તે પછી કરવો. આ ગોઠવણના પરિણામમાં, આહમુદશાહને ઉપાડી જવામાં આવ્યો હતો.

શહેનશાહનું હરણ થયા પછી સીકંદરખાન ગુંચવાયો. કરવું કેમ? રાજ્યવ્યવસ્થા કોણ ચલાવે? તે જાતે બહુ સ્યાણો હોવાથી, આગલા પ્રકરણમાં જોયું તેમ શાહની શોધ કરવાને માણસો દોડાવ્યા અને તે આવે તેટલામાં રાજવહીવટ વડા વજીરને અસ્તક ચાલુ રાખ્યો.

દિલ્લીમાં ગભરાટનો પાર નહતો. અફવાઓનો છેડો નહતો. ધંધોધાપો બંધ હતો, બજારોમાં કુતરાં ભસતાં હતાં. લોકોનાં બારી બારણાં દિવસના બંધ રહેતાં; અને કોણ જાણે ઘડી પછી શું થશે તે માટે ચિંતાતુર હતા.

શહેનશાહની શોધ માટે સીકંદરખાને મોકલેલી ટુકડી આજુ-બાજુ શોધ કરતી ચાલી. બીજા અધિકારીઓમાંના કેટલાકો પણ પોતપોતાની જોડે બની શકે તેટલાં માણસો લઇ શાહની શોધમાં નીકળી પડયા, અને એ પ્રમાણે ત્રણ ચાર ટુકડીઓ મળી લગભગ ૧૨૦૦થી ૧૫૦૦ માણસો શાહ આહમુદશાહની શોધમાં નિકળી પડયા.

મોગલ શેહેનશાહતમાં અંધાધુની ચાલવાની ખબર તો કેટલોક વખત થયો મરાઠાઓને મળી ચુકેલી હતી. તેઓ કેટલોક વખત થયો કોઇ તક શોધતા રહી પોતાની મજબુતી કર્યા જતા હતા. આહમુદશાહના હરણ થયાની અને તેની પાછળ સેંકડો માણસો શોધ કરવા નિકળ્યાની ખબર પણ તેમને પડી. આ મોટી અંધાધુનીનો લાભ લેવાની મરાઠા સરદાર બાજીરાવને ભારી ચટપટ થઇ રહી; પણ એકદમ ઠેઠ દિલ્લી સુધી લશ્કર લઇને જવાનું તેને લાભકારક જણાયું નહીં. તેણે એક મરાઠા સરદારની આગેવાની હેઠળ મોટાં લશ્કરને, આહમુદશાહની શોધમાં જઇ તેને પકડી લાવવાને કે બને તો ઠાર કરવાને તૈયાર કરી દીધી. ઘણો વખત થયો મરાઠાઓના હાથ સળવળતા હતા; તેમને તુરતને માટે આ એક અચ્છી તક હાથ લાગી. પરશુરામ ભાઉ નામના એક શૂરવીર મરાઠા યોદ્ધાની સરદારી

હેઠળ મરાઠા લશ્કર જુદી જુદી બાજુએથી વેહેંચાઇને નર્મદા તરફના વેરાન જંગલોમાં ચાલ્યું. ન ધારેલી રીતે આ પ્રમાણે જેમ મોગલોનું, તેમ મરાઠાઓનું લશ્કર જંગલોમાં, જુદા જુદા હેતુએ ભટકતાં હતાં.

મે મહિનાનો સૂર્ય ખુબ જોરમાં તપતો હતો. તે જંગલના ઝાડપાનોને સુકાં ખખ સરખાં બનાવી, નદી નાળાંઓનાં પાણી સુકવીને જાણે મજાહ મેળવતો હતો. તેવા કકડતા તાપતડકામાં શાહની શોધમાં મોકલેલા સીકંદરના લગભગ ૩૦૦ માણુસો આંધળાભીંતે થઇ હાય હાય કરતા કુચ કરતા હતા. ચાલી ચાલી તેઓ થાકી ગયા હતા. એજ જંગલમાં વળી તેમને સારી પેઠે ખબર હતી કે, ત્રાહ ત્રાહ પોકરાવનાર મરાઠા જાતનો એક લૂટારો કેટલાંક માણુસો સાથે વસતો હતો. એટલે એવડી ચોકસી સાથે આ બાપડાઓને એકેકું ડગલું ભરવું પડતું. ગુફાઓ કે ગીચ ઝાડીમાં ભરાઇ બેઠેલો તે ખુની લુટારો, રેખે તેમની દોડધામના અવાજથી જાગૃત થઇ ઓચિંતો નીકળી આવી, તેમનું કાશળ કાઢે, તે માટે તેઓ બને તેટલી ચુપકીદી અખત્યાર કરી આગળ વધતા હતા. એક બાજુએ મોટાં મોટાં ઝાડોની ઝુંડ ઘટા લાગી રહી હતી; બીજી તરફ મોટા મોટા ઘ્રુ અને ચોરામલાનાં ઝાડો જાણે આકાશને જઇ મળવાની તૈયારી કરતા ઉભા હતા. નાની ઝાડીઓ કે ઝાડવાંઓનો કશો પાર નહતો. ઝાડીની ઘટા એવી ઘટ લાગી રહી હતી કે, અસ્ત પામતા સૂર્યનાં તીણાં, પણ સુંદર કિરણો તેમાં પેસવાને ફાંફાં મારવા છતાં, જરા પણ દાખલ થવા પામતાં નહતાં. રસ્તો કયાં છે તે તો તેમને કશું દેખાતું નહતું, અને કદાચ કોઇ તરફ નાની સરખી ગરેડ પડેલી જોઈ તેઓ તેની સરતે આગળ વધતા તો થોડીજ પળમાં તેમની તે સરત ચુકાઇ જતી અને ગરેડનું કશું નામનિશાન પણ જણાતું નહીં. આજુબાજુ ઘણે છેટે સુધી નજર કરતાં પણ તેમને કોઇ માણસનું ચિહ્ન દીસતું નહીં. આવી વિટંબણાંઓમાં આગળ વધવા કરતાં તેઓને એવું લાગ્યું કે ત્રીસેક માણુસની એક ટોળીને માર્ગ શોધવા આગળ મોકલીએ તો ઠીક, તે પ્રમાણે ચુનંદા ત્રીસ સ્વારોને તેઓએ તૈયાર કર્યાં.

શોધખોળ કરતાં, ફાંફાં મારતાં આ નાનકડો રસાલો ગીચ ઝાડીમાંથી પસાર થતો જાય છે, તેટલામાં પડોસમાંથી કોઇ માણસનો

શ્વાસ સંભળાયો. ઘણી અજાયબી વચ્ચે, પોતાની ચાલ બંધ પાડી તેઓએ શોધ કરવા માંડી તો જણાયું કે ઝાડીમાં કોઇ છે. સઘળા ચુપચુપ એકબીજાનાં મ્હોં જોતા ઉભા અને જે તરફથી પેલો અવાજ આવતો હતો તે તરફ આંગળી બતાવવા લાગ્યા. આમ નિશાનીઓ કરતા આગળ વધ્યા અને થોડી પળમાં તેઓને એક કોતર આગળ હીલચાલ થતી જણાઇ. સૌ તેમાં કાંઈ ભેદ સમજ્યા. ગમે તે હોય પણ તુરતજ ભરી ચઢાવેલી બંદુકના ઘોડા ચઢાવ્યા અને પોતાના સરદારનો "જાને દો" હુકમ થવાની રાહ જોતા ઉભા. તેમનો સરદાર મોઢાંમાંથી "ફોડો" એવો આજ્ઞારૂપી શબ્દ કાઢવાની તૈયારી કરે છે તેટલાંજ તેમનામાંના એકજણે "સબર" એવો પોકાર કીધો અને હાથમાં બાર તાકતા ઉભેલા પોતાના સોબતીઓ તરફ પાછું ફરી, "તમારી બંદુક છોડતા ના," એટલું બોલી વીજળીના સરખી ઝડપથી આજુબાજુની ઝાડીઓને હાથે વતી ખસેડી વચ્ચેથી રસ્તો કરી ઝાડીમાં ઘુસી ગયો. સઘળાઓ આશ્ચર્ય સાથે તેની પુંઠે ચાલ્યા.

ઝાડોની ઝુંડ ઘટાની વચ્ચે ઝાડીઓની લાંબી લાંબી ડાંખળીઓને ઓરડા સરખી ગુફા બનાવી, ભોંય ઉપર ઉગેલા ઘાસને બીછાનું બનાવી તેના ઉપર એક સ્ત્રી, નાનકડા ગોળમટોળ સરખાં બાળકને છાતીએ વળગાડી ધવાડતી પડી હતી; અને બીજાં બે છોકરાંઓ તેણીની જોડમાંજ નચિંતાઇથી ઉંઘતાં પડયાં હતાં. સઘળાઓ આ દેખાવ જોતાં સ્તબ્ધ થઈ ઉભા.

'અહીં શું કરે છે બાઈ?' તે આગળ વધેલા લશ્કરીએ, પેલી બાળકને ધવાડતી સ્ત્રીને પ્રશ્ન કરી ચુપકીદી તોડી.

સવાલનો કશો પણ ઉત્તર આપ્યા વગરજ તે બાપડીએ માત્ર પોતાનું માથું સ્હેજ ઉચું કર્યું.

અરધા ગુસ્સા અને અરધા આશ્ચર્ય સાથે તે લશ્કરીઓ તેણીને જોતાજ ઉભા રહ્યા.

'ચાલ, જ્યારે તું મારા પ્રશ્નનો ઉત્તર નહીંજ આપવાની હઠ લઇ બેઠી છે તો ઉઠ, બાહેર નીકળ અહીંથી, અમે તારો રસ્તો કરીએ,' પેલા લશ્કરીઓના વડાએ તે બાપડીને બીહવાડવાનો પ્રયત્ન કર્યો.

અજાયબી અને ભયથી ઘેરાયલી તે સ્ત્રી સર્વ તરફ ટીકી ટીકીને જોવા લાગી; ઘડીકમાં તે દયામણું મોઢું કરી તેમના તરફ જોતી; તો ઘડીકમાં પેલાં ઊંઘમાં પડેલાં બે નિર્દોષ બાળકો; અને ત્રીજાં છાતીએ વળગેલાં બાળકને ટગર ટગર નીહાળતી હતી. આ ગડબડ ચાલતી હતી તેટલામાં ઉંઘતાં પડેલાં બંને બાળકો ઉંઉંઉં કરતાં જાગૃત થયાં. અને એક "મા, ભુખ લાગી છે," ત્યારે બીજું, આંખો ચોળતું, "મા બ્હીક લાગે છે" એમ બોલતાં ઉઠયાં; જ્યારે ત્રીજું તો બાપડું બલા જાણે કે પોતાની આસપાસ શું થાય છે તેની પરવા વગરજ બચર બચર માતું થાન મોહોમાં લઇ ચુસ્તું ગેલ કરતું હતું.

મોગલ સરદાર આ ચુપકીદી ભરેલો મામલો જોઇ તે સ્ત્રીને હીમત આપવાને બોલ્યો; "બ્હીશ નહીં, બાઇ, બ્હીશ નહીં." પણ તેઓ જેમ જેમ તેણીને બોલાવવાના પ્રયત્ન કરતા તેમ તેમ તે બાપડી વધુ ને વધુ ભયભીત બનતી. તેણી બહુ તવાઇ ગઇ હતી. તે જુવાન, ફીકા ચેહેરાની, ચીથરેહાલ સ્થિતિમાં હતી. પશુની પેઠે તે પોતાની જોબનવંતી છાતીને બેફીકર ઉઘાડી મુકી પડી હતી; પગમાં પગરખાનું નામ ન હતું અને ઠામ ઠામ કાંટા ભોકાઇને રક્ત નીકળેલું દેખાતું હતું. દરેક જણુ તેણીની આ ચુપકીદી માટે આશ્ચર્ય પામ્યા.

'બાઈ, તું તારૂં નામ મને કહેશે?' તે સરદારે ફરીથી પુરતી નમ્રતાથી સવાલ કર્યો.

હવે તેણીને કાંઇક ધીરજ આવેલી જણાઈ; તેમ લાગ્યું કે જે ભયથી તેણી બેહોશ સરખી બની ગઇ હતી તેમાંથી કાંઇક તે બાહાર નીકળી છે. પછીઘણાજ ધીમા સ્વરે તેણીએ ઉત્તર આપ્યો—

"મારૂં નામ લક્ષ્મી."

તે સરદારે હવે તેણીને વધુ હીમત આપવાને, તેણીના હાથમાંનાં બાળકને ધીમેથી પોતાના હાથમાં લઇ રમાડવા માંડયું, અને તે બાળકની ઉમર પુછી.

"એ અઢાર માસનું છે"—તે બોલી.

અજાણ્યા અને વળી હથિયારબંધ માણુસોના દેખાવથી, અને વળી તેમને પોતાની મા જોડે વાત કરતા જોઇને પેલાં બંને બાળકો બહુ ગાભરાં બનીને પોતાની માને વળગી પડયાં.

"આ બાપડાં ભુખે ટળવળે છે, અને મને દૂધ બીલકુલ છુટતું નથી," લગાર હીમત આણીને, તોપણ જાણે બ્હીતી હોય તેમ તે સ્ત્રીએ વાત કરવા માંડી.

'તારાં એ બંને બાળકોને, તેમ તને પણ અમે કાંઇ ખાવાનું આપીશું, પણ તેટલાંથી કાંઈ વળ્યું નહીં, અમારે જે જાણવું છે તે એજ કે આ જંગલમાંથી કોઇ રાજવંશી નાનો રસાલો પસાર થતો તારા જોવામાં આવ્યો છે ખરો ? તે કયે રસ્તે ગયો અને ક્યાં ગયો ? તારી સાથે તેમને કાંઈ વાતચીત થઇ હતી ?'

આ ભેદ ભરેલાં બોલવાનો મર્મ તે બાપડી સમજી શકી નહીં, એટલે તેણી પાછી ગભરાટમાં પડી. તેની સ્થિતિ પામી જઇ તે સરદારે પોતાનો સવાલ ફરીથી, ઘણીજ નમ્રતાથી પુછ્યો.

"હું પરણેલી છું; કોઇએ અમારાં ગામને આગ લગાડી ત્યારે અમે જીવ લઇને નાઠાં, એટલી ઝડપથી કે પગમાં પગરખાં ઘાલવા જેટલો પણ વખત ન મળ્યો;" તે બહુ ગભરાતી બોલી.

"એ ખબર મને હાલ જોઇતી નથી; મેં જે સવાલ તને પુછ્યા તેનો ખુલાસો મારે જોઇએ છે; તે મળ્યા પછી તારી વાત;" તે સરદારે લગારેક કરડાકીમાં કહ્યું.

"તમો શું પુછો છો તે હું સમજી શકતી નથી, માટે હું શું ઉત્તર આપું ?" તેણી બોલી.

"બાઇ, તું જાણતી હશે કે જ્યારે રાજ્યમાં કાંઇ ખટપટો ચાલતી હોય છે ત્યારે, તેમજ બે લશ્કરો વચ્ચે લડાઇ ચાલતી હોય છે ત્યારે, તારા સરખી ઘણીક સ્ત્રીઓ આવાજ આ અવતારમાં જાસુસોનું કામ બજાવે છે, અને અમે તેમને અમારી આ ખુની સમશેરના એકજ ઝપાટાથી જીનતમાં મોકલવા સિવાય બીજું કશું જાણતા નથી, માટે બાહેર નીકળ, ઓ કંગાળ દગા, અને બોલી દે ઝટપટ કે તું કોણ છે અને કીયાં શેહેરની રહેનારી છે;" તે સરદારે ક્રોધ કરી કહ્યું.

આ ભયભરેલાં બોલવાથી તે બાપડી વધારે ભયભીત બની, પણ જ્યારે તેણીએ જોયું કે હવે ચુપ રહેવામાં લાભ નથી ત્યારે તેણી બોલી—

'બાઇ, હું જાતે મરાઠણ છું, અહીંથી આઘે કેટલેક છેટે આવેલાં મરાઠા સરકારને તાબેનાં એક ગામની રહીશ છું. મારૂં કુટુંબ માર્યું ગયું છે અને કોઇ પણ જીવતું હોય એમ મને સંભવતું નથી.'

'એ તારૂં ટાહેલું છોડી દે; તું પોતે કોણ છે તે તો તું ભસ્તીજ નથી ?' તે સરદારે પુછ્યું.

બીજા સરદારે જોયું કે ગુસ્સે થઇને કામ બગાડશે અને જીવ ઉપર આવી જઇ, જે કાંઇ એ જાણતી હશે તે પણ કહેવાના અખાડાજ કરશે, એમ તર્ક કરી, એક બીજો લશ્કરી, જે દેખાવે પણ દયાળુ તેમ હેડે પણ દયાળુજ હતો તે પોતાના સરદારને સમજાવી તેને બાજુએ ખસેડયો અને પોતે તે બાઇ જોડે વાત કરવા લાગ્યો. પેલાં નાનકડાં બાળકને હાથમાં લઇ તેને રમાડતો રમાડતો તે પૂછવા લાગ્યો—

'એનું નામ શું ? એ બાળકી છે, નહીં ?'

'હા, એ છોકરી છે; એનું નામ તારા.'

'અને આ મોટું છોકરૂં છે તેનું નામ ?'

'એનું નામ માધવ.'

'હં કે ? ને આ બીજાનું નામ ?'

'એનું નામ બાળાજી.'

આ વાતચીતથી પોતાનું કશું કાર્ય સિધ્ધ થતું નહીં જોઇને વળી પેલો સરદાર વચ્ચે પુરાયો અને પોતાના સવાલોના ઉતર આપવાનો આગ્રહ કીધો.

આ ઉપરથી લક્ષ્મીએ નીચે પ્રમાણે પોતાની હકીકત જાહેર કરી—

'ભાઇ ! મારૂં નામ અને ગામ તો હું તમોને જણાવી ચુકી છું. મારૂં ઘર દુશ્મનોએ બાળી નાખ્યું એટલે હમો જીવ બચાવી નીકળ્યાં. લડાઇ થઇ કે નહીં તેની મને ખબર નથી, હું કયાં જાઊં છું તે હું જાણતી નથી. હું આ મારાં છોકરાં સાથે છું. મારા કુટંબીઓ મજુરીનો ધંધો કરતા હતા. મારો બાપ લંગડો હતો; એકવાર કાંઇ અપરાધમાં આવ્યાથી ગામના સૂબાએ તેને લાકડીના સખત સપાટાઓ મારવાની શીક્ષા કરી હતી, જેથી તેના પગનાં હાડકાં ભાગી ગયાં અને તેથી તે લંગડો થઇ બેઠો છે. મારો સસરો દાણચોરીનો ધંધો કરતો હતો, અને એકવાર તે પકડાયાથી તેને ફાંસી દેવામાં આવ્યો છે. મારો ધણી મરાઠા લશ્કરમાં લડવા ગયો હતો.' આટલું બોલી તે બાપડી ધ્રુજવા મંડી.

'હવે કાંઇ શક જેવું લાગતું નથી હોં,' પેલો તપી ગયલો સરદાર ઠંડો પડી પોતાના માણસોને ધીમેથી કહેવા લાગ્યો, પણ તે વિશેષ બોલે તેટલામાં પેલી સ્ત્રી બોલવા લાગીઃ—

'મારા ધણીને કોઇએ મારી નાખ્યો છે. કોણે ? તે હું જાણુતી નથી. તે મરણ પામ્યા પછી આ ત્રણે બાળકોને લઇને હું જંગલોમાં ભટકું છું. હવે પછી ક્યાં જઇશ તે હું જાણુતી નથી; ભુમિને મેં ખાટલો બનાવ્યો છે; ઘાસનું બીછાણું કર્યું છે; ઝાડીઓ ઉપર લાગેલાં કોઇક ફુલ ફળ કે દીંડવાનો મેં ખોરાક કીધો છે. જ્યાં સાં બંદુકોના અવાજો કાને પડે છે તેથી ધ્રુજારી છુટે છે. તેઓ શું કરવા માંગે છે તે હું શું જાણું? મારો ધણી માર્યો ગયો અને ત્રણ નિર્દોષ કુમળાં બાળકો સાથે હું નીરાધાર અબળા છું એટલુંજ હું જાણું છું. મને કોઇનો આધાર નથી; ઉપર આભ અને નીચે ધરતી એટલું હું જોઉં છું. ગઈ રાત્રે અમે પેલા સામેનાં એક ઝાડના થડની અંદર બરાઇને સુઇ રહ્યાં હતાં, કે છોકરાંઓ રડે તેનો અવાજ કોઇને કાને પડે નહીં, અથવા પડે તો તેને અમારો પતો મળી શકે નહીં.'

દયામણે ચેહેરે સઘળો રસાલો આ બાપડીની, કંપારી છુટે તેવી સ્થિતિનું વર્ણન સાંભળતો ઉભો હતો, તે આ દયાજનક ઇતિહાસ પુરો થતાંજ સર્વ કોઈ એકબીજાના મ્હોં જોતા ઉભા. તેટલામાં લગાર હસ્તુ મુખ કરીને મોગલ સરદાર પોતાના ગોઠીયા તરફ ફરીને પુછવા લાગ્યો.

'બીરાદરો, બોલો, આ ત્રણે છોકરાંને, તેમજ આ બાપડી સ્ત્રીને તુરતવેળા આપણી જોડે લઈ લઇશું? તેમનામાં ચાલવાની શક્તિ નથી, ભુખ અને તરસથી એ હાડપીંજર સરખી થઈ ગઈ છે, તો આપણી છાવણીમાં લઇ જઇ એને સારો ખોરાક પાણી આપીશું એટલે એ ટટાર થશે, અને પછી આગળ ઉપર જે થાય એ ખરૂં.'

સર્વ જણે તેને મળતા થવાની ઇચ્છા દેખાડતા હોય તેમ ખુશાલી દેખાડી. પોતાના સાથીઓની આ પ્રમાણે સંમતી લઈને ત્રણે છોકરાં અને તેમની માતાને સાથે લઇ તેઓ પોતાની છાવણી તરફ વળ્યા.

લક્ષ્મીએ એક છોકરાને કેડે લીધું હતું, જ્યારે એને પાંખડીએ વળગાડયાં હતાં. એક સીપાઇએ પોતાના પગમાંનાં પગરખાં કાઢી તેને આપ્યાં; બીજા એકે પોતાની પીછોડી કાઢી તેને વિંટાળવા આપી, અને સર્વે ચાલ્યાં. થોડેક ગયાં નહીં તેટલામાં એક છોકરે રડવા લાગ્યું; "આઇ! મને ભુખ લાગી છે."

મોગલ સરદારે તે છોકરાંને રડતું સાંભળી, પોતાના ખીસ્સામાંથી, ભથાં તરીકે બાંધી લીધેલી રોટીનો કકડો તે આઇના હાથમાં આપ્યો, જેના બે ટુકડા કરીને બંને બાળકોને વેહેચી આપ્યા.

'પોતે એક પણ ખાધો નથી હોં!' સરદાર, પોતાના સાથીઓ તરફ ફરી બોલ્યો.

'માનું હેત એવુંજ હોય છે;' સાહેબ, બીજાએ ટાહુકો પુર્યો.

રોટી ખાઇ રહ્યાં કે એક બાળક વળી રડવા લાગ્યું; "આઇ! મને તરસ લાગી છે."

સરદારે તુરત એક લશ્કરી પાસે પ્યાલામાં પાણી અપાવ્યું, જે બંને બાળકોએ પીધું.

આગળ ચાલતાં તે સરદારે બાઇ જોડે નીચે પ્રમાણે વાતચીત ચાલુ કરી—

'પણ લક્ષ્મીબાઈ, તેં અમને કહ્યું કે ગઇ રાતે તું પેલાં ઝાડનાં થડમાં સુઇ રહી હતી, તે કેમ બને?'

'ખરીજ વાત કહું છું સાહેબ. ઝાડનું થડ બહુ પોહોળું છે એટલે મહાકષ્ટે હું છોકરાં સાથે તેમાં આખી રાત ભરાઇ રહી હતી.'

'અફસોસ, અફસોસ!' તે સરદાર નિશ્વાસ નાખતો બોલ્યો; 'લડાઇનો વખત કેવાં કેવાં માઠાં પરિણામો નીપજાવે છે તેનો આ એક દાખલો છે. એક નિરાધાર વિધવા, ત્રણ ત્રણ નિર્દોષ કોમળ બાળકો સાથે આ ભયભીત જંગલમાં અન્ન પાણી વગર, પેલી તરફ લડાઇના બંદુક અને તોપોનાં ધડાકાઓ વચ્ચે, સુવાને નહીં બીછાણું કે માથે નહિ છાયા, અને આશ્રય વગર ટળવળે એ તે શું થોડા અફસોસની વાત છે?' આ વાત સાંભળતાં લક્ષ્મીની આંખોમાંથી આંસુની ધારા વહી, જે છુપાવવાને ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં તે પ્રત્યક્ષ સર્વ જોઇ શકતા હતા. તેને તેનાં ત્રણે બાળક સાથે લઇને તેઓ જ્યારે મોગલોની છાવણીમાં ગયા ત્યારે તે સર્વેને જે આશ્ચર્ય ઉપજ્યું તેનું વર્ણન કરવું અશકય છે; અને

તેઓએ પણ જ્યારે તે નિરાધાર સ્ત્રીની, વજ્ર છાતીને પિંગળાવે એવી હકીકત જાણી ત્યારે સર્વ કોઇ પુષ્કળ વાહાલ દેખાડવા લાગ્યા.

મોગલ ટુકડી આ પ્રમાણે શહેનશાહને શોધી કાઢવામાં નિષ્ફળ થઇ જંગલમાં પડેલી છે, તેવામાં મરાઠા લશ્કરની ટુકડી ત્યાં આવી પોહોંચી. મરાઠાઓએ તો શત્રુવટનો અને લડાઇનો ઝુંડો ચઢાવ્યો અને મેદાનમાં પડાવ નાખ્યો. બંને વચ્ચે નર્મદાને કિનારે એક મોટા જંગલમાં સખત લડાઇ થઇ જેમાં મોગલ ટુકડીનાં સંખ્યાબંધ માણસો મરાઠાઓના હાથે ઠાર માર્યા ગયાં, અને જેઓ મરાઠાઓના મારથી બચવા પામ્યા તેઓએ પાછલો રસ્તો લીધો. ઘણે દૂર તેઓ ગયા નહીં તેટલામાં શાહની શોધમાં નિકળેલી બીજી ટુકડીઓ પણ તેમને મળી. તેમનું પણ મરાઠા લશ્કરે સમૂળું નિકંદન કાઢ્યું. જંગલમાં મોગલોનાં રક્તની નીક વહેતી થઇ. મરાઠા લશ્કરની સંખ્યા અતિઘણી વધારે, અને તે જોડે તેઓ જંગલોના રસ્તાઓ વગેરેથી માહિતગાર હોવાને લીધે તેઓને મોગલોનું નિકંદન કાઢવાનું વિશેષ ફાવ્યું. મોગલોનાં થોડાં ઘણાં બાકી રહેલાં માણસો લોથપોથ બની પાછાં ફરતાં હતાં, તેમને ઘણેક દિવસે જંગલમાંજ શહેનશાહ માહમુદશાહની ટોળી સાથે મેળાપ થયો. તેમને મોઢેથી સર્વ હકીકત સાંભળતાં માહમુદશાહનાં રોમાંચ ખડાં થયાં; અને હમણાં જાણે લશ્કર કે હથિયાર હોય તો મરાઠાઓનું તો નામ નાબુદ કરે એવો જુસ્સો તેને થઇ આવ્યો. સીકંદરખાને ઊભાવેલા બળવાનો હેતુ આ માણસોને મ્હોડે સાંભળીને, તથા સીકંદરખાને પોતાની શોધમાં મોકલેલી ટુકડીને મ્હોયે હકીકત સાંભળી લઇને માહમુદશાહે જંગલ છોડ્યું અને થોડાંક માણસોને લઇ તે પાછો કેટલેક દિવસે દિલ્લીમાં આવ્યો; જ્યાં સીકંદરખાને તેને રાજ્યનો સર્વ ખટલો પાછો સોંપી દીધો.

પછી બાગેલા મરાઠાઓ પાછા પગબાર થયા છે, એમ જાણી શાહે, લશ્કર વગેરેની તૈયારી કરવા માંડી.

---

# પ્રકરણ ૧૦ મું.

## ચંડાળચોકડી.

બાજીરાવે પેશ્વાઈ મેળવ્યા પછી પેહેલું જે કામ કર્યું તે ખાનદેશ ઉપર ચઢાઇ કરી, તેને તાબે કરવાનું હતું. ખાનદેશના મોગલ અધિકારીઓ, મરાઠાઓને મેહેસુલ વગેરે જમા કરવામાં પુષ્કળ હેરાનગતી આપ્યા કરતા હતા, એટલે સુધી કે તેઓ બીલકુલ તેમને તે કામ બિનહરકતે કરવાજ દેતા ન હતા. તેઓએ એ બાબતની ફરિયાદ રાજા શાહુને કીધી, જે સાંભળતાં બાજીરાવે ખાનદેશ ઉપર ચઢાઇ લઇ જઈ ફુંફું કરતા મોગલોને નરમઘેંસ કરી નાખવાની કમર કશી. ફોજ, દારૂગોળો, હથિયાર તથા નાણાંની સોઇ પેહેલી કરી દીધી અને દશેરાને દિવસે તે પુણેથી સ્વારી લઇ નિકળ્યો. એ સમયે, બાજીરાવની સ્ત્રીએ એક પુત્રનો જન્મ આપ્યો અને બાજીરાવને જાણે કુદરતે વિજયની વધાઇ આપી. બાજીરાવે ખુશ થઇ પોતાના આ પુત્રને પોતાના મરનાર પિતા બાળાજીપંતનું નામ આપી, પોતાના પિતાને પુનઃ જીવન આપ્યું. બાળાજી બાજીરાવ ઉર્ફે નાનાસાહેબ એ નામથી મરાઠા ઇતિહાસમાં તે પ્રસિદ્ધિ પામી ગયો છે. ખાનદેશની સ્વારી ઉપર નિકળતાં બાજીરાવ તથા તેનો ભાઇ અપ્પા, બંને પોતાની માતુશ્રીના આશીર્વાદ લેવા ગયા. બંને ભાઇઓ આશિર્વાદ લેવાને રાધાબાઇને પગે પડયા કે, તુરત તે વીરમાતાએ બંનેની પીઠ ઠોકી શાબાસી આપી, પોતાની પાસે બેસાડી જે શિખામણના શબ્દો કહી હીમતનાં વચનો કહ્યાં છે, તે આર્ય સ્ત્રીઓનું ગૌરવ દર્શાવે છે. પોતાના બંને હથિયારબંધ પુત્રોની પીઠ ઉપર હાથ પસારતી રાધાબાઇ બોલી:—"બેટા, લડાઇમાં જય મેળવજો; તમારા સિપાઈ, ચાકર માણસ વગેરે જે કોઇ તમારા હાથ હેઠળ હોય, કે જે સઘળા તમારી સંભાળ હેઠળ સોંપાયલા હોય તેમને જમવા ખાવાની, ઔષધપાણી બરાબર મળ્યાં છે કે નહીં તેની પુરતી તપાસ અને ખાતરી કર્યા વગર, લડાઇના સમયમાં તમે તમારૂં ભોજન કદી લેશો નહીં. પ્રવાસમાં તમે તમારી પ્રકૃતિની સંભાળ લેજો. પૂર્વે તમારા પૂર્વજોએ મેળવેલાં નામ અને કીર્ત્તિને સંભાળથી વધારજો. મહાપુરૂષોનાં નામનું સ્મરણ અહોનિશ કરજો. રામ

લક્ષ્મણ પ્રમાણે એક વિચાર અને એકમતે રહેજો; અને તમારી સ્વારીના સમાચાર નિયમીત મોકલતા રહેજો." માતુશ્રીનો આશીર્વાદ લઇ બંને ભાઇઓએ સ્વારીમાં ઝોકાવ્યું. એ વેળા આખા હિંદુસ્તાનમાં જ્યાં ત્યાં મોગલોનો દોર અને ઉપદ્રવ થોડો ન હતો. હિંદુઓને અનેક પ્રકારોની ગાળો દેઇને દુણવતા અને પજવતા કે લાગ ફાવે તો ઠાર પણ કરી દેતા. વાટે જતાં આ મરાઠી સ્વારીને પણ તેઓએ થોડી તોબા પોકરાવી ન હતી, પણ તેમને માર મારી, પોતાનો દોર બેસાડતો બાજીરાવ, જમાબંદી, મેહેસુલ વગેરેની વસુલાત કરતો આગળ વધ્યો. તે વેળાએજ તેના મનમાં નક્કીપણે આવ્યું કે, સર્વથી પેહેલાં માળવા પ્રાંત હાથ કીધા વગર, હિંદુસ્તાનની હાકમી મળનાર નથી, માટે ખાનદેશની સ્વારીમાંથી પરવારતાંજ માળવા ઉપર ચઢી જવાનો તેણે વિચાર કરી રાખ્યો. ખાનદેશ ઉપર બાજીરાવે એક પછી એક ત્રણ સ્વારી કરી, અને તે દરમ્યાન માળવાને લગતાં ગામો તરફ પણ કેટલીક ફોજ મોકલી મોગલોને ત્રાસ આપવા માંડયો. ઘણાંક ગામો તેણે ઉજડ કરી નાખ્યાં. મોગલોનો બુરહાનપુરમાં સુબેદાર અજીમઉલ્લાનો દાઉદખાન નામનો સરદાર કેટલીક ફોજ લઇને કોઈ કોઈ ઠેકાણે મરાઠા ફોજ સામે લડવા નિકળ્યો, પણ તેને હરાવી તેને ત્રાહ ત્રાહ પોકરાવી બાજીરાવે છોડયો.

બાજીરાવના લશ્કરમાં કેટલાક મરાઠા સરદારો હતા જેઓએ મોગલો ઉપરની આ સ્વારીમાં મોટી નામના મેળવી હતી તેમનું કેટલુંક વૃત્તાંત આ જગોએ જાણવા જેવું થઈ પડશે, કારણ કે આગળ જતાં તેઓ પણ બાજીરાવ જોડે મરાઠા સલતનતનો પાયો નાંખવામાં મહાન સબળ યોદ્ધાઓ થઇ પડયા હતા. આમાં એકનું નામ રાણોજીરાવ સિંદિયા, બીજાનું નામ મલ્હારરાવ હોલ્કર અને ત્રીજાનું ઉદાજીરાવ પવાર હતું. આ ત્રણેની હીંમત અને લડવાની કળા જોઇ બાજીરાવ બહુ ખુશ થયો હતો; અને લડાઇમાંથી પરવારતાંજ તે ત્રણેને તેણે જુદા જુદા મોટા ઓદ્ધાઓ આપી નવાજી દીધા હતા. તેમાં વિશેષ કરીને હોલ્કર અને સિંદિયા ઉપર બાજીરાવની બહુ કૃપા થઇ હતી. માળવા પ્રાંતમાં આવેલા હોલ્કરના રાજ્યનો મૂળ પુરૂષ આ હોલ્કરજ મજકુર છે. તેની રાજધાની ઇંદોર છે.

હોલ્કર શબ્દની ઉત્પત્તિ પણ જાણવા જેવી છે. પુણા જીલ્લામાં નીરા નદીના તટ ઉપર હોલ નામનું એક ગામ આવેલું છે, એ ગામમાં મલ્હારરાવનો બાપ રહેતો હોવાથી તે હોલ્કર નામથી ઓળખાતો. જાતનો તે ધનગર હતો. મલ્હારરાવનું મૂળ નામ મલ્હારી હતું. મલ્હારીને નાનો મુકીને તેનો બાપ મરી ગયો એટલે તેના મામાએ ખાનદેશમાં પોતાને ત્યાં લઈ જઇને પાળીપોષી મોટો કીધો. ધનગર લોકના રીવાજ પ્રમાણે, મલ્હારી જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારે તેને જંગલમાં તેનો મામો ઘેટાં-ગાય-ભેંસ ચરાવવા મોકલતો. તે મોટો થયા પછી પડોસમાં નંદરબાર ગામમાં સેનાપતિ દાભાડેના સરદાર કંઠાજીરાવ કદમના હાથ હેઠળ, લશ્કરમાં સિપાઇની નોકરીએ રાખ્યો. પાછળથી જ્યારે સેનાપતિ દાભાડે કદમને લઇને ગુરાજત ઉપર ચઢાઇ કીધી ત્યારે મલ્હારરાવને ૨૫ સ્વારોની જમાદારી સોંપી હતી. કર્મ સંયોગે દાભાડે જ્યારે ગુજરાતમાં હતો તેજ વેળાએ બાજીરાવની સ્વારી માળવે જતી હતી. માર્ગમાં, તાપી નદીને કીનારે બંને લશ્કરના સીપાઇઓમાં કાંઇક વાંધો પડયો જેનું નિવારણ આપણા આ મલ્હારી જમાદારે બહુ ચતુરાઇથી કર્યું. તે વાત બાજીરાવને કાને પડતાં બાજીરાવે તેના જેવો એક ચતુર માણસ પોતાની ફોજમાં હોય તો સારૂં, એમ માની તેણે કદમ પાસે મલ્હારીની માંગણી કરી. જે કબુલ રાખી કદમે મલ્હારી જમાદારને બાજીરાવને સોંપ્યો.

આ વખતથી મલ્હારી પેશવાનો જમણો હાથ થયો. પોતાની હિંમતથી તે આગળ જતાં પેશવાના લશ્કરમાં ૫૦૦ ભાલાવાળા લશ્કરનો સરદાર થયો. બાજીરાવ અને મલ્હારીનું વય ઘણુંકરી સમાન હતું. આ પ્રમાણે મલ્હારી ધનગર-ભરવાડ, જે પ્રથમ પોતાના મામાને ત્યાં ટુકડો ખાઇ ઘેટાં ચરાવતો તે પાછળથી મલ્હારરાવ હોલ્કરનાં નામથી મોટો વિખ્યાત સરદાર થઇ પડયો. મલ્હારરાવનો આ નસીબો ખુલવાની 'અગમચેતી પ્રથમથીજ થઇ હતી' એવી એક હકીકત છે. કહે છે કે, મલ્હારરાવ બાળપણમાં પોતાના મામાને ત્યાં જ્યારે ઘેટાં ચરાવતો ત્યારે એક દિવસે વગડામાં એક ઝાડ હેઠળ ઉંઘી ગયો. થોડીકવારે એક મોટા નાગે નિકળી આવી તેના માથા ઉપર પોતાની ફેણ, છત્રની પેઠે ધરી રાખી. આ એક મહત્પદ પ્રાપ્ત થવાનું સૂચક ચિહ્ન માનવામાં આવે છે.

મલ્હારરાવ હોલ્કરનું આટલું વૃત્તાંત જાણ્યા પછી, રાણોજીરાવનું કેટલુંક વૃત્તાંત જાણવું અવશ્યનું છે. ઉત્તર હિંદુસ્તાનમાં સિંદિયાનું રાજ્ય આવ્યું છે, જેની મુખ્ય રાજધાની ગ્વાલિયર છે. આ રાજકર્ત્તાઓનો મૂળ પુરૂષ રાણોજીરાવ સિંદિયા છે, અને તે અસલ રહીશ કણેરખેડનો કહેવાય છે. કણેરખેડ સતારાથી ૭ કોશ દૂર કોરેગામમાં આવ્યું છે, જે ગામની પટેલી હજુ સુધી સિંદિયા હસ્તક છે. રાણોજીરાવ પહેલ પ્રથમ મોગલોની સરદારીમાં રહીને મોટી પદવીએ ચડ્યો હતો; પણ પાછળથી કાંઇક આસ્માની સુલતાની પડ્યાથી તે રાવનો રંક થઇ ગયો હતો. છેવટે બાજીરાવના બાપ બાળાજી વિશ્વનાથની નોકરીમાં રહ્યો; અને બાજીરાવના અમલમાં પણ તે કાયમ હતો. બાજીરાવે ખાનદેશ ઉપર કરેલી પહેલી સ્વારીમાંજ રાણોજીરાવે પોતાનું પાણી દેખાડી આપ્યાથી બાજીરાવે તેને શિલેદારી આપી; અને તે પછી જ્યારે તે બીજી લડાઇઓમાં નામના કરતો ગયો, ત્યારે બાજીરાવે તેને ૫૦૦ સ્વારોની સરદારી આપી. રાણોજીરાવ અને મલ્હારાવ હોલ્કર બંને વચ્ચે સારી મિત્રાચારી હતી.

માળવામાં ધાર એક સંસ્થાન છે. ધારનો કિલ્લો પુરાતન છે. ઉદાજીના બાપ વિશ્વાસરાવે ત્યાં પોતાની ગાદી સ્થાપી હતી. ઉદાજીરાવ પવાર આગળ શાહુરાજાની પાયગામાં એક મોટો સરદાર હતો. જે જે કામ તેને રાજા તરફથી સોંપવામાં આવતું તે સર્વ તે બહુ ચાલાકી અને હિંમતથી બજાવતો રહ્યાથી રાજાએ તેના ઉપર સારી આશા બાંધી તેને આગળ પદવીએ ચડાવ્યો. ગુજરાત તથા માળવા પ્રાંત ઉપર અનેકવાર ચઢાઇઓ કરી ત્યાંનો મુલક ઠેઠ લુણાવાડા સુધી દાબી તાબે કર્યો અને બાજીરાવે તેને પોતાના આશ્રય હેઠળ લીધાથી તે ચોથાઇ તથા સરદેશમુખીનો હક વસુલ કરતો ગયો હતો. તેનાં આવાં અનેક પરાક્રમો જોઇને બાજીરાવે તેને પણ પોતાની બાજુમાં લીધો. આ પ્રમાણે બાજીરાવ સુદ્ધાંત ચાર જણની ચતુર ચોકડી બાઝી હતી, જેને મોગલોથી ચંડાળ ચોકડીના નામથી ઓળખાતી હતી.

એ સરદારોને, બાજીરાવે સતારાના રાજાની આજ્ઞાથી સનદો કરી આપી તથા ચોથાઇ અને સરદેશમુખી વસુલ કરવાનો હક વંશપરંપરા લખી આપ્યો, તથા ફોજના ખરચને માટે મહેસુલનું અર્ધું વસુલ તેમને આપ્યું હતું.

બાજીરાવમાં તેના મરહુમ પિતાનાં સર્વ લક્ષણો ઉતર્યાં હતાં; અને કામકાજ કરવાના સર્વ ગુણો તેનાથીજ શિખ્યો હતો. પોતાના પિતા જોડે તે દિલ્હી સુધી જઇ આવ્યો હતો; અને મરનાર બાળાજીને જેપુરવાળા રાજા જયસિંગ જોડે થયલી અનેક મુલાકાતો વખતે, કેટલીક વેળા બાજીરાવ પણ હાજર હતો; જે બનાવે વળી બાજીરાવ અને આ બળવાન રજપૂત સરદાર જોડે મૈત્રિ થવાને કારણ આપ્યું હતું. સીપાઇ બચ્ચા તરીકે ઉછરીને, રાજપ્રકરણી કેળવણી લઇને બાજીરાવમાં સાહસ, હિમત અને એક મરાઠા સરદારને છાજતી ધીરજ આવી હતી. એ ઉપરાંત કોકણસ્થ બ્રાહ્મણોના બીજા પ્રસંશાપાત્ર લક્ષણો, વિવેક, ડાહપણ અને વાક્ચાતુર્ય દીપી રહ્યાં હતાં. એ સર્વ લક્ષણોથી બાજીરાવે, પોતાના પિતાએ વાવેલાં કર્મોને ફળ લગાડયાં. ટુંકમાંજ કહી શકાય કે તેનામાં જેમ નવી નવી રચનાઓ ઉત્પન્ન કરવા માટે ફળદ્રુપ ભેજું હતું, તેમજ નવાં નવાં પરાક્રમો માટે તેના હાથ તરવરી રહ્યા હતા. પોતાના મનમાં ધારેલો મરાઠા સત્તાનો વધારો કરવાનો લોભ પાર પાડવા માટેની તક આપનારા બનાવો હાથ કરવાને ચોમેર બનતા રાજદ્વારી બનાવો ઉપર તે હંમેશ ધ્યાન આપતો હતો.

ઉદાજીરાવ પવાર, ગુંજરાતમાં સેનાપતિ દાભાડે, કંઠાજીરાવ કદમ, અને પીલાજીરાવ ગાયકવાડ એમ જુદે જુદે હાથે મોગલ સૂબાઓને ત્રાસ આપવાનું કામ હાથ લીધું. દિલ્હીમાં મહમુદશાહ અને તેના પરાક્રમી સુબેદાર નિઝામ ઉલ-મુલ્ક વચે અણબનાવ ચાલતો હતો. મોગલ રાજમાં ભારે અંધાધુની ચાલી રહી હતી. એ સર્વ વાત જેમ જેમ આ મરાઠાઓને કાને પડતી ચાલી તેમ તેમ તેમનામાં એ તકનો લાભ લઇ મુસલમાનોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાનું મન કુદમકુદા કરવા લાગ્યું. માળવા પ્રાંત, મોગલ અમલનું તે વેળાનું મધ્ય બિંદુ હતો. તેના ઉપર જબરજસ્ત સ્વારી કરવાની રચના બાજીરાવે રચવા માંડી.

# પ્રકરણ ૧૯ મું.

## હાર અને જીત.

દિલ્હીમાં મોગલોની સ્થિતિ અવ્યવસ્થિત થઈ ગયલી જોઇને, દક્ષિણના સુબા નિઝામ-ઉલ-મુલ્કે દક્ષિણના ધણી થઇ બેસવાની બાજી રચવા માંડી, તેમાં તેને અટકાવનાર પણ કોણ હતું? તેના વડા સતાધિકારીઓ દિલ્હીપતીવાળી ખટપટમાં પડયા હતા; માત્ર તેને તેનાં આ હેતુમાં રોકનારા ધીમે ધીમે પ્રબળ થતા મરાઠાઓજ હતા. મોહમુદશાહ, સિકંદરખાનના બળવા પછી તુરતનોજ રાજપાટે આવી કાંઇ કાંઈ સુધારાઓ કરવા લાગ્યો તેને જ્યારે નિઝામ-ઉલ-મુલ્કની ગાંડાઇની ખબર પડી ત્યારે તે તેના પ્રત્યે બહુ કડક થયો. શેહેનશાહે હૈદ્રાબાદના સુબેદાર મુબારીઝખાન ઉપર છુપો હુકમ મોકલી ફરમાવ્યું કે, એક મોટું લશ્કર ભેગું કરી, નિઝામ-ઉલ-મુલ્ક સામે ચઢાઈ કરી તેને તેના લોભી કામથી પાછો વાળવો. આ કામમાં જો ફતેહ પામે તો દક્ષિણની સુબાગીરી મુબારીઝખાનને સોંપવાની મરજી શેહેનશાહે બતાવી હતી. શેહેનશાહે આપેલી લાલચથી લલચાઇને મુબારીઝખાને હૈદ્રાબાદમાં મોટું લશ્કર ઉભું કરવા માંડયું. તે બાબતની ખબર જ્યારે નિઝામ-ઉલ-મુલ્કને પડી ત્યારે તેણે મુબારીઝખાનના લશ્કર તથા લશ્કરી સરદારોમાં છુપી રીતે લાંચ રૂશ્વતો આપી, તેમને પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન ચલાવ્યો. મોટી મોટી લાલચોથી લશ્કરનો મોટો ભાગ તદન સુસ્ત બની રહ્યો હતો અને એવો થયો હતો કે જો તેને શત્રુ સામે લડવા કાઢયું હોય તો શત્રુ સામે લડવાને બદલે તે પોતાનાજ સરદાર સામે પોતાનાં હથિયારનો ઉપયોગ કરી શત્રુને પોતાના દેશમાં પગપેસારો કરી આપે. નિઝામ-ઉલ-મુલ્ક સરખા બાહોશ અને પોહોચેલ મુત્સદ્દી-રાજખટપટીઆથી મુબારીઝખાન બિલકુલ અજાણ્યો હતો. એવા અંધારામાં રહીને તેણે નિઝામ-ઉલ-મુલ્ક સામે લડવાની તૈયારી કરી. આ કામમાં તે પણ એક મોટી લાલચથી દોરાતો હતો અને તે આપણે ઉપર જોયું તેમ આખા દક્ષિણની સુબાગીરી મેળવવાની દિલ્હીના શેહેનશાહ તરફથી મળેલા વચનની હતી. આ લાલચમાં લપટાયા પેહેલાં તેણે નિઝામ-ઉલ-મુલ્ક સરખા બાહોશ

સરદાર સામે લડવાનું છે તેની મુશ્કેલીનો કશો પણ ખ્યાલ સુધાં કર્યો નહીં—કે એવા એક પ્રપંચી જોડે લડાઈ કરવાનું પરિણામ શું આવશે. પોતાના છળ કપટ પરિપૂર્ણ થયા પછી, મુબારીઝખાન હુમલો લઇ આવે તે પેહેલાં, નિજામ-ઉલ-મુલ્કેજ તેના ઉપર સર-લશ્કર સાથ ચઢાઈ કીધી. બંને તરફનાં લશ્કરની મોટી ખુહારી પછી, મુબારીઝખાનનાં લશ્કરના દગાએ, મુબારીઝખાન હારીને નિજામનાં લશ્કરના ઘેરામાં સપડાયો ત્યારે નિજામ-ઉલ-મુલ્કે લેશ પણ દયા વગર કાપી નાખ્યો. મુબારીઝખાન જોડે તેના ચાર દિકરાઓ હતા, જેઓએ પોતાના બાપની જોડાજોડ રહી શત્રુનાં લશ્કર સામે સખત પ્રહાર ચલાવ્યો; પણ અંતે બે છોકરાઓ પોતાના બાપની જોડેજ લડાઇમાં કપાઇ મુઆ અને બીજા બે સખત ઘાયલ થયા. નિઝામ-ઉલ-મુલ્કે, શેહેનશાહને ચીઢવવાને મુબારીઝખાનનું માથું મુબારકબાદીના એક તેવાજ ચીઢવનારા પત્ર જોડે દિલ્લી ખાતે શેહેનશાહ ઉપર મોકલી આપ્યું.

મુબારીઝખાને દક્ષિણની સુબાગીરી મેળવવાના હેતુએ પોતાના એક બીજા દીકરા ખ્વાજા આહુદની સરદારી હેઠળ ગોવળકુંડામાં ભારી લશ્કર રાખ્યું હતું, જેને વળી ગોવલકુંડાના હાકમ સંદુલખાનનો પુરતો આશ્રય હતો. તે ઉપરાંત બીજા પણ કેટલાક કિલ્લાઓમાં તેણે પોતાના સરદારો રાખી મજબુતી કરી હતી. નિઝામે, મુબારીઝખાનનો કાંટો કાઢ્યા પછી જેમ બને તેમ જલદીથી ખ્વાજા આહુદનો, તેમજ બીજા કિલ્લાઓને શરણ કરવાનો પ્રયત્ન કર્યો. મુબારીઝખાનનો પરાજય થયા પછી તે મોટું લશ્કર લઇ હૈદ્રાબાદ તરફ કુચ કરી ગયો. સંદુલખાન તેમજ ખ્વાજા આહુદે, તેના જોડે હાથ મેળવવામાં કશો લાભ ન જોઇને તેની સાથે માગ્યા પ્રમાણે સલાહ કરી. આ પ્રમાણે વગર લડાઇએ નિઝામે પોતાનો લોભી હેતુ પાર પાડયો.

નિઝામની ચઢતી શેહેનશાહથી સહન થઇ શકી નહીં. તે ગભરાયો. નિઝામને આટલો બધો પગભર થયલો જોઇ તે બહુ આકુળ વ્યાકુળ થયો, અને તેની સત્તા છીનવી લેવાનું ફરમાન કાઢયું. હૈદ્રાબાદમાં નિઝામે પોતાની સ્વતંત્ર ગાદી સ્થાપિ છે એમ જાણી ગુજરાત તથા માળવામાં નિઝામની જે સુબેદારી હતી તે

તેની પાસેથી ખુંચવી લીધી. ગુજરાત ઉપર સરબુલંદખાન નામના સરદારને સુબેદારી આપી અને માળવાની સુબેદારી રાજા ગિરિધર બાહાદુર નામના એક નાગરને સોંપી. નિઝામ અને મોગલ વચ્ચે આ બનાવથી એટલી બધી શત્રુવટ શરૂ થઇ કે તે જોઇને બાજીરાવે માળવા ઉપર પેહેલી સ્વારી કરી. માળવાના સુબા રાજા ગિરધરે મરાઠાઓ સાથે બથમુબથા લડાઇ કરી, પણ છેવટ મુસલમાન લશ્કરની સખત હાર અને મરાઠાઓના જયમાં પરીણામ આવ્યું. બાજીરાવે માળવા ઉપર મોટી રકમની ખંડણી નાખી. નિઝામે આ વેળા જાણી જોઇને મરાઠાઓને સર્વ પ્રકારની સોઇ કરી આપી હતી. બાજીરાવે આ પ્રમાણે માળવા ઉપર ફતેહ મેળવી પવાર, હોલ્કર તથા શિંદિયાને ચોથ તથા સરદેશમુખી વસુલ કરવાના પટા લખી આપી નવાજ્યા.

માળવામાં પોતાનો દોર બેસાડયા પછી બાજીરાવની નજર કર્ણાટક તરફ દોડી. ફતેહસિંગ ભોંસલા નામના એક મરાઠા સરદારની સરદારી હેઠળ મોટું લશ્કર લઇ પેશવા કર્ણાટક ઉપર ચઢી ગયો. એક મોટી લડાઇ કરી તેણે સીરંગાપટ્ટમ ઉપર ચોથ અને ખંડણી નાખી. આ લડાઇમાં મરાઠા લશ્કરની કેટલીક હાર થવા છતાં, બાજીરાવે ધારેલો હેતુ પાર પાડી દીધો.

સોલાપુર આગળ અક્કલકોટના સંસ્થાનનો મૂળ પુરૂષ આ ફતેહસિંગ ભોંસલા ગણાય છે. શાહુ રાજાનો તે માનેલો પુત્ર હતો. શાહુરાજા મોગલોના પ્રતિબંધથી છુટીને સતારાની ગાદી ઉપર બેસવા આવ્યો ત્યારે તારાબાઇના પક્ષ અને તેના વચ્ચે અક્કલકોટમાં મોટી ચકમક ઝરી. તેના પરિણામમાં રાજાએ ફતેહસિંગને અક્કલકોટની જાગીર આપી. કર્ણાટક ઉપરની સ્વારી વખતે તેની વય માત્ર ૧૬-૧૭ વરસની હતી.

નિઝામ-ઉલ-મુલ્કે પોતાના જાતભાઇ તુરાની મોગલો સાથે મળીને દિલ્લીની મોગલ શેહેનશાહતને બારે અવ્યવસ્થામાં નાખી દઇને નિઝામ પોતે મોહમદશાહ તરફના ભયથી મોકળો થયો; પણ કર્ણાટક તથા દક્ષિણમાં મરાઠાઓના વધતાં જતાં બળથી ગભરાટમાં પડ્યો. પોતાની ગયેલી સત્તા પાછી મેળવવાને, અને મરાઠાઓમાં બેદિલી ઉત્પન્ન કરવાને લાગીક બાહોશીથી તેણે કેટલાંક છળકપટ કર્યાં. સક્કરખેરાની લડાઈ પછી નિઝામે પોતાનો ડોળો

હૈદ્રાબાદ ઉપર રાખ્યો, કારણ પોતે સ્થાપેલા તે રાજ્યમાંથી ગમે તે રીતે પણ, ઘુસી ગયલા મરાઠાઓને તે હાંકી કાઢવા ઇચ્છતો હતો. હૈદ્રાબાદ ઉપર ચોથાઇ તથા સરદેશમુખી વસૂલ કરવાને મરાઠાઓ દર વર્ષે ચઢાઇ કરી બહુ ત્રાસ આપતા હતા, તેથી પણ તે મરાઠાઓનો સંબંધ તોડી નાખવા માંગતો હતો. બાજીરાવને કર્ણાટકમાં રોકાયલો જોઇ, સતારાના શ્રીપતરાવ પ્રતિનિધિને ગુપ્ત રીતે વશ કરીને તેની મારફતે શાહુરાજાને દરસાલ કાંઇક રોકડ પૈસા તથા ઇંદાપુર પાસેનો કેટલોક મુલક આપવાને કબુલ કીધું. શાહુરાજાએ તે સર્વ ગોઠવણ માન્ય કરી. આ કામ બનાવી આપવા માટે નિજામે વળી શ્રીપતરાવને વરાડ પ્રાંતમાં એક જાગીર આપી. બાજીરાવને આ વાતની ખબર પડી ત્યારે તે બહુ ગુસ્સે થયો. નિજામ સરખા શત્રુ જોડે, તેનો સારો નરસો હેતુ જાણ્યા વગરજ પ્રાંતપ્રતિનિધિના વચ્ચે પડવાથી શાહુરાજાએ આ ગોઠવણ સ્વીકારી તે માટે તે ખિન્ન થયો; અને નિજામ પોતાના ભુંડા હેતુમાં, પોતાની ગેરહાજરીમાં ફાવ્યો તે જોઈ બાજીરાવને બહુ દુઃખ ઉપજ્યું. મરાઠા દરબારમાં પોતપોતામાં જાદવાસ્થળી કરાવાનો નિજામનો હેતુ, બાહોશ બાજીરાવના ધ્યાનમાં ઉતરી ગયો, પણ નિજામને તો પોતાનું કામ કાઢી લેવાની જોગવાઇ મળી. બીજી વાર જ્યારે મરાઠા દરબારે નિજામ ઉપર પોતાના હકની ચોથાઈ વગેરે મોકલવાનો દાવો કર્યો ત્યારે તેણે ખુલ્લેખુલ્લો ઉત્તર આપી દીધો કે, તમારો ખરો ધણી કોણ? શાહુરાજા કે કોલાપુરનો શંભાજી, તે પેહેલાં જણાવો. એનો નિર્ણય થાય ત્યાં સુધી તમારી ચોથાઇ હું અનામત રાખું છું. નિજામનો મૂળ હેતુ બંને મરાઠા રાજ્ય વચ્ચે અથડામણ કરવાનોજ હતો. બાજીરાવે તુરત રાજ્યની ભેટ લેઈ નિજામનાં છળકપટ કેવા પ્રકારે રચાયાં છે તેની તેને સમજણ આપ્યાથી, શાહુની શુદ્ધ ઉઘડી અને એક તરફથી જેમ તે પ્રતિનિધિ ઉપર, તેમ બીજી તરફથી નિજામ ઉપર સમુદ્રના મોજા પેઠે ઉછળ્યો; અને નિજામ ઉપર લડાઇ કરવાની એકદમ પરવાનગી આપી, એટલુંજ નહીં પણ પોતે તે લડાઇમાં ઉતરવાની મરજી પણ જણાવી.

નિજામને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે પોતાની ભુલ જોઇ અને પશ્ચાતાપમાં પડયો. કોઇ પણ પ્રકારે પોતાની

સત્તા મેળવવાને, મરાઠાઓ સરખા પ્રબળ શત્રુઓને પરસ્પર લડાવી મારવાનાં કારસ્તાન કરવામાં તે ઠગાયો, અને ખાડો ખોદે તેજ પડે, તેમ મરાઠાઓને પોતાનીજ સામા લડવાને તૈયાર થઇ ઉભેલા તેણે જોયા. હજુ પણ ગતકલડાં લડાવવાને તે ચુક્યો નહી. તેણે પ્રતિનિધિ તથા શાહુ ઉપર પત્ર લખી તેમને સમજાવ્યા કે, મેં જે કામ કર્યું છે તે ખુદ તમારા લાભનું છે. નિજામની ગમે તેવી થાપ છતાં, તે શાહુને આડે માર્ગે ઉતારવાને હવે કામે લાગી શકી નહીં. શાહુએ પોતાનો નિશ્ચય સેહેજ પણ ફેરવ્યો નહીં; પણ બાજીરાવે જ્યારે આ પત્રનો મર્મ સમજાવ્યો ત્યારે તેના ગુસ્સામાં સામો વધારો થયો. નિજામે જોયું કે, હવે કશું વળતુંજ નથી ત્યારે તેણે પણ મરાઠાઓ જોડે હાથ મેળવવાને પોતાની તૈયારી કરવા માંડી. નિજામ એકલે હાથે લડી શકે તેમ નહોતું એટલે ઓરંગાબાદમાં તેણે પોતા તરફ મિત્રતા રાખતા સરદારો વગેરેની મદદ માંગી.

નિજામ પોતાના મિત્ર સરદારોની રાહ જોતો બેઠો છે, તેટલામાં સામેથી બાજીરાવ મોટું લશ્કર લઇ મોગલો સામે ચઢી ગયો. મોગલ લશ્કર તૈયાર થઇ સામે આવે તે પેહેલાં તેણે જાલનાના મુલક ઉપર ચઢાઇ કરી તેનો બિલકુલ નાશ કરી નાંખ્યો. નિઝામનાં લશ્કરની આગળ વધેલી ટુકડીએ, પોતાના સરદાર એવઝખાંનની સરદારી હેઠળ મરાઠાઓ ઉપર ધસારો કર્યો; બાજીરાવ તેની સામા થયો અને તેને કેટલોક હંફાવ્યો, પણ પોતાનું ફાવશે નહીં એમ જાણી તે પાછો ફર્યો. ત્યાંથી પાછો ફરેલો બાજીરાવ માહુર તરફ ફરી જઇ ઓરંગાબાદ ઉપર ચઢી ગયો. માર્ગમાં મળતાં મોગલ શેહેરોમાં, તે વેળાના રીવાજ પ્રમાણે લુટફાટ કરવા ન થોભતાં તેણે બુરહાનપોરને આગ લગાડી રાખ કરી નાખ્યું. ત્યાંથી તે પોતાનાં મોટાં લશ્કર જોડે ખાનદેશમાં પેઠો, અને માર્ગમાં મળતાં એકેએક માર્ગ ઉજાડ કરતો ચાલ્યો. બુરહાનપોરને બચાવવાને એવઝખાન અને તેની પાછળ નિઝામ લશ્કર લઇને મરાઠાઓની પુઠે ગયા, પણ બુરહાનપોરનું નિકંદન તે પેહેલાં થઇ ગયું હતું. બાજીરાવે શત્રુઓને ઠગીને બોળવવાને, પોતાનાં લશ્કરની એક મોટી ટુકડીને પાછી તેની સામા થવા માટે મોકલી; અને પોતે લશ્કરના મોટા ભાગને લઇને ગુજરાત તરફ ઉતરી પડયો. પોતાની સામે આવેલી મરાઠા લશ્કરની

ટુકડીને જોઇ નિઝામ સમજ્યો કે, બાજીરાવ પણ તેની સામાં હશે એમ માની તે તેની સાથે લડવાની આશામાંને આશામાં બુરહાનપુર આગળ પડયો રહ્યો, જે તકનો લાભ લઇ બાજીરાવ વગર અડચણે લૂટફાટ અને મારફાડ ચલાવતો ગુજરાત લુટતો ચાલ્યો. આમ ઘણી વાર રાહ જોયા પછીજ નિજામની ખાતરી થઈ કે બાહોશ બાજીરાવે તેને ઠગ્યો છે, એટલે બુરહાનપોરથી નિકળી તે પાછો દક્ષિણ તરફ ગયો અને પુણાંનો નાશ કરવાનો ઠરાવ કીધો. નિજામ બુરહાનપોરથી નીકળી હજુ તો અમદનગર પોહોંચ્યો નથી તેટલામાં બાજીરાવે કરસરભારી ઘાટ ઓલંગી ગંદાપુર અને વિજાપુરનો સમૂળો નાશ કરી નાખ્યો. આ ખબર સાંભળી નિજામ ઉલ-મુલ્કે હાથ ચોળ્યા, માથું કુટયું, ને પુણાનો નાશ કરવાનો ઠરાવ કોરણે મુકી ગોદાવરી નદી પાછી ઓલંગી ગયો. જ્યારે પેશ્વાએ કેટલાક દિવસ સુધી મોગલ લશ્કરને નાની નાની લડાઇઓમાં રોકીને તથા નબળું કરીને, પોતાને પસંદ પડતી એક જગામાં પડાવ નાખ્યો, અને તે પછી મોગલ લશ્કરને થકવવાને તેણે તેમને મળતો ઘાસ દાણો સળગાવી મુકયો. મોગલોએ આ માંમલો જોઇ જીવ ઉપર આવી મરાઠાઓ ઉપર તોપો છોડી; જેમાં મરાઠાઓની કેટલીક હાની થઇ ખરી પણ બાજીરાવ કાચો ન હતો: તેણે આગળથીજ તે વાત ધ્યાનમાં રાખીને પોતાના લશ્કરનો પડાવ એવી જગાએ રાખ્યો હતો કે,આ મારો તેને ઘણોજ થોડો નુકશાન કરે. પછી ઘણાક શ્રમે મરાઠાએ, કેટલાક મૈલ સુધી બિલકુલ પાણી નહીં મળે એવાં મેદાનમાં મોગલનાં લશ્કરને ઘેરી લીધું અને નિજામને એવા સકંચામાં લીધો કે મહા મેહનતે; છેક મોડી રાત્રે તે આ ઘેરામાંથી છુટો થવા પામ્યો. મરાઠાઓની લડાઇ કરવાના આ ધોરણથી નિજામ પણ સારી પેઠે જાણીતો હતો, અને તેથીજ તેણે તેમની સામા તેવાજ ધોરણે લડાઇ ચલાવવાનું, પેલા બેદિલ થયલા મરાઠા સરદારો ચંદ્રસેન જાદવ તથા શંભાજીને સોંપ્યું હતુ. આ બંને બાજીરાવ સામા કશું કરી શકયા નહીં.

મહા મેહનતે મરાઠા લશ્કરના ઘેરામાંથી છુટો થયા પછી નિજામે આ બંને બેદિલમરાઠા સરદારોને સખત ઠપકો આપવા માંડયો. ચંદ્રસેને તે ઉપરથી ઉતર આપ્યો કે, "હું શું મારૂં માથું ફોડું? હું એકલોજ, અને મારા હાથ હેઠળનું લશ્કર તો મોગલ પડયું.'

શંભાજીએ તો એથી પણ નાગો ઉતર આપી, નિજામને હાડોહાડ સળગાવી દીધો. તેણે કહ્યું કે, "મારા હાથ હેઠળ માત્ર મુઠ્ઠી-ભર માણસ અને વળી મારા કારકુનો શત્રુઓ સામે મળી ગયા છે."

આ લડાઇમાં નિજામે જેવો ભરોસો મરાઠા સરદારો ઉપર રાખ્યો હતો, તેવો આગળ કોઇવાર રાખ્યો નહતો. પોતાનું મોટું મોગલ લશ્કર મરાઠાઓના હાથે માર્યું જઇ બહુ થોડું રહી ગયું હતું. વળી જે હતું તે બિલકુલ ભુખે મરતું હતું. ઘોડાઓ કે બીજાં જાનવરોને ઘાસચારાનું તણખુંરણખું પણ ન હતું, પીવાનું પાણી સુદ્ધાં મહા કષ્ટાવટીએ તેમને મળતું હતું. એવી સ્થિતિમાં પોતાને સપડાયલો જોઇને નિજામે, ગમે તેવી કરડી સરતે પણ સુલેહ કરવાનું કહેણ મોકલ્યું. તેમ કરતાં પેહેલાં નિજામે પોતાના નાના લશ્કરને કોઇ પાણીવાળી જગાએ લઇ જઇ પડાવ નાંખ્યો; અને કોલકરારો એવઝખાનની મારફતે ચલાવ્યા. બાજીરાવે પેહેલી માંગણી એ કરી કે, કોલ્હાપુરવાળો શંભાજી, જે બેદિલ થઇ મોગલો જોડે મળી ગયો છે તેને એકદમ મરાઠાઓની છાવણીમાં મોકલી આપવો; મરાઠાઓનો મોગલ પ્રાંતો ઉપર મેહેસુલ વિગેરેનો જે હક છે તે બરાબર પાર પાડવા માટેની જામીનગીરી તરીકે કેટલાક કિલ્લાઓ અમને સ્વાધિન કરવા, તથા અદ્યાપિપર્યંત ચઢેલી મેહેસુલ જે આપવામાં આવી નથી તે વગર દીલે મોકલાવી દેવી. નિજામ-ઉલ-મુલ્કે સઘળી સરતો કાંઇ પણ ફારફેર વગર કબુલ કરી; માત્ર શંભાજીને શરણ કરવાની માંગણી સ્વીકારવાની ના પાડી. બાજીરાવે જણાવ્યું કે શંભાજી અમારા રાજાનો નજદીકનો સગો છે, માટે તેને યોગ્ય માનપાન આપીશું! પનાલામાં તેમની જરૂર છે. છેવટ એવું ઠર્યું કે, શંભાજીને નિજામે પુરતાં રક્ષણ સાથે પનાલાના કિલ્લામાં પોહોંચાડી આપવાનું માથે લેવું, અને ઠરાવ્યું કે શાહુ રાજા તે પછી પોતાના એ સગા જોડેના વાંધાનો નિકાલ ગમે તે પ્રકારે કરી દેશે.

નિજામ ઉલ-મુલ્કે લાચારીએ સઘળું કબુલ કીધું. તે પછી મિત્રાચારીના રૂપમાં બંને પક્ષો વચ્ચે પરસ્પર ભેટ સોગાતો અપાઇ અને બાજીરાવ તથા નિજામ ઉલ-મુલ્ક પેહેલીજ વાર સામસામા ભેટ્યા. કોલકરારોની સરત પ્રમાણે બંનેનાં લશ્કરોએ સુલેહનો ઝુંડો ચઢાવ્યો, અને લડાઇનાં મેદાનમાંથી છાવણીમાં ગયાં. કોલ-

ફેરારોની સરતો બંને પક્ષને લાભકારક હતી, છતાં તે બાજીરાવને વિશેષ લાભકારી હતી. બાજીરાવની આ ફતેહથી ગુજરાત પણ ધ્રુજી રહ્યું હતું અને સુબા સરબુલંદખાનને ખાત્રી હતી કે, નિજામનો પચકારો કાઢયા પછી આ મરાઠો વીર જરૂર ગુજરાતને પકડશે. થયું પણ તેમજ. ચોથાઇ અને સરદેશમુખીનો હક કબુલાવાને બાજીરાવે ગુજરાતના સુબાને હુકમ કર્યો, અને ગુજરાતને નાશમાંથી બચાવવાને સરબુલંદખાને મરાઠાઓનો તે હક સ્વીકાર્યો. સરબુલંદખાનની શુદ્ધ એકદમ ઉઘડી નહીં. તેણે પહેલાં તો મરાઠાઓની માંગણીનો અસ્વીકાર કર્યો, કે બાજીરાવનો ભાઇ ચીમનાજી અપ્પા મોટાં લશ્કર સાથે ગુજરાત ઉપર ચઢયો; તેણે પેટલાદમાંથી મોટી રકમની ખંડણી કઢાવી, ધોળકા લૂટયું, કે સરબુલંદખાનની શુદ્ધ ઠેકાણે આવી. પોતાના ભાઇની વતી ચીમનાજીએ ખાસ કબુલાત આપી કે, મરાઠાઓની ચોથાઇ તથા સરદેશમુખી ચાલુ આપવામાં આવશે તો તેઓ હર વખતે ગુજરાતનો બચાવ કરશે. સરબુલંદખાને તે સરત સ્વીકારી, ચોથાઇ તથા સરદેશમુખીનો પટો કરી આપ્યો.

નિજામે બાજીરાવના બળથી હાર ખાઇને બાજીરાવ જોડે સુલેહ કરી તો ખરી, પણ તેના દીલમાં ખટકની ચટક પેઠી હતી. તક મળતાં બાજીરાવના પુરચા ઉડાવવાનું તેણે પણ લીધું હતુ. તેણે બાજીરાવનો નાશ કરવાનો ઉદ્યોગ ચલાવ્યો. કોઇને પણ હાથમાં લઈ, તેને પાછળ કરી આપણો હેતુ પાર પાડવો એવો તેણે નિશ્ચય કર્યો હતો. સેનાપતિ ત્રીંબકરાવ દાભાડે એ કામમાં ઠીક ઉપયોગી થઇ પડશે એમ નિજામે વિચાર્યું, અને તેના જોડે સંધિ કરવાનો પ્રપંચ ચલાવ્યો. દાભાડેને બાજીરાવ જોડે લગાર કચડાતુ ચાલતુંજ હતું. ચીમણાજી અપ્પાએ સરબુલંદખાન જોડે જે કોલકરાર ગુજરાતને માટે કર્યા, તેમાં તેણે પોતાના લશ્કરના સેનાપતિ વગેરેની સલાહ લીધી નહતી; એટલુંજ નહીં પણ તે ફતેહમાં તેનું કાંઇ વળ્યું નહીં, એટલે દાભાડેને લગાર કચવાટ લાગ્યો હતો. પેશવા અને દાભાડે વચ્ચે કચવામણ થવાનું આ મૂળ કારણ હતુ અને જે વખતથી સરબુલંદખાન જોડે કરાર થયા તે દિવસથી દાભાડે વગેરે સરદારોને ભારી સંતાપ થયો હતો. નિજામને આથી ફાવતુ થયું. દાભાડેએ નવી ફોજ જમાવવા માંડી. પીલાજી ગાયકવાડ વગેરે સરદાર તેને જઇ

મળ્યા. નિજામે તેમને લશ્કરની મદદ આપી, અને તે પ્રમાણે સેનાપતિ દાભાડેએ ૩૫ હજાર માણસની ફોજ એકઠી કરી. લોકોને તેણે ઉશ્કેરવા માંડયાં કે, આપણા શાહુરાજાનું રાજ બાજી-રાવ પચાવી પડયો છે, તે તેની પાસેથી લઇને શાહુને પાછું આપવાનો ઉદ્દેશ હું ધરાવું છું, અને તેમાં સમશેર બાહાદુર પીલાજી ગાયકવાડ, તેમનો ભાઇ માધાજીરાવ, તેનો દીકરો દામા-જીરાવ, તે સીવાય કંડાજીરાવ તથા રઘુજીરાવ કદમ, ઉદાજીરાવ, આનંદરાવ, માલોજી પવાર, ચીમાજી દામોદર પંડિત, આવજી દાભાડે વગેરે ઘણાક સરદાર સાલ થયા છે.

આ ખબર બાજીરાવને પડી પણ તે માની નહીં; પણ જ્યારે તેણે જાણ્યું કે આ ખટપટમાં નિજામનો મોટો હાથ છે ત્યારે તેના ક્રોધનો સુમાર રહ્યો નહીં. એક સરદારે જણાવ્યું કે નિજામને મરાઠાઓ આગળ નિચું જોવું પડયાથી તેણે મરાઠાઓને પરસ્પર લડાવી મારી પોતે અલગ રહેવાનો આ ઉદ્યોગ આરંભ્યો છે. બાજીરાવે એક દરબાર ભરી, જાહેર કર્યું કે "સેનાપતિ દાભાડે જાતનો હિંદુ છતાં, હિંદુઓના હાડવેરી નિજામ ઉલ-મુલ્ક જોડે મળી જઇ તેની સલાહ પ્રમાણે અડધું રાજ કોલ્હાપુરના શંભાજીને સોંપી સ્વ-તંત્ર મરાઠા રાજ્યના બે ટુકડા કરવા ઇચ્છે છે. એ કામ, આપણા હિંદુધર્મ અને રાજનીતિથી બિલકુલ ઉલટું છે. આ વેળાએ સેનાપ-તિની પાસે અડધી એટલે સુમારે ૧૮ હજાર માણસનીજ મારી ફોજ છતાં, ઇશ્વર અમારા પક્ષમાં છે; અને તે અમને જરૂર યશ આપશે. મારી પાસે હાલ છે તેટલીજ ફોજ લઇ હું સેનાપતિ દાભાડે ઉપર ઉતરી પડીશ! જેઓ ખરા હિંદુ વિગેના હક્કો સમજતા હોય તેઓ આ સમયે પાછું ફરી ન જોતાં મને યોગ્ય સહાય આપશેજ.

આ જોસ્સ ભરેલું ભાષણ સાંભળતાંજ રાજ પક્ષના જુના અને કસાયલા સરદારો તથા શિલેદારોની મોટી સંખ્યા તાબડતોબ એગી થઇ અને તે સર્વની ફોજ લઇ બાજીરાવે તૈયારી ચલાવી. બાજીરાવની આ હીલચાલ સાંભળીને પેલી તરફ નિજામે પણ લડાઇની તૈયારી કરવા માંડી. નિજામ સર્વ તૈયારી સંપૂર્ણ કરે તે પહેલાં બાજીરાવ સર્વ લશ્કર લઇ પુણેથી નિકળ્યો તે નર્મદા નદી પસાર કરી ગુજરાતમાં ઉતર્યો. બાજીરાવના અપ્પાજી પવારે નામના સરદારના હાથ હેઠળની ટુકડી ઉપર દુશ્મનનાં લશ્કરમાંના પિલાજી

ગાયકવાડના વડા દીકરા દામાજીએ એકાએક હલ્લો કરી બાજીરાવના લશ્કરની પુઠ પકડી, તેનો પરાજય કરી નાખ્યો. બાજીરાવને પેહેલાજ મુહૂર્તમાં આ પ્રમાણે અપશુકન થયા પણ તેથી તે જરાએ બીધો નહીં. આપાજીની હારથી તેને બેવડું શુર ચઢ્યું, અને દાભાડે જોડે હાથોહાથ લડાઇ કરી, લડાઇનું છેવટ લાવવાની તેણે પ્રતિજ્ઞા લીધી. બાજીરાવ પોતાનાં લશ્કર જોડે આગળ વધતો ઠેઠ ડભોઇના મોટા મેદાનમાં જઇ પહોંચ્યો. ત્યાં બાજીરાવના સરદારો, સિંધિયા, હોલ્કર એમણે મોર્ચા બાંધ્યા. બંને લશ્કરો વચ્ચે ત્યાં લડાઇ ચાલી. ગોળીઓના પ્રહાર છુટયા. દાભાડેનાં લશ્કરમાં નવાં માણસો ભરેલાં હતાં તેઓ, બાજીરાવના કસાયલા લશ્કરના ગોળી પ્રહાર આગળ ટકી શકયાં નહીં. તુમુલ સંગ્રામ થતાંજ, દાભાડેના માણસો હાથમાંથી હથિયારો ફેંકી દઇ જેણે જ્યાં ફાવે ત્યાં નાશવા માંડયું. તે જોઇ ફેદાજીરાવ કદમને કંઠે પ્રાણ આવ્યો અને તેણે પણ લડાઇના મેદાનમાંથી પીઠ ફેરવી! માલોજીરાવ પવાર જખમી થઇ ઘોડા ઉપરથી પડી મરણ પામ્યો; ઉદાજીરાવ પવારનાં તથા ચીમાજી દામોદર પંડિતનાં લશ્કરોએ માર ખાઇ ભાગવા માંડ્યું. એ બંને સરદારો તો જખમી થઇ પડયા, તેવાજ તેમને હોલ્કર અને સિંધિયાએ કેદ પકડયા. આનંદરાવ પવાર, પિલાજી તથા દાયબહાદુરને પણ જખમો લાગ્યા; અને તેઓ સહજમાં બાજીરાવના હાથમાં કેદ પકડાતા છટકી જઇ, જીવ લઇ નાઠા. દાભાડેનાં લશ્કરની આવી સ્થિતિ થઈ રહી. લશ્કરમાં ભરતી કરવાને જે નવાં માણસો રાખ્યાં હતાં તે તો જીવ લઇ નાઠાં પણ જે જુનાં ને કસાયલાં હતાં તેજ રણસંગ્રામમાં અડગ ઉભાં રહ્યાં. કકડતા ઉન્હાળાના તે દિવસ હતા; જમીન તપીને અંગારા સરખી થઇ રહી હતી, ઉપરથી કડકડીત તડકો પડતો હતો અને જખમી થઇ મરણ પામેલાં માણસોની લોથના ઢગલા વળ્યા હતા.

પોતાની સેનાની આવી સ્થિતિ છતાં દાભાડેએ લડાઇ ચાલુ રાખી. તે હાથી ઉપર સ્વારી કરી હાથમાં ધનુષબાણ ધરી, લડાઇ કેમ થાય છે તે જોતો હતો. પણ હાથી ઉપર જ્યારે તડાતડ ગોળીઓનો પ્રહાર થવા લાગ્યો ત્યારે તેનું શરીર ચીરચીર થઇને તે પાછો હઠતો ગયો. માવતે તેને થોભાવવાના ઉપાયો લીધા ત્યારે તે હુદ્દા સમેત નાશવા લાગ્યો. એટલે, દાભાડેની

પીરના માણસોએ હાથીના પગમાં લોખંડની સાંકળો નાખી તેને ઉભો રાખ્યો. બાજીરાવ લશ્કરને મારતો મારતો ઠેઠ દાભાડે ઉભો હતો તેની સામા આવી ચઢ્યો. દાભાડેએ ધનુષ ચઢાવ્યું અને બાજીરાવે ગોળી છોડી. ગોળી સોંસરી ચાલીને દાભાડેની છાતીમાં લાગી તેનું કલેજું ફોડી નિકળી ગઈ; અને દાભાડે તાત્કાળ મુડદુ થઇ પડ્યો. નાયકની આવી અવસ્થા જોઇ દાભાડેનું બાકી રહેલું લશ્કર જીવ લઇને નાઠું ને બાજીરાવનાં લશ્કરમાં જયઘોષ થઈ રહ્યો.

નિજામ આ ખબર સાંભળી પોકેપોક રડ્યો. પોતાના રચેલા પ્રપંચમાં તે બિલકુલ નિષ્ફળ થયો. તેની ખાત્રી થઇ કે આ મરાઠો સરદાર કોઇ દિવસે મોગલોની ગાદીને જરૂર ધ્રુજાવશે. વળી વિચાર કીધો કે તેની સાથે શત્રુવટ રાખ્યાથી નહીં પણ મિત્રાચારી રાખ્યાથીજ આપણું કામ પાર ઊતરશે. બાજીરાવે, નિજામના પ્રપંચ માટે તેને સજા કરવાનો ઠરાવ તો કીધો, પણ પાછળથી કેટલાક વિચાર પછી તેણે તે ઠરાવને મુલતવી રાખ્યો.

નિજામે બાજીરાવને ભલામણ કરી કે માંહોમાંહે લડી મરવા કરતાં આપણે દિલ્હી ઉપર ઉતરવું. બાજીરાવને તો ગમતુંજ હતું ને વૈદે ફરમાવ્યું. તુરત તેણે મોટું લશ્કર આપી પોતાના ભાઈ ચીમનાજી અપ્પાને માળવા પ્રાંત ઉપર સ્વારી કરાવી અને પોતે પુણા તથા સતારા ખાતે રાજકાજની અંદરની વ્યવસ્થા કરવામાં રોકાયો. મરાઠાઓના ઉદય અને તેમના સામે થતા પ્રપંચોનું આ પેહેલા પરિણામ તરીકે બાજીરાવ અને નિજામ ઉલ-મુલ્ક, બંને એકબીજાના હાડવેરી વચ્ચે સમજુતી થઈ, જેમાં બાજીરાવે પેશ્વા તરીકે મરાઠા સર્વોપરી સત્તા હાથ કરવાની અને નિજામે દક્ષિણમાં પોતાની કાયમી કરી લેવાની જુક્તિઓ રચી.

દાભાડેની ગાદી બાજીરાવે કાયમ રાખી તેના નાના પુત્રને આપી, પણ તે બાળવયમાં હોવાથી તેની મા તથા પિલાજી ગાયકવાડને તેનું વાલીપણું સોંપ્યું. પિલાજીને સમશેર બહાદુરનો ખિતાબ હતો તેમાં સેના ખાસખેલનો વધારો કરી આપ્યો; ડભોઇ તથા વડોદરા પિલાજી પાસે હતાં, તે ઉપરાંત તેને ગુજરાત પ્રાંતના મોટા ભાગની હાકમી સોંપી. બંને વચ્ચે એવો કરાર થયો કે એકબીજાના મુલક ઉપર તરાપ મારવી નહીં; માળવાની મુખત્યારી બાજીરાવ

પાસે રહે; ને ગુજરાત પ્રાંતની જે વસૂલ આવે તેનો અડધો ભાગ બાજીરાવ મારફતે રાજાની તીજોરીમાં ભરવો. ગુજરાતના સુબા સરબુલંદખાનને હાંકી કાઢી શેહેનશાહે અભયસિંગ નામના રજપૂતને મોકલ્યો હતો. તે જાતે હિંદુ, એટલે બાજીરાવને પસંદ પડતી નીમણુક થઇ. દિલ્લી દરબારની અંધાધુની, નિજામનું નિકંદન કાઢવાના તે દરબારના ઠરાવ એ વગેરે જાણી, નિજામ ગભરાતો કે હવે દક્ષિણમાં મુસલમાન સત્તાનો લય થવા માંડયો છે. માળવામાં દિલ્લી તરફનો સુબેદાર રાજા ગિરધર નાગર હતો તે મરણ પામ્યાથી તેની જગ્યા ઉપર દાયબાહાદુર નામનો સુબેદાર થયો હતો, જે મરાઠાઓને નાની નાની લડાઇમાં બહુ ત્રાસ આપતો હતો.

---

## પ્રકરણ ૧૨ મું.

### ચઢતીમાં ચઢતી !

માળવા ઉપર જાતે ચઢાઇ લઇ જતાં પેહેલાં બાજીરાવે, નિજામ-ઉલ-મુલ્કને બિલકુલ ઠંડો પડી ગયલો જોઇ તેની પાસે બને તેટલું નાણું નિચોવવા માંડયું. માળવા તરફ જા આવ કરતાં ખાનદેશનો મુલક પસાર કરવો પડે છે, અને મરાઠાઓ એવા કાચા નહતા કે માર્ગે જતાં પરદેશીઓના મુલકને રંજાડયા વગર રહે. જતાં ને આવતાં તેઓ ખાનદેશમાં ઉતરી પડી, ત્યાંના મોગલ સુબાને ભારે ત્રાસ આપતા. આથી નિજામે બાજીરાવપર કહેણ મોકલ્યું કે જતાં આવતાં મરાઠા લશ્કર ખાનદેશને છેડે નહીં તો તે દક્ષિણના સઘળા છ સુબાઓ પાસેથી મરાઠાઓને યોગ્ય ખંડણી અપાતી કાયમ રખાવે. બાજીરાવે તુરત આ ગોઠવણ સ્વીકારી. માળવાના ઘણાક પ્રાંતો ઉપર મરાઠા સરદારો—પવાર, હોલ્કર તથા સિંધિયાએ ખંડણીઓ નાખી હતી. માળવાના મોગલ સરકાર તરફથી નીમાયલા સુબા રાજા ગિરધરે પેહેલાં મરાઠાઓને પાછાં હઠાવવાને મજબુત લડત ચલાવી, પણ તેનું ટટ્ટુ ચાલ્યું નહીં અને અંતે એક લડાઇમાં તે મરાઠાઓને હાથે માર્યો ગયો. તેની જગા ઉપર આપણે આગલાં પ્રકરણોમાં જાણી ગયા તેમ તેના એક સગા દાયબાહાદુરને માળવાની સુબાગીરી સોંપવામાં આવી, જેણે મરાઠાઓને હઠાવવાને ઘણીક મેહનત કરી,

પણ અંતે ધાર આગળ થયલી એક જંગી લડાઇમાં તે બાજીરાવના ભાઇ ચીમનાજી અપ્પાના હાથે કપાઇ મુઓ; અને તેનું લશ્કર હારખાઈ નાશી ગયું. નર્મદા નદી પસાર કરી જઇ બાજીરાવે માળવાના લશ્કરની સરદારી પોતાને હાથ કરી લીધી. કોંકણમાં એ વેળા ગડબડાટ ચાલુ થયો હતો તેનો બને તેટલો લાભ લેઇ લેવાને તેણે પોતાના ભાઈ ચીમનાજી અપ્પા અને પીલાજી જાદવને સતારા મોકલી દીધા.

આ બનાવને દરમ્યાન એક ન ધારેલા બનાવે બાજીરાવને દલગીરી ઉપજાવી. પેશવા ગુજરાત છોડી ગયા પછી અભેસિંગના ફોજદારે વડોદરા પોતાને હાથ કરી લીધું; પણ પીલાજી ગાયકવાડે ક્ષણીક ફતેહ મેળવી, મુખ્ય થાણાઓ જીતી લીધાં. અભેસિંગે તે ઉપરથી પીલાજી જોડે સલાહ કરવાને એલચી મોકલ્યા. તેઓએ સાંજે છેક અંધારૂં પડતાં સુધી પીલાજીના તંબુમાં બેસી ગપ્પાં માર્યાં અને અંધારૂં થયા પછી તેઓ પાછા ગયા. હજુ ઝાઝો કાળ ગયો નહીં તેટલામાં એક એલચી કાંઈ ભુલી ગયો હોય એમ બાહાનું કાઢી તંબુમાં પાછો ગયો અને પીલાજીને ગફલતમાં બેઠેલો જોઈ તેની છાતીમાં ખંજર ભોંકી દઇ તેનું ખુન કીધું. ખુની કાંઇ છટકવાં પામ્યો નહીં. તંબુમાંના માણસોએ તેને પકડીને તુરત ચીરી નાખ્યો. પીલાજીને ઠાર કરીને અભેસિંગ પોતે જે લાભ મેળવી જવા માંગતો હતો તે કાંઇ તેને મળવા પામ્યો નહીં. પાદરાનો દેસાઇ એ પીલાજીનો પ્રિય મિત્ર હતો, તેને એ વાતની ખબર પડતાંજ તેણે કોળીઓ અને ભીલોને ઉશ્કેરી આખા શેહેરમાં બળવો કરાવ્યો, અને બળવો બેસાડી દેવામાં લશ્કરને રોકાયલું જોઇ તેણે પીલાજીનો ભાઇ માધાજી ગાયકવાડ, જે જંબુસરમાં હતો તેને તુરત વડોદરા ઉપર હલ્લો કરવા જણાવ્યું. જે વેળાએ માળવામાં દાયબાહાદુર કપાઇ મુઓ તેજ સમયે માધાજીએ વડોદરા સર કર્યું. જે અધ્યાપિ પર્યંત ગાયકવાડના વંશમાં રહ્યું છે. મરાઠાઓ તરફથી પીલાજીનો હૈયાત વડો દીકરો દામાજી મોટું લશ્કર લઇ સોનગઢથી કુચ કરતો ગુજરાતનાં ઘણુંક ગામો પોતાને હાથ કરતો ઠેઠ જોધપુર સુધી આવ્યો, અને તે જોઇ અભેસિંગ અમદાવાદનો બચાવ પોતાના એક સરદારને સોંપી પોતાના પિતાના વતનમાં ચાલ્યો ગયો.

માળવાની સુબેદારી ઉપર અલાહબાદનો હાકમ મહમદ બંગશ નીમાયો હતો. મહમદખાન બંગશ બહુ ઊતાવળિયો હતો. તેણે સત્તા ઉપર આવતાંને વાર બુંદેલખંડમાં પેસી રાજા છત્રસાલના મુલકમાં પગ પેસારો કીધો. આ ઉપરથી ત્યાંના રજપૂત રાજાએ બાજીરાવની મદદ માંગી. પેશવાને તેવુંજ જોઇતું હતું. મોટું લશ્કર લઇ તે બુંદેલખંડમાં ચઢી ગયો. બંગશખાનને ઘેરી લઇ, પકડી એક કિલ્લામાં કેદ કીધો. ત્યાં તેના ઉપર ભારી વિટંબણા પાડવામાં આવી, પણ તેના દીકરાએ કેટલાક અફગાનોની મદદ લેઇ તેને ત્યાંથી છોડાવ્યો. રાજા છત્રસાલે આ ફતેહથી ખુશી થઇને, વારસીક હડી લાખની મેહેસુલવાળો એક મોટો કિલ્લો, જે ઝાંસીની પડોસમાં આવેલો છે તે બાજીરાવને બક્ષીસ આપ્યો; તેને પોતાનો દત્તક કરી લીધો અને પોતાનાં મરણ પછી પોતાનો એક તૃતિયાંશ મુલક તેને સ્વાધિન કીધો. જ્યારે બીજા બે ભાગમાંનો પોતાના એક દીકરા જગતરાજદેવને અને ત્રીજો ભાગ હુરદેસાઇને સોંપ્યો. મહમદ બંગશખાનની હાર પછી આગ્રા અને માળવાની સુબેદારી ઉપર દિલ્હી દરબારે રાજા જયસિંગને નીમ્યો, પણ જયસિંગે કેટલીક ગોઠવણ પછી માળવાની હાકમી બાજીરાવને સોંપી અને તે ગોઠવણ પણ જયસિંગની કેટલીક આડીતેડી સમજુતીથી દિલ્હીના શેહેનશાહે કબુલ રાખી.

---

## પ્રકરણ ૧૩ મું.

### જંજીરાના સિદિ.

ગુજરાત અને માળવામાં આ પ્રમાણે મરાઠાઓએ પોતાનું પ્રાબલ્ય ખુબ વધારી દીધું, તે પ્રસંગે જંજીરાના સિદિ રાજકર્ત્તાઓએ કોંકણ સંસ્થાનમાં ભારી ઉપદ્રવ, બાજીરાવની ગેરહાજરીનો લાભ લઇને કરવા માંડ્યો હતો. પેશવાની ગેરહાજરીમાં કાનોજી ભોંસલે, જે સેનાસાહેબસુબાનો ખેતાબ ધરાવતો હતો તેના ઉપર નાફરમાનીનો વાંક મુકી તેને સતારાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો, અને તેની જગા ઉપર કાનોજીના પિત્રાઇ બેંબાજીના દીકરા રઘુજીને નીમવામાં આવ્યો હતો. રઘુજી જાતે બાહોશ અને ચંચળવૃત્તિનો હતો. સતારાના

રાજા શાહુને શિકારનો શોખ હતો. અને રાધુજી પણ બહુ શોખિન હોવાથી, રાધુજી રાજા ઉપર બહુ વગ મેળવી શકયો હતો પોતાની રાણીની એક બેહન જોડે તેનાં લગન કરી આપ્યાં. કાનોજી ભોંસલે શ્રીપતરાવ પ્રતિનિધિનો પણ મિત્ર હતો; પણ આ ખટપટ તેની ગેરહાજરીમાં થઇ હતી. કાનોજીને છોડવવાને કોંકણથી આવ્યા પછી તેણે ઘણા પ્રયત્ન કીધા, પણ કાંઇ વળ્યું નહીં અને અંતે કેટલેક વરસે તે બાપડો સતારાના કિલ્લામાંજ મરણ પામ્યો.

મરાઠા દરબારમાં કાનોજીને લીધે કાંઇક કુસંપ ચાલવા લાગ્યો. એ જોઇ નિઝામે તેમના ઉપર હુમલો કરવાની તૈયારી કરવા માંડી. ચીમનાજી અપ્પાને તેની ખબર પડતાંજ તેણે ત્યાં જેટલું લશ્કર હતું તે લઇને સતારાથી ૪૦ મૈલ દૂર છાવણી મારી પડાવ નાંખ્યો.

બાજીરાવ માળવામાં હતો તે વેળા તેને સતારાના રાજાએ પત્ર મોકલી તાકીદ કરી કે હજાર કામ છોડી તાત્કાળ કોંકણનો બંદોબસ્ત કરવા નિકળી પડવું, કારણ કે ત્યાં આગળ જંજીરાના સિદીએ પુષ્કળ લૂંટાઇ કરવા માંડી છે અને સ્વારી કરીને ખંડણી વસુલ કરવા લાગ્યો છે, તથા તેના એક માનીતા સરદાર યાકુબખાનને પ્રતિનિધિએ વશ કરી રાખ્યો છે; અને તેની મારફતે રાજા સાથે કરેલી ગોઠવણ રદ ગઇ છે. જંજીરાની ગાદી આ સિદી લુટારાઓ પાસે ઘણાં વરસ થયાં હતી, અને મોગલ સરકાર તરફથી તેને "યાકુટખાન" એવો ખેતાબ આપ્યો હતો. શેહેનશાહ ઔરંગજેબે તેને મ્હાર, રાયગઢ, ડાપુલ તથા અંજનવેલ ઉપરાંત કેટલાંક ગામોની હાકમી પણ સોંપી હતી. મરાઠાઓની ઘણીક લડાઇઓ સામે તેણે પોતાનો મજબુત બચાવ અત્યાર સુધી કર્યો હતો, એટલુંજ નહીં પણ મરાઠાઓ પાસેથી ખંડણી લેતો હતો. લશ્કરથી તેનો પરાજય કરી શકાય તેમ નહીં હોવાથી પ્રતિનિધિ, જીવાજી ખંડેરાવ ચીટનીસ તથા શાહુ રાજાના બીજા પ્રધાનોએ છળકપટથી તેનો નાશ કરવાની યુક્તિ રચી. યાકુબખાન નામનો તે વેળાએ પ્રસિદ્ધીને પામેલો એક જંગી લુટારો આ તોફાનનું મૂળ હતો, ને તે શીકાજીનાં પુર વિશ્વાસમાં હતો. શીકાજી કોંકણના કોળી રાજાના વંશનો હોઇને ગોઆગઢની વંશપરંપરા પટેલી ધરાવતો હતો. સિદીઓ સાથેની એક લડાઇ વેળા તે બાળક હતો ત્યારેજ તેને કેદ પકડી મુસલમાન ધર્મમાં વટલાવી, મુસલમાન તરીકે ઉછેર્યો હતો. વયે પોહોંચતાં

તેણે કાવાદાવા તથા આહોશી અને બાહાદુરીથી સારૂં નામ કાઢ્યું. શાહુ રાજાના પ્રતિનિધિએ છળથી આ શીકાજીને હાથમાં લઇ તેની જોડે છુપા કોલકરાર કર્યા. આ કોલકરારની રૂયે મરાઠાઓએ તેને સિદીઓના કાફલાની સરદારી આપવા ઉપરાંત, સિદીઓના સઘળા સંસ્થાનોની હાકમી સોંપવાની કબુલાત આપી; તેના ભાઇને રાયગઢના બીજા સુબેદારની પદવી આપવા કબુલી તેના બારકશ તથા કાફલાના ખલાસીઓમાં એક લાખ રૂપિયા બક્ષીસ આપવાની જામીનગીરી આપી; અને એ સઘળાના બદલામાં શીકાજીએ સિદીઓ સામે મરાઠાઓને બળવો ઉઠાવવામાં મદદ કરવાનું વચન લીધું હતુ. આ યોજનાને પાર ઉતારવાને ખુદ પ્રતિનિધિની સરદારી હેઠળ એક લશ્કર કોંકણમાં મોકલવામાં આવ્યું. તેમાં મુગલીક યેમાજી સીવદેવ તથા ઉદેજી ચવાને પણ જુદી જુદી ટુકડીઓની સરદારી લીધી હતી. સિદીઓ અને મરાઠાઓ વચ્ચે એક મોટી લડાઇ થઇ, જેનું પરિણામ બાપડા ગરીબ ખેડુતોને ખમવું પડયું. સિદીઓનાં લશ્કર ઉપર મરાઠાઓ કશી અસર કરી શક્યા નહીં. ચીમનાજી અપ્પાને, શાહુરાજાએ વારંવાર પ્રતિનિધિની મદદે જવાને આગ્રહ કીધા છતાં ચીમનાજીએ બીલકુલ લક્ષમાં લીધુ નહીં, તેમજ બીજા પણ કોઇ મરાઠા સરદારો તેની મદદે જવાને તૈયાર થયા નહીં. આથી પ્રતિનિધિ ઘણીક ખુહારી અને નામોશી સાથે સતારામાં પાછો ફર્યો. આ બનાવ બને છે તેટલાં જંજીરોનો નવાબ પોતેજ મરણ પામ્યો. તેને કેટલાક દીકરાઓ હતા, જેમાં વડા સિદી અબ્દલ્લાને, બીજા કાવતરાંખોરો જોડે મળીને તેનાજ બીજા ભાઇઓએ મારી નાખ્યો. સિદી રેહમાન નામનો નવાબનો બીજો એક દીકરો હતો જે એ સમયે ત્યાં હાજર નહતો, ને આ કાવતરાંમાં સામેલ નહતો. યાકુબખાને દાવ જોઇ સિદી રેહમાનની પક્ષ પકડી અને તેને ગાદી ઉપર લાવવાને સતારાના રાજા શાહુ પાસે મદદ માંગી, પણ બાજીરાવની ગેરહાજરીમાં તે બાપડો કશું કરી શકયો નહીં. આથીજ આપણે ઉપર જોયું તેમ રાજાએ બાજીરાવને માળવાથી પાછા ફરવાની તાકીદ મોકલી, અને હોલ્કર અને સિંધિયાની સરદારી હેઠળ મોટું ઘોડેસ્વાર લશ્કર માળવામાં રાખીને બાજીરાવ દોડતો દક્ષિણ તરફ આવ્યો અને ગોદાવરી નદી પસાર કરી તત્કાળ તે ધુંદારાજપુર

તરફ કુચ કરી ગયો. જેટલું ફાલતું પડી શકે તેટલું પાયદળ લસ્કર પેશવાની મદદે મોકલવામાં આવ્યું, તથા પીલાજી જાદવને વધુ લસ્કર આપી, માળવામાં હોલ્કરની મદદે મોકલી આપ્યો.

સિદી રહેમાન અને યાકુબખાને, બાજીરાવ સાથે જોડાઇને સિદીઓના કેટલાક કિલ્લાઓ ઉપર હલ્લો કર્યો. ફતેસિંગ ભોસલે તથા પ્રતિનિધિ પણ તેમની મદદે ગયા હતા. તે બંનેએ મળીને શિવાજીની રાજધાની રાયગઢને આ મુસલમાનોના હાથમાંથી છોડાવી અને પેશવાએ તલા અને ઘોસાલાના કિલ્લાઓ કબજે કીધા. પણ જંજીરામાંથી મોટું લસ્કર લઇ મરનાર નવાબનો એક દીકરો સિદી રહાન પેશવાની સામા ધસી આવ્યાથી પેશવાના વધારામાં અટકાવ થયો ખરો, તથાપિ સિદીઓ મરાઠાઓનો વાળ વાંકો કરી શકયા નહીં. બાજીરાવ અને સિદીનાં લસ્કર વચ્ચે ભારી લડાઈ થઇ, તેમાં બાજીરાવની ગોળીનો ભોગ થઈ સિદી રહાન મરણ પામ્યો, એટલે તેનું લસ્કર પીઠ ફેરવી નાશવા માંડ્યું, છતાં બાજીરાવે રાજપુરી પર્યંત તેનો પીછો પકડ્યો, અને જંજીરાના કિલ્લાને ખુસ્કીની બાજુએથી પોહોંચી વળી, મોર્ચેબંદી કરીને તોપોનો મારો ચાલુ કીધો. એ વેળાએ બાજીરાવે તોપો ફોડવાનું કામ પોતાના હાથે ચલાવ્યું હતું.

એ પ્રમાણે ખુસ્કીની બાજુએથી તોપોના ધડાકા ચલાવ્યા ને સમુદ્રની બાજુએથી કાફલાના સરદાર મનાજી આંગરીઆએ કિલ્લા ઉપર તોપોનો મારો ચાલુ કીધો તેમજ કિલ્લામાંથી પણ મરાઠા લસ્કર ઉપર તોપોનો સામો મારો ચાલ્યો; તેમાંનો એક ગોળો ખુદ બાજીરાવના બેસવાનાં ઘોડા ઉપર લાગ્યો, એ વેળાએ જો બાજીરાવ સમયસૂચકતા વાપરી, એક બીજા સીપાઇના ઘોડાપર કુદી પડ્યો નહોત તો, તુરતજ મરણ શરણ થાત ને આર્યાવર્તની અવિચળ કીર્તિ-ઉદયકાળના ક્ષિતિજમાં રહેલા કીર્તીનું દર્શન પણ થાત નહિ.

બાજીરાવ તત્કાળ તે ઘોડો પડતો મુકી બીજા ઉપર સ્વાર થઇ બેઠો અને પોતાનાં લસ્કર સાથે કિલ્લાની પેઠે મજબુત ઉભો રહેલો હતો, જે જોઇને સિદી રહાન તથા તેના સરદારો બહુ તાજુબ થયા. સિદીઓએ જ્યારે જોયું કે બાજીરાવ પથરે માર્યો મરે તેવો નથી ત્યારે તેણે મરાઠાઓ જોડે કોલકરાર કરવાનો મનસુબો કીધો; કેમકે મહીનાઓ થયા સિદી લસ્કર કિલ્લામાં ઘેરાઈ રહ્યું

હતું, તેનો છુટવાનો બીજો રસ્તો હતો નહીં. બાજીરાવ પણ જંજીરાના કિલ્લાની મજબુતી જોઇ હેરત થયો અને તે પણ એવાજ વિચારમાં હતો. સિદીઓએ લડાઈ બંધ કરી કોલકરાર કરવાનું કહેણ મોકલ્યાથી તેણે તે તુરતજ કબુલ કર્યું. એકરારમાં એવું ઠર્યું કે સિદી રહ્યાને જંજીરાની નવાબી લેવી; અને તેણે બાજીરાવને સિદીના ૧૧ મહાલોની અર્ધી ઉત્પન આપવી. તે સિવાય રાયગઢ, તળે, ઘોસાળે, ઉચિતગઢ અને બિરવાડીના કિલ્લાઓ સિદીઓએ બાજીરાવને સ્વાધીન કરવા. આ પ્રમાણે સિદીઓ ઉપર જય મેળવીને સતારાના રાજા શાહુને ભેટવા ગયો ત્યારે નગરજનોએ મંગળ ઉત્સવ કર્યો હતો.

મહારાજાએ ખુશ થઇને નવો હાથ આવેલો રાયગઢનો મુલક બાજીરાવને સોંપ્યો. આ પ્રમાણે જયનો પડો વજડાવી બાજીરાવ આશાએસ લેવાને પુણે ગયો.

---

## પ્રકરણ ૧૪ મું.

### ઉત્તરમાં વિજય.

બાજીરાવ દક્ષિણમાંથી પાછો ફર્યા પછી, મલ્હારરાવ હોલ્કરનાં લશ્કરે નકામા પડી રહેવા કરતાં આગળ વધીને આગ્રાની પેલીમેર મુસલમાનો ઉપર હુમલા કરવા માંડ્યા. મરાઠાઓને પાછા હઠાવવાનો સ્હેજ પણ પ્રયત્ન કર્યા વગરજ કે હાથમાં જરા પણ તલવાર પકડવાની તસ્દી લીધા વગરજ, માહમુદશાહના વજીર ખાનદોરાને મરાઠાઓ સાથે કોલકરાર કરવા માંડ્યા, જો કે ખાનદોરાને મરાઠાઓ સામે થવાનો કાંઇક પ્રયત્ન ચલાવ્યો, પણ તે જેટલો દમામભરેલો તેટલો મકમ ન હતો. તેણે મરાઠાઓ સામે જ્યારે પોતાની ચઢાઇ મોકલવા કાઢી ત્યારે દિલ્લી તમામ તેનાથી ખળભળી રહ્યું હતું, પણ એમે તેટલી ધડપચ કીધા છતાં પરિણામ બીલકુલ હસવા સરખું નીપજાવ્યું. તેણે પોતાના ભાઈ મુઝફ્ફરખાનને કેટલુંક લશ્કર આપી મરાઠાઓની સામે મોકલ્યો, ત્યારે હોલ્કરે પોતાનાં થોડાંક માણસોને, મુઝફ્ફરખાનની સામે થવા અને તેની છાવણીમાં બાણ છોડી ગભરાટ મચાવવાને મોકલ્યા. પેશવાએ એ સમગ્રે લશ્કરની મોટી સંખ્યા ચોતરફ વધારી મુકેલા પ્રાંતોમાં રાખવી પડ્યાને લીધે પુષ્કળ કરજ

કરી દીધું હતું, અને તેથી તેણે પોતાના સર્વ સરદારો વગેરેને સખત તાકીદ કરી હતી કે બને તેટલી લુટફાટ ચલાવીને નાણું જમાવ કરી મોકલી દેવું. હોલ્કરે, થોડુંક લસ્કર મુઝફ્ફરખાનની સામા મોકલી, પોતાના સરદારના હુકમને અનુસરી બને તેટલું નાણું નીચોવવાનો પ્રયત્ન જારી રાખ્યો હતો. મુઝફ્ફરખાન વધ્યો વધ્યો છેક સેરંજ સુધી ગયો ખરો, પણ ત્યાંથી પાછો ફરી, કશું પણ કામ બન્યા વગરજ દિલ્હી પાછો ફર્યો. માળવાનો પ્રાંત તથા ચંબલની દક્ષિણે આવેલો તમામ મુલક રોહીલાઓ અને મરાઠાએ પોતાના સ્વાધિનમાં લીધો હતો. અહિંયા દામાજી ગાયકવાડના હાથ ઉપર માર ખાઇને ખુણે પડેલો કંથાજીકદમ ભાંડે, જે ગુજરાત છોડી ગયો હતો તે હોલ્કરને આવી મળ્યો અને તેણે ગુજરાત ઉપર ચઢાઈ લઇ જવાને હોલ્કરને સમજાવ્યો. બંને એકસંપ કરી એકાએક ગુજરાત ઉપર ચઢી ગયા, તે છેક બનાસ નદી સુધી લુટફાટ કરતા વધ્યા. તેઓએ અમદાવાદની ઉત્તરનાં ઘણાંક ગામો, ઇડર તેમજ પાલનપોર પણ લુટીને, જેવા ઓચિંતા આવ્યા હતા તેવા ઓચિંતા ત્યાંથી પાછા ગયા. ગુજરાતની સુબાગીરી ઉપરથી અભેસિંગ રજપૂતને દૂર કરી નજીબઉદદવલા-મોમીનખાનને નીમવામાં આવેલો હતો. અમદાવાદમાં રહેલા અભેસિંગના નાયબે કબજો છોડવાની ના પાડયાથી મોમીનખાને, તેને હાંકી કાઢવાને માટે દામાજી જોડે એકસંપ કર્યો.

બાજીરાવની નાણાં સંબંધી સ્થિતિ આ સમે બહુ બારિક થઈ પડી હતી. ફતેહ કરેલા પ્રાંતોને તાબે રાખવા તથા પોતાના લશ્કરને હંફાવવાના તેણે ઉપાડેલા કામને લીધે તેને ઘણો મોટો ખરચ રાખવો પડયાથી તે કરજમાં ડુબતો ચાલ્યો. લશ્કરના પગારો ચઢી ગયા; જે સાહુકારો પાસેથી તેણે લાખો રૂપિયાની રકમો કઢાવી હતી તેઓ હવે વધુ નાણું ધીરવાની ના પાડી બેઠા, તેમાં લશ્કરે માંહોમાંહે લડાઇઓ કરી લુટફાટ કરવા માંડયાથી તે બહુ અકળાયો. માળવા ઉપર તેણે ચોથ અને સરદેશમુખી ચઢાવી હતી અને છેવટ તે આખો પ્રાંત પોતાને હસ્તક કરવાની માગણી રાજા જયસિંગ મારફતે મોહનશાહને કરી; તેમજ ગુજરાત માટે સર બુલંદખાને કરેલું લખત પણ અમલમાં મુકવાનું દબાણ કર્યું. દિલ્હીના પ્રધાનમંડળમાં તુરાની મોગલોનું વિશેષ બળ હતું,

તેઓ આવાં કોલકરારની સખત વિરૂદ્ધ હતા. ખાનદોરા તથા શેહેનશાહ મહમુદશાહ, જેઓએ ઉપલા કોલકરારો કેટલેક દરજ્જે, સ્વીકારેલાજ હતા, તેઓએ મરાઠા તથા રજપૂતોને માંહોમાંહે લડાવવાની એક યુક્તિ રચી. પેશ્વાની માંગણી સ્વીકારી બાદશાહે ચંબલની મેહેસુલમાંથી તેર લાખ રૂપિયાની ચોથાઈ લખી આપવા ઉપરાંત, પશ્ચીમ તરફ બુંદી અને કોટાનાં અને પૂર્વ તરફ બુદાવરનાં રજપૂત રાજ્યો પાસેથી વારસિક રૂ ૧૦૫૦૦૦ની ખંડણી ઉઘરાવી લેવાનો પટો પેશ્વાને કરી આપ્યો. આ છેલ્લા પટાથી, દોરાનખાન એવી વકી ધરાવતો હતો કે મરાઠાઓ અને રજપૂતો વચ્ચે જે એકસંપ છે તેમાં આપમેળે ખટરાગ ઉભા થશે. રાજદ્વારી ખટપટ અને કાવાદાવામાં ખાનદોરાન પોતાને મરાઠા બ્રાહ્મણો કરતાં ચઢિયાતો ગણાવતો હતો, તેથી બાજીરાવ જોડે વ્યવહાર ચલાવવાને તેણે યાદગારખાન નામના પોતાના એક માનીતાને પત્ર આપી રાજા જયસિંગ તરફ મોકલ્યો, અને ચોથ તથા સરદેશમુખીના દસ્તાવેજ ખાને છુપ્પા ઘડાવ્યા, અને તે પોતાના એજંટને આપી તેને બનતાં લગણ છુપાવી રાખવાનો હુકમ કીધો હતો. પણ ખાન જોડે રહેતા, બાજીરાવના વકીલ ધોંડુપંત પુરંધરેને, આ પટો કરી આપવાની ખબર પડ્યાથી તેણે તે વિષેની સર્વ ખબર બાજીરાવને ગુપચુપ પોહોંચાડી દીધી. મરાઠાઓ ખાનદોરાન જેવાથી ગાંજ્યા જાય તેવા નહતા. તેઓ દર પત્રે વધુ ને વધુ રકમની માંગણી કર્યા રહેતા. બાજીરાવની માંગણી, તેના ઉપરના કરજના દબાણને લીધે, હદબાહાર ગઇ હતી. ઘડીકમાં તે આખો માળવાનો પ્રાંત માંગતો, ઘડીકમાં તે પ્રાંત ઉપરાંત માંડુ, ધાર, રાયસીન, ચંબલની જાગીર અને ૫૦ લાખ રૂપિયા રોકડાની માંગણી કરતો; અથવા તો તેટલી ઉપજ થાય એટલો હક મેળવવાને, બેંગાલ, અયોધ્યા, બનારસ, ગયાજી તથા મથુરાંના પ્રાંતો માંગતો, તથા દક્ષિણના ૭ સુબાઓના દેશપાંડેનો વંશપરંપરાનો હક માંગતો. બાદશાહે બાજીરાવની સઘળી માંગણી ઉપર અખાડા કર્યા, સિવાય કે માત્ર એક છેલ્લી સરત સ્વીકારી તે પણ એવી સરતે કે બાજીરાવ સામા ૭ લાખ રૂપિયા દિલ્લીની તીજોરીમાં ભરતો જાય.

ખાનદોરાને રચેલી જુક્તિની વાત, દિલ્લીની દરબાર ખાતેના બાજીરાવના વકીલ ધોંડુપંતે પુરંધરે બાજીરાવને જાહેર કીધાથી,

બાજીરાવ ખુલ્લું સમજી ગયો કે મોગલો મરાઠાઓથી બેશક બીહે છે. એ વાતની તેને કેટલીક શંકા હતી તેની ખાતરી પુરંધરે મોકલેલી બાતમી પછીથી થઇ, અને તેજ વેળા તેને આકુળવ્યાકુળ થવા માંડયું કે, આ પરદેશીઓને હંફાવવાનો આના જેવો બીજો અનુકુળ સમય મળવો મુસ્કેલ છે. પૈસાની બાબતમાં હોલ્કર તરફથી બાજીરાવને મોટો આશ્રય મળી ગયો હતો અને તેથી બાજીરાવ હોલ્કર ઉપર બહુ રાજી થયો હતો, અને નર્મદા નદીની પેલીમેર જેટલો મુલક તેણે કબજે કીધો હતો તે સર્વ સિંદિયા હોલ્કરના તાબામાં રાખ્યો. સિંદિયાના હાથ હેઠળ રામચંદ્રપંત બાબાશેણુવીને દિવાનગિરી સોંપી. રામચંદ્રપંત બહુ શૂરો અને ચતુર પુરૂષ હતો. સાવંતવાડી આગળ આરોલી નામના ગામનો તે કુળકર્ણી હતો. કોઇક કારણથી તેના ઉપર તેના સ્વામિની ઇતરાજી થયાથી તે બાજીરાવના આશ્રય હેઠળ આવી રહ્યો હતો. બાજીરાવે, મોગલોની પોતાને માટેની બ્હીક પણ જોઇ લીધી અને બીજી તરફથી ખાનદોરાનની લુચ્ચાઇની પણ ખાતરી કરી; પણ ખાને આ જુક્તિ કરતાં, બાજીરાવ તેના કરતાં મહા પાકો છે ને વાત તેને ખબર ન હતી.

---

## પ્રકરણ ૧૫ મું.

### દિલ્હી ઉપર સ્વારી.

મરાઠાઓએ સિદીઓને ઠોકી ઠોકી નબળા કરી દીધા. પછી તેમનો ડોળો ઠેઠ દિલ્હી ઉપર પોહોંચી ગયો. પણ કમનસીબે તેમને તે તરફ ઉતરી પડવાને કશું મકમ બાહાનું મળતું નહતું. આગળ આપણે જોઇ ગયા તેમ પેશવાએ હિંદુસ્તાનના મોટા ભાગમાં પોતાનો ડંકો વજડાવી જ્યાં ત્યાં પોતાનાં લશ્કરો અને થાણાંઓ બેસાડી દેવાથી તે ખરચમાં બહુ તણાતો ચાલ્યો; અને તે કારણે જ્યાં ત્યાંથી નાણાં નિચોવવાનો માર્ગ તેણે અખત્યાર કીધો હતો; અને તેમાં તે પોતાના હાથ હેઠળના હોલ્કર, સિંદિયા વગેરે વિશ્વાસુ સરદારોની કુમકથી ફાવ્યો જતો હતો. દિલ્હી જોડે પણ તેણે કેટલાક કોલકરાર કરેલા આપણે આગલા પ્રકરણમાં જોઇ ગયા છીએ, ને કોલકરારોએજ આ બે બળવાન

સત્તાઓ વચ્ચે પાછળથી મહાભારત યુદ્ધ મચાવ્યું હતું. આ કોલકરારની રૂએ દિલ્હીનો બાદશાહ, મરાઠાઓને સંપૂર્ણ માળવા પ્રાંત ખાલસા કરી આપવા તૈયાર થયો હતો, અને તેમાંથી રોહીલાઓને હાંકી કાઢવા કબુલ થયો હતો. બીજી સરત ચંબળ નદીની દક્ષિણ તરફનો તમામ મુલક મરાઠાઓને આપવા કબુલ થયો હતો; અમદાવાદ, કાશી, ગયાજી અને મથુરાં વગેરે સર્વ મુલક મરાઠાઓને કબજે સોંપવા તૈયાર થયો હતો; સ્વારી ખરચને માટે ૫૦ લાખ રૂપિયા રોકડા બાદશાહી તીજોરીમાંથી આપવા અથવા નહીં તો બંગાળા પ્રાંત મરાઠાઓએ લેવો એવી સરત કરી હતી, તથા દક્ષિણના છએ સુબાગીરીની સર દેશપાંડેપણાની સનદ લખી આપવા કબુલ થયો હતો, અને તે ઉપરાંત માંડુ, ધાર અને રાશિનના કિલ્લાઓની માલકી મરાઠાઓને હસ્તક રહેવાની હતી. આ સર્વ કલમોવાર લખતનો કોલકરાર દિલ્હીના બાદશાહે મરાઠાઓને કરી આપ્યા છતાં તે બજાવવાને આનાકાની કરતો હતો. ૭ સુબાની સરદેશમુખીનો પટો, ૭ લાખ રૂપિયા નજરાણુ લઇને મરાઠાઓને લખી આપવાને ઘણાં દબાણ પછી, બાદશાહે કબુલ કીધું, પણ બાકીની કલમોનો કશો નિકાલ કરતો નહતો. જ્યારે પણ મરાઠાઓ તરફથી તે બાબતમાં બાદશાહ ઉપર ધમકી સાથે દબાણ કરવામાં આવતું ત્યારે તે આ હમણાં કરૂં છું હમણા કરૂં છું એવો જવાબ દઈ તેમને ઉડાવ્યા કરતો હતો.

બાજીરાવના ધ્યાનમાં આ વાત ઉતરતી નહતી. મોગલોની લુચ્ચાઇ તે સારી પેઠે સમજતો હતો, અને તેથીજ તેની ખાત્રી હતી કે તેઓ ગળે આવેલી આવી સખત સરતો કદી પણ બજાવવાના નથી; તેમ તેણે પણ નિમ લીધો હતો કે એ સરત એ મ્લેચ્છો પાસે કબૂલ કરાવું તોજ મારૂં નામ બાજીરાવ !! તે સારી પઠે સમજતો હતો કે, આ કોલકરારને બાને અંધાધુનીમાં પડેલાં દિલ્હીને ઠોકી ઘાલવાનું ઠીક બની આવશે. દિલ્હીનો ગોટાળો અને ગડબડની તથા ત્યાંની અવ્યવસ્થાની રગેરગની માહીતી તેને, તે દરબાર ખાતેના પોતાના પ્રતિનિધિથી વારંવાર મળતી રહેતી, અને તે ઉપરથી તે પોતાની તૈયારીમાંજ રહેતો હતો. પેશ્વા પાસે મોટી ફોજ હતી, તે ઉપરાંત તેણે આસપાસના મિત્ર રાજ્યો પાસેથી બીજું પુષ્કળ લશ્કર જમાવ કરવા

માંડ્યું. દિલ્લી જેવી મોટી શેહેનશાહત જોડે લડવાનું કામ તે રહેલું સમજતો નહતો: તે નિત્ય કહેતો કે બકરી બાંધવી હોય, તો પણ હાથી પકડવાનો સામન લઇને જવું એ ડાહાપણનું કામ છે. આજ ધોરણે તેણે પોતાની સર્વ પ્રકારની તૈયારી કરવા માંડી. નાણાંની કશીપણ દરકાર તેણે રાખી નહતી.

સતારા શેહેર અને કિલ્લાનો દેખાવ આ વેળાએ ચોમેરથી જોવા યોગ્ય થઈ પડયો હતો. જ્યાં ત્યાં ધમાચકડી અને દોડધુમ ચાલી રહી હતી. હથિયારો બનાવવાનાં કારખાનાઓમાં રાત દિવસ કામ ચાલુ હતું, જુના થયલાં હથિયારોને ઘસી ઘુસીને સાફસુફ કરવાનું કામ જ્યાં ત્યાં ચાલતું હતું; લસ્કરને માટે કપડાં કે ખોરાકીના ભંડારો ભરવાની દોડધુમ થઈ રહી હતી; તીજોરીઓનાં મોહ ખુલ્લાં મુકી દઈ સર્વ વાતની તૈયારી છુટે હાથે કરવામાં આવતી હતી; રાજવાડામાં જે જાતની દોડધુમ ચાલી રહી હતી તેનું વર્ણન કરવુંજ મુસ્કેલ છે. મેહતા, મુત્સદીઓ ખરચો માંડવામાં રોકાઈ ગયા હતા, તીજોરીના અમલદારો બારણાં પકડીનેજ બેઠા હતા, અને જે હુકમ આવ્યો કે આપ અને આપ, સિવાય તપાસ કે પુછપરછ કરવાને ખોટી થતા નહતા. પેશ્વાની ગડબડ સડબડ થોડી નહતી. દુશ્મનનાં ઘર આગળ જઇને લડવાનું છે એમ તે સમજતો હતો. ત્યાં જતાં પેહેલાં ઘણીક નદીઓ અને જંગલો આડાં આવશે તે સર્વ મુસ્કેલીઓ તેના ધ્યાનમાં હતી. શેહેરમાં ધંધારોજગારની અને કારિગરોની મહા મોટી ઉથલપાથલ થઈ રહી હતી. લોકોને પોતપોતાનાં કામસર શોધેલા કારિગરો જડતા નહતા; કેમકે મોં માગ્યાં દામ આપ્યા છતાં કોઇપણ સરકારી કામ છોડીને પ્રજાનું કામ કરવાને જતો નહીં. શેહેરમાંનું તમામ અનાજ ભંડારમાં દાખલ થઈ ચુક્યા પછી, બાહેરનાં ગામોમાંથી તે થોકેથોક મંગાવી ભરવા માંડ્યું હતું. ઘાસચારા વગેરેની પુષ્કળ ભરતી કરવામાં આવી હતી. મોંઘવારી છતાં પોતાના દેશમાં પેઠેલા પરદેશીઓને હાંકી કાઢવાને ટાંપી રહેલી સર્વ પ્રજા એકમતે અને એકચિત્તે તે સર્વ સંકટ ખુશીથી સહન કરતી હતી.

થોડાજ વખતમાં બાજીરાવે પોતાની સર્વ પ્રકારની તૈયારી પૂર્ણ કરી દીધી. દસ હજાર માણસની ફોજ તેણે જમાવી દીધી. હથિયારોના

ભંડાર ભરી દીધા,-સર્વને નવાં નવાં હથિયારો આપ્યાં અને તે સર્વને જુદા જુદા વિભાગો કરી તેમને શસ્ત્રવિદ્યા શિખાડવાનું કામ પણ પોતે પોતાની દેખરેખ હેઠળ ચલાવ્યું. મોગલોમાં ચાલતી અવ્યવસ્થાને લીધે, તેમને મરાઠાઓની આ ભારી તૈયારીની ખબર પેહેલાંથી પડી નહીં; પણ મરાઠા લસ્કર સતારા છોડી કુચ કરતું નિકળ્યું ત્યારેજ તેમને તે માટેની ખબર મળી. બાજીરાવે હેંસી હજાર માણસની આ મોટી ફોજ લઈ, દિલ્લી તરફ દડ મજલ કુચ કરી. 'હર હર મહાદેવ'ના પોકારથી આકાશ ગાજી રહ્યું. જય જગતંબેના પોકારથી જંગલો ગાજવા માંડયા. આર્યનો જય! મ્લેચ્છેનો નાશના પોકારો થઇ રહ્યા. આવા આવેશમાં મરાઠાની સ્વારી નર્મદા નદી ઉતરીને આગળ ચાલી.

દિલ્હીમાં માહમુદશાહને જ્યારે મરાઠાઓની આવતી ચઢાઇની ખબર પડી ત્યારે તેણે પેહેલી જુક્તી, નિઝામને પોતાના પક્ષમાં લઈ લેવાની રચી. તેણે નિઝામ ઉપર પત્ર લખ્યો કે, આ વેળાએ તારે અમારી કુમકે આવવું. મરાઠાઓનાં આ મોટાં લસ્કર જોડે કેવી રીતે લડવું અને તેમને કેમ હઠાવવા તે માટે દિલ્હીમાં બાદશાહે એક દરબાર ભરી. હુક્કાની ગુરગુરીઓ દરબારમાં ચાલી રહી હતી, અને એકેક પછી એકેક અભિપ્રાય આપતા કે, "એહે, એ મૂર્તિપુજકો શું કરી શકવાના છે." મુરતફાખાન બોલતા, "યહ એ ગદ્દે હિંદુ કુફરોકુ આને દો, દેખો તો સહી, ઉસ્કા કયશા ફુડચા ઉડતા હયે." જ્યારે દાઉદખાં જમાદાર હુક્કાની ચીલમ મોહમાંથી કાઢી ખડખડ હસતા, "યા અલ્લાહ, એ બેવકુફ મૂર્તિપુજકોકુ મેરે પાસ આને તો દો, દેખો, ઊસ્કા દેવ દેવાલયોકા કયેસા નમુના બતાતા હું!" બીજા સરદારમિયાં પોતાની બડાઈ ચલાવી મરાઠાઓનું નિકંદન કાઢવા માંગતા હતા. માહમુદશાહ ગમે તેવો મોજમજાહમાં તલિન થઈ બેઠેલો છતાં આ વેળાએ દિલ્હીમાં ચાલી રહેલી અવ્યવસ્થાને સારી પેઠે જાણી ગયો હતો અને તેથી તેને આ વેળા મરાઠાઓના હાથ ઉપર નીચું જોવું પડશે એવી વકી હતી. છતાં નામુરાદ થઈ તેણે પડતું મુકયું નહીં. બને તેટલા ઉપાયોથી તેણે મરાઠાઓ સામે હાથ મેળવવાની તૈયારી કરવા માંડી. બાજીરાવ અમર્યાદ માંગણી કરી આપણા ઉપર વધી આવે છે એ ઠીક નહીં, માટે મોટું પ્રચંડ સૈન્ય જમા કરીને તેને ભય

દેખાડીશું તો તે વારંવાર ઉપદ્રવ દેશે નહીં એમ મોગલો પોતાના મનમાં ગર્વ લેતા હતા. તેની વિસાત તે શી, મરાઠાઓ તે કીસ ગણતીમાં? એવા એવા ફડાકાઓજ માત્ર મારીને મોહમુદશાહની દરબાર બરખાસ્ત થઈ હતી.

દિલ્હીની દરબારમાં જ્યારે આ પ્રમાણેના ફડાકા ચાલતા હતા તે વેળા આ તરફથી મરાઠા લશ્કર દમબેદમ દિલ્હી તરફ કુચ કરતું જતું હતું. લશ્કરને ઉલટ આપવાને બાજીરાવ અને તેના બીજા સરદારો કશી પાછી પેની કરતા નહતા.

દિલ્હીના સરદારોએ, મરાઠાઓને પોકળ ડોળ દેખાડવાને દિલ્હીની આસપાસ મોટા તંબુ ડેરા રાવટીઓ ઉભી કરી દીધી; અને જેટલું સૈન્ય હતુ તેને બાહેર મેદાનમાં એક જયે એકઠું કરી ફરતુ રાખી દીધું. વજીર ખાનદોરાન અને કમરૂદીનખાન બંને જણ મોટું લશ્કર લઇને, બાજીરાવને ગભરાવાને મથુરાં તરફ ધશી ગયા. તે ખબર મળ્યાથી બાજીરાવ બુંદેલખંડવાળા જગતરાજ, જેની જોડે પોતાને મિત્રાઈ હતી ત્યાં તેની દેખરેખ હેઠળ સર્વ ભંડાર રાખીને આગ્રાની દક્ષિણે ૪૦ મૈલ દૂર આવેલાં જમના નદીના કિનારા ઉપરના એક ખુલ્લા મેદાન તરફ ઉતરી પડ્યો. વચ્ચે આવેલાં બુદાવરના રાજ્યના રાજા ઉપર પોતાની ખંડણી નાખી, જે આપવાની તેણે ના પાડ્યાથી તેના ઉપર હુમલો કરી તેને શરણ કરી, પોતાની ખંડણી વસુલ કરી બાજીરાવ આગળ ચાલ્યો. બાજીરાવના વિશ્વાસુ સરદારો મલ્હારરાવ હોલકર, પીલાજી જાદવ અને વિઠોજી બોળે એઓએ મળીને દોઆબ તરફ મુસલમાનોની ભારી કતલ કરી લુટફાટ કરી ત્રાસ વર્તાવી દીધો. તેટલામાં અયોધ્યા તરફથી મોટાં લશ્કર સાથે ઓચિંતા ચઢી આવી સાદતખાને મરાઠાઓ ઉપર હુમલો કરીને તેમને જમના નદીની પેલીમેર નાશી જવાની ફરજ પાડી. પોતાની આ નાનીસરખી ફતેહનો અતિશયોક્તિ ભરેલો હેવાલ, સાદતખાને દિલ્હી ખાતે લખી મોકલ્યો, અને તેમાં જાણે તેણે કેવોક મોર માર્યો હોય તેમ ઉમેર્યું કે, મલ્હારરાવ હોલકર જખમી થયો છે, વિઠોજી બોલે મરાયો ગયો છે અને મરાઠાઓનાં તમામ લશ્કરને ચંબલની પેલીમેર હાંકી કાઢ્યાં છે; તેમનાં ૨૦૦૦ માણસ માર્યા ગયાં છે અને ૨૦૦૦ને જમનામાં કબરવાસ કર્યાં છે. સાદતખાન આગ્રા ખાતે આવતાં બાજીરાવે જમનાને તીરે

પોતાનું મથક હતું તે છોડીને ઉતર તરફ વિશેષ ખુલી જગામાં મુકામ કીધો હતો.

પણ ત્યાં સાદતખાનની ફતેહનાંજ નગારાં વાગ્યાં. દિલ્લીમાં સમાચારને ખરા મનાયા, આ અતિશયોક્તિ ભરેલા સમાચાર, બાજીરાવના વકીલે તેને જણાવ્યા ત્યારે તે પોકારી ઉઠયો કે, દિલ્લીપતીને સાબિત કરી આપવાનો મેં પણ ઠરાવ કર્યો છે કે હું હજુ હિંદુસ્તાનમાંજ છું, અને મુસલમાનોની ખાતરી કરૂં છું કે મરાઠાઓ કેવા છે તે જોઇ લે. દિલ્લીમાં તો સાદતખાન સાહેબનાં અતિશયોક્તિ ભરેલા સમાચારથી જયઘોષ થઇ રહ્યો હતો. પણ બાજીરાવથી એ અપમાન ખમાયું નહીં. તે પછી મહમુદખાન બંગેશ અને ખાનદોરાં પણ એકત્ર થઇને આગ્રામાં સાદતખાનને જઇને મળ્યા. તેઓએ ત્રણેએ મસલત કરીને, બાજીરાવના પ્રતિનિધિ પુરંધરેને અપમાન કરી હાંકી કાઢયો. બાજીરાવને આ અપમાન બહુ સાલવા લાગ્યું, અને કયારે મુસલમાનોનું નામજ હિંદુસ્તાનમાંથી નાબુદ કરૂં તેમ ચળવળ થવા લાગી. આ ત્રણે મુસલમાન સરદારોનો સંગમ થવાની થોડાક દિવસ અગાઉ બાજીરાવ વાને વેગે દિલ્લી તરફ વધ્યો. લાંબી સીધી વાટ છોડી તેણે આડી પણ ટુકી વાટ જાણી જોઇને લીધી. કમરૂદીનખાન દિલ્લીની દક્ષિણ તરફ સાત આઠ કોશ લશ્કર સાથે પડેલો હતો. તેને મારી ચુરામણ પ્રાંતના ડુંગરોમાં પોતાથી મજબુતી કરીને તે રોજનાં વીસથી પચાસ મૈલની મજલ કરીને લશ્કર સાથે દિલ્લીમાં જઈ પોહોંચ્યો. પોતાના પ્રચંડ સૈન્ય સાથે શેહેર બાહેર તેણે ડેરા તંબુ તાણ્યા. શેહેરમાંથી કેટલાક હાથી તથા ઊંટ બાહેર આવેલાં હતા તેને પકડી લીધાં. તે પછી કેટલાક હિંદુ લોકો દેવ દર્શનાર્થે બાહેર પડયાં હતાં તેમને લુટીને કહ્યું કે, "બાજીરાવ પેશ્વા બાહેર આવી ઉતર્યો છે એવો ખુલાસો જઇને તમારા બાદશાહને કહો."

બાજીરાવે વિચાર કીધો કે શેહેરમાં આગ લગાડી લુટફાટ ચલાવવી, પણ પાછળથી તે ઠરાવ ફેરવીં ગરીબ રૈયતને ત્રાસ આપવાથી હાથ ઉઠાવવાનું યોગ્ય વિચાર્યુ હતું. બાજીરાવે ડેરા સારી પડાવ નાખ્યા છતાં દિલ્લીમાંથી તો કોઇ સસલું સુદ્ધાં નહીં. બીજે દિવસે બાજીરાવે એક પત્ર ખુદ બાદશાહ ઉપર લખ્યો અને બીજો પત્ર રાજા બિહારીમલ ઉપર લખ્યો કે શરણુ આવી

કોલકરાર કરવાની મરજી છે કે, યુદ્ધ કરવાનો વિચાર છે? એ પત્ર બાદશાહી દરબારમાં વંચાયો ને દિલ્હીમાં ભારી ગભરાટ ચાલી રહ્યો. શું કરવું તે સુઝે નહીં. ઘણાક વિચાર પછી બાદશાહે બાજીરાવને ઉત્તર મોકલ્યો કે, તમારા વકીલને અમારી દરબારમાં મોકલી આપેથી અમે સર્વ ખુલાસો કરીશું. બાજીરાવે એકવાર મુસલમાનોનું અપમાન ખમ્યું હતું, એટલે લાંબો વિચાર કરી તેણે પાછો ઉત્તર વાળ્યો કે, જ્યાં સુધી તમે અમારા વકીલના જીવની જામીનગીરી અમને આપો નહીં ત્યાં સુધી અમારો વકીલ તમારે ત્યાં આવી શકશે નહીં. વિશેષમાં બાજીરાવે કહાવ્યું કે, અમારી ફોજ શેહેરની નજદીકમાં પડ્યાથી શેહેરના લોકોને અને શેહેરને વિનાકારણ ઉપદ્રવ થાય છે, તેથી મારો પડાવ જીલતવાલ પાસેનાં મેદાનમાં લઈ જાઉં છું.

આ પત્રનો જુદોજ અર્થ દિલ્હી દરબારે ઉઠાડયો. તેઓ એમ માની બેઠા કે બાજીરાવ આપણાથી બીહે છે તેથી પાછળ હઠે છે. આવો કુતર્ક કરીને દિલ્હીની દરબારે ઘરને આંગણે આવી પડેલી મોટી મરાઠી ફોજ સાથે લડાઇ કરવાની તૈયારી કરી. વજીરનો ભાઇ મુજફ્ફરખાન, મીર હુસેન કોકા, રાજા શિવસિંગ વગેરે ઘણાક સરદાર તથા માનકરી મંડળ આઠ દશ હજાર માણસની ફોજ લઈ નિકળ્યા, ને લડાઇનો ડંકો વગાડયો.

બાજીરાવને જ્યારે પોતાના પત્રનો ઉત્તર યોગ્ય સમયમાં નહીં મળ્યો ત્યારે તેને વિચાર આવ્યો કે જ્યાં છે ત્યાં મોગલો આપણી સાથે પ્રપંચ રચીને લશ્કરની તૈયારી કરતા હોવા જોઇએ. તુરતજ તેણે સંતાજી જાદવને થોડુંક લશ્કર આપી મોગલોની હીલચાલ તપાસવાને મોકલ્યો. સંતાજીને બાહેર આવેલો જોઇ મોગલ લશ્કર તેના ઉપર તુટી પડ્યું, ને તુમુળ યુદ્ધ શરૂ થયું.

સંતાજીએ તુરત બાજીરાવને તે વિષે જણાવ્યું એટલે મલ્હારરાવ હોલકર તથા તેની પાછળ રાણોજી સિંધિયા તત્કાળ લશ્કર સાથે બાહેર આવ્યા અને સામટાં બળથી મોગલ લશ્કર ઉપર તુટી પડ્યા. પહેલાજ સપાટામાં તેઓએ દિલ્હીના લશ્કરનાં જસો માણસોને ઠાર કરી લશ્કરને શેહેરમાં હાંકી કાઢ્યું. આ લડાઇમાં મોગલોના ૨૦૦૦ ઘોડા અને એક હાથી મરાઠાઓના હાથમાં ગયા તે ઉપરાંત મીર હુસેનખાન કોકા સખત જખમી થઇ ધૂળ ચાટતો થયો. રાજા

શિવસિંગ શિવ શિવ બોલતો શિવલોકમાં પોહોંચી ગયો, અને બાહાદુર (!) મુજફ્ફરખાન તો આ હાલહવાલી જોઇને પાછે પગલે નાશી શેહેરમાં ભરાયો. પોતાના સરદારોની આવી હાલહવાલી જોઇને મોગલ લશ્કર રણસંગ્રામમાંથી પીઠ ફેરવી જેમ નશાય તેમ જીવ લઇને નાઠું. મરાઠાઓનાં લશ્કરની ખુહારી જીવ વગરની હતી અને તેમનો માત્ર એકજ સરદાર, ઇંદ્રજીરાવ કદમ, સેહજ જખમી થયો હતો.

આ લડાઇનો અંત ઘણાજ થોડા વખતમાં આવી ગયો. બાજીરાવ પોતાનાં લશ્કરને સ્હેજ આશાયસ આપવાની ધારણા રાખતો હતો, પણ તેટલામાં તો કમરૂદીનખાન મોગલ લશ્કર લઈ સામો આવ્યો. બાજીરાવે તેની સાથે લડાઈ કરી. રાત પડવા માંડી હતી, અને મોગલો વધારે મક્કમ થઇને મોટી સંખ્યામાં આવતા જતા હતા, તે જોઇને બાજીરાવે અજાણી જગાંમાં રાતની વખતે તેની જોડે લડવાનું માંડીવાળી પાછા ફરવા માંડયું, અને રાતમાંને રાતમાં સવાર પડે તે પેહેલાં, તે આઠેક મૈલ જેટલો પાછો હટી ગયો. પણ એ સમયમાં તો ખાનદોરાન તથા સાદતખાન પોતપોતાનાં લશ્કર જોડે કમરૂદીન જોડે મલી ગયા, તે જોઇ બાજીરાવ પાછળ ફરી ગોવાલિયર સુધી, રેવારી અને મંદાવરને માર્ગે, પાછો ફર્યો અને એ બંને શેહેર લુટીને ઉજડ કર્યાં. એ રીતે મોગલો, બીહીને, તેની પાછળ જવાને બદલે, શેહેરની બાહેરજ પડી રહ્યા.

મરાઠાઓ સાથની આ લડાઇનું પરિણામ મોગલોને માટે બહુ ભયંકર આવ્યું હતું. મનમાં તેઓ અમે તેટલા મુસ્તાક હતા, તો પણ અંદરખાનેથી તેઓનાં દીલ ધ્રુજતાં હતાં. વખત જતાં મરાઠા સરખા બળવાન હરિફો સાથે હાથ મેળવવો પડશેજ અને તેનું પરિણામ ઘણું ભયાનક આવશે એમ દિલ્લીના ઘણાક સ્યાણા સરદારોને ખુલું લાગતું હતું, જ્યારે બીજાઓ માત્ર તોપખાંઓની પેઠે ફડાકો મારીને મોજ્યાં કરતા હતા. દિલ્લીની દક્ષિણ દીશામાં આવેલાં મોટાં ખુલ્લાં મેદાનમાં મરાઠાઓની કીર્તિ વધારનારી આ લડાઇ થઇ હતી. લડાઈ પેહેલાં આ મેદાન ઝાડપાનો અને લીલોતરીથી ભરપુર હતું, પણ લડાઇ પછીનો દેખાવ મહા ત્રાસ ઉપજાવનારો થઇ પડયો હતો. લીલાંછમ સરખાં દેખાતાં ઝાડપાનોને બદલે અહીં તહીં થોડીક ખુઠી ઝાડીઓ અને ડાળ પાંદડાં વગરનાં ઝાડો—જાણે વૈશાખ જેઠના

કકડતા તાપથી સુકાઇને સુકાં તાર થઇ ગયાં હોય તેવા દેખાતાં હતાં. લડાઇ પેહેલાં આ મેદાનની આજુબાજુનાં ગામોમાં માણસોની ભરચક વસ્તી હતી, પણ લડાઈ પછી મૈલોને મૈલો સુધી માણસનું નામ નિશાન જણાતું નહતું. કેટલીક ખુલ્લી જગાએ જ્યાં આગળ ઝાડીઓનું કે લીલોતરીનું નામ નહીં હતું, ત્યાં આગળ માણસોની કે ઘોડાઓની લોથોના ટેકરાઓ નજરે પડતા હતા. કોઇને આડા તો કોઇને ઉભા, ગમે તેવી રીતે હથિયારોના જખમો થયા હતા. લોહીની તો ત્યાં નીકો વેહેતી હતી. કોઇ સખત જખમની વેદનાથી મરણની પથારીએ પડેલો, કાનને પણ કહેર લાગે અને વજ્ર સરખી છાતીને પણ પીગળાવી નાખે તેવી ચીચીઆરીઓ પાડતો હતો; કોઇ પાણી પાણી ઝંખતો, તો કોઈ કાકડાઓના અંગપર પડવાથી બૂમો પાડતો હતો. ઘાયલોની માવજતનું તો નામે નહોતું. આવી અવ્યવસ્થાથી હજારો માણસો મરણ પામ્યા ને માંસાહારી પંક્ષીઓ ને ફાડી ખાનારાં જાનવરો જાણે કેટલાએક દિવસનાં ભુખ્યાં હોય ને આ ખોરાક પ્રભુએ તેમને માટે ત્યાં પેદા કરી આપ્યો હોય તેમ પડેલી લાસો ઉપર જ્યાં ફાવે ત્યાં ખુશાલ પોતાનો ભક્ષ ચલાવતાં હતાં. જગ્યાનો દેખાવ બહુ કદરૂપો અને વિકાળ લાગતો હતો. નાની ઝાડીઓમાં, કોહોળાં કે વરૂઓ તીક્ષ્ણ આંખથી, ભક્ષ કરવાની જાણે રાહ જોતાં હોય તેમ નજરે પડતાં હતાં; અને કેટલાંક તો વધુ હીમત પકડીને ચોતરફ નજર ફેરવતાં નીકળી આવી પોતાના શિકારની તપાસ કરી જાણે પાછાં ભરાઇ જતાં હતાં. સૂર્યનો પ્રકાશ ચાલુ હતો, ત્યાં સુધી તો જાણે કોઇ છુપા શત્રુથી સર્વ બીહતાં હોયની તેમ આવો ગામસો ચાલુ રહ્યો, પણ રાત પડતાં આ શિકારો ઉપર મોટી મીજબાની થશે એવી ઇચ્છાથી સર્વ ઝાડીઓમાં આતુર થઇ ઉભા હતાં તે તુટી પડ્યાં. સહવાર પડતાં મોગલો મરાઠાઓની લડાઇથી પરવારીને આ લાસોને ઠેકાણે પાડવાનાં કામમાં પડ્યા હતા. જેમ જેને ફાવે અને જેમ તક મળે તેમ ખાડાઓ ખોદતા અને લાસોને ઘસડીને કે ઉચકીને લઇ જઇ તેમાં હોમાવી દઇ મટોડું વાળી દેતા એટલે પોતાની ફરજ પુરી થઇ ગયલી માનતા. કેટલાક દિવસો સુધી માગલાએ આ કામ બજાવ્યું. એક તરફથી જ્યારે આ શોકમય કામ ચાલતું હતું, ત્યારે બીજી તરફ મરાઠાઓ દિલ્લી તરફથી પાછા ફરી દક્ષિણમાં જતા હતા.

# પ્રકરણ ૧૬ મું.

## પુણાનો ઠઠારો.

દિલ્લી તરફથી પાછા ફરતાં બાજીરાવની ઇચ્છા જમના પસાર કરીને, ચોમાસું આવતાં પેહેલાં દોઆબ તરફના મુલકમાં લુટફાટ કરવાની હતી, પણ માલવામાં મેહેસુલ એકઠી કરતાં કદાચ નિઝામ-ઉલ-મુલ્ક આડો આવશે એમ માની તેણે નિઝામની હીલચાલ ઉપર બારીક દેખરેખ રાખવાને પોતાના ભાઇ ચીમનાજીને તાકીદ કરી. જો નિઝામ, નર્મદા પસાર કરી જવાની હીલચાલ કરે તો તાત્કાળ તેના ઉપર તુટી પડી તેના પગે બેડી ઠોકવી એવી આજ્ઞા તેણે તેને આપી હતી. જમના નદી પસાર કરી જવાની તક બાજીરાવને મળી નહીં, અને વળી દક્ષિણમાં તેની હાજરીની જરૂર પડયાથી માલવાની હાકમી અને ૧૩ લાખ રૂપિઆ રોકડા મળવાનું વચન મલ્યાથી, પોતાના વકીલને ફરીથી ખાનદોરાં ઉપર મોકલી, બાજીરાવ જલદીથી સતારા ગયો, અને રાજાને વિજય વાર્તા જણાવી પુણે જઇ રહ્યો.

પુણામાં હળવે હળવે વસ્તી વધતી ચાલી. સરકારના આશ્રયથી વ્યાપાર વણજને ઉતેજન મળવા લાગ્યું. નવી મોટ મોટી ઇમારતો તૈયાર થઇ. મૂળા નદીને કાંઠે મોટો કોટ હતો તે પાડી નાખી તે જગા પુરંધર તથા ચિટણીસને બક્ષીસ આપી; જેઓએ ત્યાં આગળ પોતપોતાના વાડાઓ બાંધી લીધા. પુણામાં પાણીની પુષ્કળ તંગાસ પડતી હતી તે દુર કરવાને બાજીરાવે પુણાની દક્ષિણે ત્રણ કોશ ઉપર કાત્રજના ઘાટ આગળ એક તળાવ બાંધી નહેરવડે પાણીનું સુખ કર્યું. તે પછી પેશવાને રહેવાને માટે એક મોટો વાડો મૂળા નદીના કાંઠા ઉપર બાંધવામાં આવ્યો. તે વાડામાં એકંદર પાંચ વિંધાં સમચોરસ જમીન રોકી અને તેની લગોલગ ચાર હાથ જાડાઇનો એક તટ બાંધી લીધો છે, જે અદ્યાપિપર્યંત કાયમ છે. તેને નવ બુરજ અને પાંચ દરવાજા છે: પેહેલો દિલ્હી દરવાજો, બીજો ગણેશ દરવાજો, ત્રીજો મસ્તાની દરવાજો, ચોથો જાંબુલ દરવાજો અને પાંચમો વિજાપુર દરવાજો. સર્વથી દિલ્હી દરવાજો મોટો હતો. તેના ઉપર પેશવાના ચોઘડિયાં વાગતાં હતાં. વાડાને મજબુત અને નકશીદાર ચોક, દિવાનખાનું તથા પુષ્કળ ઓરડાઓ

કીધા હતા, અને તે સર્વને જૂદાં જૂદાં નામો આપ્યાં હતાં. જાંબુલ દરવાજા પાસે એક વિસ્તીર્ણ ગણુપતીનો વિલાશ મેહેલ કીધો હતો; જેની બાંધણી બહુ ઉત્તમ હતી. હાંડી ઝુમર વગેરે ઉત્તમ શણગારથી તે મહેલ શણગાર્યો હતો, જેને જોતાં નજર ઠરી જતી હતી. બીજા મેહેલનું નામ હસ્તીદંતી હતુ, જેમાં ઊંચા પ્રકારનું હાથીદાંતનું નકશીકામ કરેલું હતુ. ત્રીજા મેહેલનું નામ અયના મેહેલ હતું; તે નીચેથી તથા સર્વ બાજુથી આરશાની પેઠે જણાતો. તેની અંદર જઇ દરવાજો બંધ કીધો તો પાછા બાહેર નિકળવાનો માર્ગજ દીસે નહી, એવો તેમાં ચમત્કાર હતો. બાજીરાવની પટ્ટરાણી કાશીબાઇ આ દીવાનખાનામાં રહેતી હતી. વાડાની વચમાં એક મોટો ફુવારો ઉભો કર્યો હતો, જેમાંથી અહોરાત્ર દીલને આરામ મળે તેવી રીતે પાણી ઉડતું હતુ. એજ વાડામાં સાત માળની એક હવેલી કરેલી હતી; જેના ઉપરથી ૭ કોશ ઉપર આવેલું અલંદીના દેવાલયનું શિખર દીસતું હતું. એ શિવાય કોઠી, જામદારખાનું, જવાહીરખાનું, ફરાસખાનું વગેરે સર્વ પ્રકારની સોઇ કરી હતી. આ વાડાને "સનવાર વાડા" એવું નામ આપવામાં આવ્યું; જે હજુ સુધી પ્રસિદ્ધ છે. વાડાની સાગે એક "ચમનબાગ" બનાવ્યો હતો; જેમાં અનેક જાતનાં ફુલ, ફળ પશુપક્ષી ઇત્યાદિ હતાં.

પક્ષીઓને ચારોપાણી આપવા માટે ગામ બાહેર નદીને કાંઠે બાજીરાવે એક મોટું કબુતરખાનું બંધાવ્યું હતું; જ્યાં આગળ બ્રાહ્મણોને વાર્ષિક દક્ષણા આપવાનું કામ પણ ચાલતું હતું.

બાજીરાવના ભાઇ ચીમનાજી અપ્પાએ પુણામાં નદીને કાંઠે ઓંકારેશ્વરનું સુંદર શિવાલય બંધાવ્યું, તેમાં ઠેકઠેકાણે કમાનો કરીને ઘુમટ કીધા હતા. તેને બે દરવાજા અને સુવર્ણના નવ કળશ હતા. વચ્ચેનો કળશ સર્વથી ઉંચો ગણાતો, જે દૂરથી ડુંગરનાં શિખર સરખો જણાતો હતો. દેવળની બાહેર નદીના કીનારા સુધી ઘાટ બંધાવ્યો હતો, જેની એક બાજુએ મોટો બગીચો બનાવ્યો હતો. બાજીરાવની નાની બેન ભીઉતાઇએ પુણામાં અમૃતેશ્વરનું સુંદર દેવાલય બંધાવ્યું હતું, જે કદમાં નાનું પણ બાંધણીમાં બહુજ ઉત્તમ ગણાય છે.

નગરની શોભા અમરલોકના નગરથી ચડતી હતી. ગગનને સ્પર્શ કરતા દેવાળયો ઝુકી રહ્યા હતા, સુવર્ણના કળશોથી મધ્યા-

ન્હેકાળે નગર ઝગમગી રહેતું હતું, મ્હોટા બજારો ને બ્યાપાર વર્ણજથી નગરી, અલબેલી લાગતી હતી; ઉત્સવોના ઠાઠથી નગરમાં નિત્યનું કુતૂહલ હતું, ઘરો ને પ્રાસાદો, દેવ, દાનવ, યક્ષ, ગાંધર્વ, કિન્નર અને વિદ્યાધરોના ચિત્રથી ભરેલા-ચિત્રશાળાસમ શોભતાં હતા. દેવમંદિરોપર ઝગમગતા સુવર્ણના નિર્મળ કલશોથી શિખરો દિપતાં હતાં. એ પૂણ્યભૂમિ દેવરાજની નગરી જેવી જણાતી હતી; તેનાપર ઉડતી સફેત ધ્વજાઓ ફરહરતી; તે જાણે પ્રજાના નિર્મળ હૃદયનો ભાવ દર્શાવતી હોય તેવી જણાતી હતી. સુંદર બાંધણીના કુવાપર અલબેલી ને છબીલી નારીઓ જલ ભરવાને જતી તે વેળાનો દેખાવ અનુપમ થઈ રહેતો હતો, ને આ કુવાઓમાંથી રેંટમાળાવડે બગિચાઓમાં પાણી સિંચાતું તેથી લીલો ગલિચો બિછાવ્યો હોય તેવી નગરની સીમા દેખાતી હતી. ઘેર ઘેર થતી દેવ પૂજાથી, વેદાધ્યયનથી, પૂણ્યભૂમિના પાપો નાસભાગ કરતાં જણાતાં હતાં. મૃદંગ, સિતાર, બિન, પખવાજના સુસ્વરો સાથે ધર્મ શાસ્ત્રના વાદો ને ગાનો ચાલુજ હતાં, ત્યાં નાસ્તિકવાદનું નામ પણ સંભળાતું નહોતું. સર્વ મનુષ્યો શૂરવીર હતા, દયાનો વાસો જ્યાં ત્યાં હતો, કરૂણા સર્વના હૃદયમાં રમણ કરતી હતી, વીરતા શત્રુ સંહારમાં હતી, લોભ શત્રુ સ્ત્રીઓના મુખમ્લાન કરવામાં હતો, ક્ષોભ તો સાંભળવામાં આવતો નહોતો, વીરત્વ દર્શાવી મદમાં છકતા હતા, અને અહંકારથી પોતાનું કાર્ય ભુલતો એ નગરમાં કોઇ જણાતો નહોતો.

સંધ્યાટાણે નગરના સ્ત્રી પુરૂષો વાટે ને ઘાટે, દેવમંદિરે ને શાસ્ત્ર જ્ઞાન સુણવાને જતાં હતાં. સર્વ પ્રજા પોતપોતાનો ધર્મ ઇચ્છા મૂજબ પાલતી હતી, પણ શંકરનું સેવન પ્રમુખ હતું. સંધ્યાટાણે દેવળોમાંથી ઘનનનન કરતો ઘંટા નાદ થતો તે ગાઉના ગાઉ સુધી સંભળાતો, અને ચોઘડીઆના ઘોષથી કોલાહલ થઇ રહેતો હતો. સુભાષિત વાણીથી સર્વ વ્યવહાર ચાલતો હતો, અપરાધિયો નગરમાં વસતાં હતાં, પણ અપરાધ કરવાથી ડરતાં હતાં, વ્યસનિઓનો ટોટો નહોતો, પણ છડેચોક વ્યસન થતું ન હોતું, પર સ્ત્રીગામીઓને માટે ત્રાસદાયક સાશન હતું, પરપુરૂષોને ફસાવતી વેશ્યાઓ ડરતી હતી, અને જ્યારે માર્ગમાં ચાલતી ત્યારે પોતાના નેત્રકટાક્ષને અંકુશમાં રાખતી હતી.

નગરમાં અહર્નિશ ઉદ્યોગ મચી રહેતો. વ્યાપારી બજારોમાં દેશદેશાવરથી અનેક પ્રકારનો માલ આવતો તેનો ક્રયવિક્રય થતો, અને પ્રમાણિકપણાની ફરિયાદ કરવાનું કારણ સંભળાતું નહિ. ન્યાયાધિકારીઓ એવા હતા કે ગમે તેવી કપટ ભરેલી વાર્તા ક્ષણમાં પકડી કાઢતા હતા. દેણલેણમાં વાંધો પડતા, ઘણે ઓછે ખરચે ન્યાય થતો હતો. બાજીરાવની કચેરી ભરાતી ત્યારે ત્યાં રાજકાર્ય સાથે ધર્મકાર્ય પણ ચર્ચાતું હતું.

રાત્રિ પડતાં, નગરીના ઊંચા મહેલોમાંથી આનંદમય લલિત લલનાઓના મધુરા કંઠમાંથી અતિમધુર ગીતગાન સાંભળવામાં આવતું હતું. પ્રવિણ કળાવંતણિયાનો ત્યાં જમાવ પુષ્કળ હતો, અને તેઓ ૭ રાગ ને છત્રિસ રાગણીઓમાં નિપુણ હતી. ચિત્રકારોની માંગણી સ્થળે સ્થળે થતી હતી. પ્રજા, કારિગરોની પોષિંદા હતી, અને તેઓનો નિર્વાહ સુખરૂપ થતો હતો. નગરીમાં દંપતિ જોડલાઓ જ્યારે કામવશ સુતા હોય, ત્યારે ચંદ્ર પણ પોતાની શિતળતાથી તેઓને તપ્ત કરવાને અસમર્થ હતો.

પેશવાઇના પ્રારંભ કાળમાં પ્રજા આનંદે કલ્લોલ કરતી, કરો ઘણા ઓછા, નિર્મળ ને ખરચ વગરનો ન્યાય, જનઉત્સાહ એક સરખો, જનજન ઉત્સાહી ને વીરત્વ દર્શાવનારો, ઉદ્યોગ ભભકતો અને પ્રજા ધર્મ સેવનમાં સદોદિત ઉમંગી હતી. આવા સુંદર—મનહર કાળમાં બાજીરાવે પુણાની શોભામાં વૃદ્ધિ કરવા માંડી હતી.

---

## પ્રકરણ ૧૭ મું.

### યમુના હરણ.

અપ્રિલ મહિનાના કકડતા તાપની એક મધ્યાનકાળના ભરતખંડના પશ્ચિમ સીમાડા ભણીના એક વિશાળ અને ભયંકર મેદાનમાં, આમતેમ ટોકીઆં કરતી પાંદડાં વગરની સુકી તટ સરખી ઝાડીઓ અને ઝાંખરાંઓ ઉપર, સૂર્યનારાયણ આખા દિવસથી પોતાનું બળ અજમાવી રહ્યો હતો, આખો દિવસ તે બાપડાંઓને સુકવી સુકવી જાણે હવે થાક ચડયો હોય તેમ તેજ કમી કરતો આકાશના ઘેરાવા ઉપર ધીમેસથી પશ્ચિમ બાણી ઉતરવા માંડતો હતો. ઝાડીઓ અને ઝાંખરાંઓ, કેશવપન કરેલી રાંડીરાંડ

ડોશીડગરીના જેવો અવતાર ધારણ કરી; સુકા પતજડીના પવનથી ખડખડ હાલતાં હતાં. નજર પોહોંચી ન શકે એવાં આ વિશાળ મેદાનમાં મૈલો ને મૈલો સુધી મનુષ્ય માત્રનું નામ પણ જણાતું નહતું. મોટાં ઝાડો લડાઈ લડી લડીને થાકી ન ગયાં હોય તેમ ડોકાં નમાવી નીચાં ઝઝુમી ગયાં હતાં, કોઇ કોઈ ઉપર વૃક્ષો તરવારના ઝપાટા પડયા હોય તેવો દેખાવ દેખાતો હતો, કોઇ કોઇ મોટાં થડો ગોળીઓથી વિંધાઇ ગયાં હોય અને તેમના જખ્મમાંથી રક્ત કે ચિકણી રસી વેહતી હોય તેવો કમકમાટ ભરેલો દેખાવ દ્રષ્ટિગોચર થતો હતો. આકાશ ભણી નજર કરતાં મસ મોટાં ગીધો ને પક્ષીઓ, શીકાર ઉપર ચાંચો લંબાવવાને જાણે કાગારોળ કરી રહ્યાં હતાં. ઝાડીઓ ને નાળાંઓમાંથી, વિકાળ વરૂઓ ને કોતરોમાંથી ફાડી ખાનારાં વનચરો, ચકચકિત તીણી નજર ફેંકી રહ્યાં હતાં. સૂર્યનારાયણ તો, આ સર્વ ઉપર ભિન્નભાવ વગર પોતાનું બળ અજમાવ્યો જતો હતો. તે પોતાનું આખાં દિવસનું કામ બજાવી બાકીનું આવતી કાલે બજાવવાની ખાતરી સાથે ચાલ્યો જતો હતો. મરાઠાઓ અને મોગલો વચ્ચે નાશકારક લડાઈ પછીના આવા દેખાવ મેદાનમાં જ્યાં ત્યાં નજર પડતા હતા. મનુષ્ય માત્ર ત્યાં આગળ દેખાતું નહતું; તે છતાં આ ભયાનક વેરાનમાં બે જીવડાઓ કાંઇક ટળવળાટ કરતા હતા. તેમાંનો એક વિશાળ છાતીનો, લઠપઠ દેખાવનો મરાઠો યોધ્ધો હતો. તેની કાળી આંખો ભમરોમાં તગતગી રહી હતી. આ મરાઠાએ મોગલો સાથની લડાઇમાં કીર્તિ સંપાદન કરવાના અતિ ઉમંગથી વીરત્વ દર્શાવી, માતાનું દુધ હલાલ કીધું હતું; આ સમયે તે ગળાંમાંથી ગણગણતો અવાજ કાઢતો. મોત અને જીવન વચ્ચેની લડાઇ લડતો આ મેદાનના એક ખુણામાં, મસ્ત હાથી પેઠે, પડયો હતો. પોતાનું કામ તેણે મર્દાનગી ભરેલી રીતે બજાવ્યું હતું અને તેજ સંતોષ સાથે મેદાનમાં ખેતમા પડયો હોય તેવો તેનો દેખાવ જણાતો હતો. થોડાજ વખત પેહેલાં તો પોતાના બાહુબળના જોરથી તેણે કાંઇક પરદેશી મ્લેચ્છોને મરણુશરણ પોહોંચાડી દીધા હતા; પણ ન ધારેલી એક ગોળીથી તે હમણાં વિંધાઇ શબવત્ ભોંયે પડયો હતો. પડયો પડયો પણ તે થાય તેટલું કરવાને ચુકે તેવો ન હતો. પણ અફસોસ! દુસ્મન ઉપર ધા કરવા જતાં, એક રજપુત સરદારના તીરનો કારી જખમ

તેને લાગી ગયાથી તે બીલકુલ બેભાન થઇ પૃથ્વીપર પડયો. તેનીજ બાજુમાં તીરથી વિંધાયલો તેનો ઘોડો પણ એકવાર જીવિતની આશામાં સાં ફુંફારા મારતો પડયો હતો. તે સરદારે પોતાની પોહોલી મોટી ઢાલની મદદથી એક સુંદરીને તેણે બચાવી હતી. ફતેહની ધૂનમાં આવેલા તેના ઘણાક ભાઇબંધોની નજરે આ દેખાવ પડયા છતાં તેઓ, પરદેશીઓનો બને તેટલો સંહાર કરવાનાં આનંદ લોભથી તેની દરકાર કર્યા વગર ત્યાંથી પસાર થઈ ગયા હતા.

તે મરાઠા સરદારની બાજુમાં એક સુંદરી, અજાયબ સરખા દેખાવે ગુંઠણમંડિએ પડી બેઠી હતી, અને ફોકટમાંજ પોતાની નજદીકમાં મરણ પથારીમાં પોઢેલા યોદ્ધાને ઉઠાડવાનો પ્રયત્ન કરતી હતી. તેના મોઢામાં પાણી રેડવામાં આવ્યું, જે ઉતારવાની તેનામાં શક્તિજ નહતી, પણ તે ન સંભળાય કે ન સમજણ પડે તેવા શબ્દો બોલતો સંભળાતો, અને બહુ મેહેનતથી ડચકાં ખાતો હતો. થયલા જખમોમાંથી રકત અને રસી વેહતી હતી. સૂર્ય જેમ જેમ ક્ષિતિજમાં સંતાવાની ઉતાવળ કરવા લાગ્યો તેમ તેમ આ મરાઠો સરદાર પણ છેલાં સ્થાને જઈ પોહોચવાની અણી ઉપર આવ્યો હતો. આવી સ્થિતિમાં એકવાર તેના મુખ ઉપર હાસ્ય પ્રગટી નિકળ્યું, અને તે હાસ્ય ભરેલા વદનેજ તેણે પોતાનો છેલ્લો પ્રાણ, પોતાના કર્તાને સ્વાધિન કીધો.

'પિતા પિતા !' મહા અફસોસકારક ઉદગારોથી પેલી સુંદરીએ કલ્પાંત કરવા માંડયું:—"પિતા ! મુજ રાંકડીનો એક છેલ્લો શબ્દ તો સાંભળી લો !" શું તે બાપડો કાંઇ સાંભળે તેમ હતું ? નહીંજ; પાણી ભરાઇ ગયાં અને સૂર્યના આથમવાની જોડાજોડ તે આ સુંદર બાળાને પોતાનું ગમે તે ફાડી લેવાને, ભર જંગલમાં, ફાડી ખાનારા વનચરોના વાસ વચ્ચે એકલી મુકીને ચાલ્યો ગયો.

મરાઠાઓએ જ્યારે દિલ્લી સામે લશ્કર લેઈ કર્યું ત્યારે તેમની ધ્વજા હેઠળ કાંઇક હજારો લડવૈઆઓ પુર ઉમંગથી ભેગા થયા હતા. દિલ્લી લેવું, દિલ્લીમાં રાજ કરવું એવો એકેએક લડવૈયાના દીલમાં અગ્નિ પ્રદિપ્ત થયો હતો. જે સુંદરી આ જંગલમાં આ પ્રમાણે એકલી પડેલી આપણે જોઇએ છીએ તે, તેવીજ રાજભક્તિથી ઉશ્કેરાયલા એક મરાઠા સરદારની પુત્રી હતી; અને પોતાના દીલમાં, તેજ રાજલોભનો અગ્નિ પ્રગટ થવાથી, લડાઇ જોવા

હીંગામમાં પુરૂષવેશે પોતાના પિતા જોડે રણમાં આવી હતી. ખીણો અને પાહાડો, જંગલો અને ઝાડીઓમાંથી તેણી પોતાના લડવૈયા પિતાની જોડાજોડ સ્વારી કરતી, નાની ઝપાઝપીમાં ભાગ લેતી, છેલ્લી મોટી લડાઇમાં આવી ચઢી હતી. જંગલમાં જ્યારે લડાઇનું કામ બંધ પડતું અને લશ્કરીઓ પોતાના ખાવાપીવાનું કરતા ત્યારે આ સુંદર બાળા પુર ઉમંગથી પુરૂષવેશેજ પોતાના પિતાની રસોઇ કરતી હતી. શુરવીરોને ગમે તેવા કમકમાટ ભરેલા દેખાવો પણ અસર કરી શકતા નથી. પોતાના સમક્ષ પોતાના પિતાની, તેમજ આજુબાજુ બીજી ઘણીક લોથોના ઢગલેઢગલા પડેલા છતાં તેનાથી તે લગારે ડરતી ન હતી. પણ તેણીના અંતરમાં જે વીરત્વ પ્રગટ્યું હતું તેને લીધે તેણી અધિરાઇ બતાવતી કે મારા જાતભાઇઓ જીત્યા હશે કે હાર્યા હશે? દિલ્લીના તેઓ ધણી થયા હશે કે દીલની આશ દીલમાં રાખીનેજ ચાલ્યા ગયા હશે? એવા અનેક તરંગો તેણીના મનમાં આવ્યા કરતા હતા.

આ રમણીનું વય માત્ર વીશ વર્ષનું હતું. તેની કાંતિ અનુપમ હતી, યૌવન અવસ્થા હજી ખીલતી હતી, શૂરવીરની પુત્રી કહેવડાવવાનો કોડ હતો, અને તેથીજ, પોતાના પિતાનાં પરાક્રમો જોવાને તે રણમાં આવી હતી. આ યુદ્ધમાં તેના પિતાએ શત્રુઓનો સંહાર કરવામાં, પોતાના બળનો ઉપયોગ કરવામાં કશી કચાસ રાખી નહોતી. શત્રુઓના શિર તે સટોસટ ઉરાડતો તે જોઇને હરખાતી અને "રંગ છે, ધન્ય છે!" એમ મોટે સાદે બોલી, આનંદ પામતી હતી. પિતાનો વિજય જોય છે, તેની સમશેરની લઘુ સાધવી નિહાળે છે, શત્રુઓના શિરો પટોપટ પડે છે, તેવામાં તેણે પોતાના પિતાને પડતો જોયો, અને દૂરની ઊંચી ટેકરીપરથી દોડતી આવી પિતાની આસનાવાસના કરવા માંડી. પણ વાંચનારે જોયું તેમ, યુદ્ધ સંપૂર્ણ થતાં, તેના પિતાનું આયુષ્ય પણ સંપૂર્ણ થયું.

હમણા રાત જલદીથી પડવા માંડી હતી, એટલે તેણીએ જે કામ કરવાનું હતું તે, ફાડીખાનારાં વનચરો વગેરેથી પિતાના શબને બચાવવાનું હતું. પોતાની ઢાલ તેના દીલ ઉપર નાખી, તરવાર કાઢી તેની બાજુએ બેઠી છે ને તેના નેત્રમાંથી શ્રાવણ ને ભાદરવો વહે છે. તે એમજ સમજે છે કે આ વેરાન જંગલમાં

તેના સિવાય બીજું કોઇ મનુષ્ય છેજ નહીં. આ પ્રમાણેનો વિચાર તે કરતી હતી તેટલાંમાં, લઠ્ઠપઠ સરખા ચાર પુરૂષો અને તેવીજ બે સ્ત્રીઓ, હથિયારબંધ તેની સામે આવી ઉભાં. આવતાં વાર તેઓએ તે સુંદરીને હિંદુ પોષાકમાં જોઇ મુસ્કા બાંધવા માંડયા. પોતે એકલી છતાં તેણી જો વખત મળ્યો હોત તો આ છમાંના એકાદ બેને સ્વધામ મોકલ્યા વગર રહેત નહી, પણ દૈવયોગે તેણીને હથિયાર હાથમાં પકડવાનો વખતજ મળ્યો નહીઃ એક જણે તેને મજબુત પકડી, બીજાએ બાંધવા માંડી. તે બાપડી આ વખતે પિતા, પિતા એટલાજ શબ્દો ત્યાં બોલી શકી. તેણીના દુઃખનો પાર રહ્યો નહી. તે રમણીને બાંધી છએ જણ વિચાર કરવા બેઠાં. અત્યાર સુધીમાં તે પુરૂષવેશમાં હોવાથી તેઓ તેને જુવાન છોકરો સમજતા હોવાથી, તેનું શું કરવું તે બાબતમાં તેઓ વચ્ચે વાતચિત થઈ. એક કહે કે, "એ કાફર હિંદુઓએ આપણને રંજાડવામાં કશી કચાસ રાખી નથી તો તેના વેરમાં એને અહીંજ ઠાર કરવો;" બીજો તેને બાંધેલો ને બાંધેલો જંગલમાં છોડી દેવાની ભલામણ કરતો, ત્યારે ત્રીજો તેને લુટવામાં સંતોષ માનતો. આ પ્રમાણે છએ સ્ત્રી પુરૂષ વચ્ચે અનેક તરંગો ચાલ્યા. યમુનાબાઇ, જે તે મરાઠા સ્ત્રીનું નામ હતું તેને મોગલોની ભાષાનું જ્ઞાન તો ન હતું, તોપણ સહેજસાજ તે તેઓનાં આવભાવથી સમજી શકતી અને પોતાનું રક્ષણ કરવાને, કે શિયળ સંભાળવાને ત્યાં કોઇ હાજર ન હતું એટલે તેણી ભરમમાં ને ભરમમાંજ મરવું વધારે પસંદ કરતી હતી. છએ જણ ઠરાવ ઉપર આવ્યાં કે તેણીને યમરાજને સ્વાધિન કરવી. એ ઠરાવ પ્રમાણે એક જણે કેડેથી જંબીઓ કાઢી તેને છેલ્લી પ્રાર્થના કરી લેવાની તક આપી. તે કરપીણ અને નિર્દય હૃદયનો મોગલ જેવો તેને જંબીઓ મારવા જાય છે કે, અજાયબીથી ચોંક્યો અને હાથ ખેંચ્યો.

"મહાશા અલ્લા!" આ તો મરદ નહી પણ ઓરત છે; અને હું એને મારીશ નહી, આવો જુઓ, બીરાદરો."

"હેં હેં, શું બોલ્યો?" કરતા સર્વ અજાયબી વચ્ચે નજદીક આવી યમુનાને જોવા લાગ્યા. તેમની ખાતરી થઇ કે આ પુરૂષ નહી પણ સ્ત્રી છે એટલે, તેણીને મારવાથી હાથ ઉઠાવી તેઓએ તેની જોડે વાતચીત કરવા માંડી.

"અયે ઓરત! બોલ જલદી, તું કોણ છે? અને શા કારણથી અહીં આવી છે?

ગમે તેટલો બોલાવવાનો યત્ન તેઓએ કર્યો પણ મુર્છા ખાઈ દુઃખસાગરમાં પડેલી તે મરાઠણ, "પિતા, પિતા!" સીવાય બીજા કશા બોલો બોલી શકી નહીં.

"કમબખ્ત છોકરી, પિતા, પિતા શું કરી રહી છે; તે તો મરી ગયો છે, હવે એ કયાંથી તને ઉત્તર આપશે અને કયાંથી તારી વ્હારે આવશે? અલ્લાહને યાદ કર કે એ કાફરની જોડે તારા સરખી કોમલાંગી પણ આજ રાત્રે ભુખ્યાં વનચરોનો ભક્ષ થઈ પડતા બચી! તે કરીમે કારસાજેજ અમને તારી મદદે મોકલ્યા છે. અમે તારી બરદાસ્ત લઇશું."

"બાઇ!" તે મરાઠણ લગાર હીમત આણી પણ ધ્રુજતે સાદે પોતાની જોડે વાત કરતી મોગલાણી જોડે બોલી; "પણ તમે કોણ છો તે મને જણાવશો?"

"અમે પણ તારા જેવા માણસો છીએ; તમો દેવદેહરાં અને પથ્થરને પુજો છો ત્યારે અમે એક અલ્લાહને અને તેના મોકલેલા પેગમ્બરને માનીએ છીએ."

તે મરાઠણ શો ઉત્તર આપે? તે ઉત્તર વાળે તે પેહેલાં તે છએ સ્ત્રી પુરૂષો તેણીને શેહેનશાહના જનાનાને માટે લાયક માનીને, તેણીના બદલામાં હજારોની કીમત આંકવા લાગ્યાં.

યમુનાની જોડમાંજ સહેજ છેટે તેણીનું માનીતું સ્વારીનું ટટ્ટુ "મોતી" આ બનાવ જોઇ જાણે શોકથી આંસુનો વરસાદ વરસાવતું હોય તેમ ધડ નિચું નાખી ઉભું હતુ. વારંવાર તે પોતાના માનીતા સ્વારનાં ખભાં ઉપર લાડથી કહો કે દીલાસો આપવાના હેતુથી કહો, પોતાનું ડોકું નાખી દેતું હતુ.

યમુનાબાઇને, પરદેશી પરોણાઓએ છોડી ખરી, પણ તેને વિશ્વાસ નહતો કે તે સ્વતંત્ર થઇ. નિરાધાર, ગભરાયલી, અને ધ્રુસકે ધ્રુસકે રડતી સ્થિતિમાં તેનાં માનીતાં ટટ્ટુ ઉપર બેસાડી મોગલો તેમને જંગલમાંથી લઈ ચાલ્યાં ખરાં, પણ પોતાના મરણ પામેલા પિતાનો ચેહેરો તેના દીલમાંથી ભુલાયો નહતો અને વારંવાર તેનું સ્મરણ થતાં તે ચોધાર આંસુથી રડતી હતી. તેઓના હાથનું ખાવાનું કે પીવાનું તેણી લેતી નહતી, પણ કાચું અનાજ લઇ

પોતાના હાથે રાંધી ખાતી, કે પોતાના હાથે કુવામાંથી પાણી કાઢી પીતી. તેમને તેટલો તેમનો સંસર્ગ ઓછો કરતી, તો જો કે તે પોતાના મનમાં સારી પેઠે સમજતી હતી કે આટલી છુટ તેને કાયમ મળનારી નથી. રસ્તે જતાં, આ મ્લેચ્છો તેને શેહેનશાહને વેચીને તેના બદલામાં મનમાનતું દ્રવ્ય મેળવવાના લોભની અનેક વાતો કરતા હતા, જે સાંભળીને કમનસીબ અબળા પોતાના નસિબને શાપિત કરતી હતી. આવી અનેક વિટંબણાઓ વચ્ચે આ નાનકડો રસાલો દિલી તરફ કુચ કરતો ચાલ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### નવું તોફાન.

મરાઠાઓ હજુ તો પોતાના સળવળતા હાથને શાંત પાડી બેઠા નથી; હજુ તો તેમનાં હથિયારો ઉપર પડેલા રક્તના ડાઘો સુકાયા નથી, હજુ તો તેઓ રણસ્થંભ રોપી પરવાર્યા નથી; હજી તો પોતાના વતનમાં જઇ પોતાના કુટુંબને મળ્યા ભેટ્યા નથી; પરદેશી મ્લેચ્છો ઉપર ચલાવેલાં શસ્ત્રોની બુઠ્ઠી થઇ ગયલી ધાર પાછી કાઢવાનો વિચાર વટીક કર્યો નથી; તેટલામાં તેમને માટે નવું તોફાન ઉભું થયું. તેમને પોતાના વતનમાં આવ્યા પછીજ માલમ પડ્યું કે મોગલ લશ્કરનો મહાસંહાર વાળનાર એક શુરા સરદારની પુત્રી, અવ્યવસ્થાનો ભોગ થઇ પડીને દિલીના શેહેનશાહના જનાનામાં સામેલ થઇ છે. કોઇ સાધારણ સ્થિતિની તે બાળા હોત તો કદાચ આખાડા પણ કરવામાં આવત, પણ જે માન અને મોભો, જે શુરાતન અને સ્વદેશ પ્રેમ તે બાળાનો મરનાર પિતા તથા તેનું જોઇને તેની પુત્રી ધરાવતાં હતાં તે તરફ ધ્યાન પોહોંચાડતાં, આ વૃત્તાંત સાંભળી તેમના લોહી ઉકળી આવ્યા. ગમે તે ભોગે પણ તેને મ્લેચ્છોના હાથમાંથી છોડાવવી એ તેમનો ધર્મ હતો, અને તે ધર્મ જેમ બને તેમ જલદીથી બજાવવો જોઇએ એમ તેઓ સમજતા હતા. રેખીની નાની સરખી ભવિષ્યની લડાઇના રણશિંગા ફુંકવા માંડયા

મોગલો, મરાઠાઓના હાથનો માર ખાઇ ખાઇને હજુ પુરા સ્થિર પડયા ન હતા તોપણ તેઓ પોતાના સ્વભાવ પ્રમાણે સર્વ ભુલી ગયા હતા. માહા મહેનતે મરાઠાઓના હાથમાંથી છુટી હજુ તો પરવાર્યા નથી તેટલામાં તેઓ પાછા મોજીલા બની ગયા. લશ્કર લશ્કરને ઠેકાણે ગયું; હથિયારોને ખુણે નાખ્યાં અને જ્યાં ત્યાં જાણે મરાઠાઓ ઉપર મોટી ફતેહ મેળવી હોય અને તે ફતેહની ખુશાલીમાં આવ્યા હોય તેમ મોગલ સેનાએ અને મોગલ પ્રજાએ ચમન ઉડાવા માંડી. બાદશાહીને નાલાયક શાહ, જુલ્મી અમીરો, લાલચુ અને લોભી સરદારો, બંડખોર સિપાઇઓ અને સ્વાર્થિઆ ઉમરાવો મોગલાઇનો નાશ કરવાનો પ્રારંભ કરતા હોય તેમ લાગતું હતું.

એ સમયપર દિલ્લી શેહેરથી થોડીક મંજલપર આવેલાં એક મોટાં પીપલાના વૃક્ષની હેઠળ કેટલાંક મરાઠા સ્ત્રી પુરૂષોનું એક નાનું ટોળું, પોતાની છેલ્લી મંજલથી પડેલો પેટનો ખાડો પુરવા માટે રસોઈ કરતું પડયું છે; તેમનાથી થોડેક દુર સુદ્રઢ દેખાવની, સુંદર કુંવારિકા, પોતાની રસોઇ કરતી બેઠી છે. તેમના ઉતારાની પડોસમાં મીઠા પાણીનો એક કુવો છે, જ્યાંથી તે હિંદુ સ્ત્રી પોતાને માટે પાણી લાવી રસોઇ કરે છે. આ નાનકડી ટોળી બે જુદા જુદા વિભાગમાં પોતાની રસોઇ શા માટે કરતી હશે તે સેહજ જાણવામાં આવશે. જે હિંદુ સ્ત્રી આ ટોળાંમાં નજરે પડે છે તે બીજી કોઇજ નહીં પણ આગલાં પ્રકરણમાં જણાવેલી યમુનાબાઇ છે. અત્યાર સુધી તેણી પોતાનો ધર્મ અને વૃત સાચવી રહી છે. આ ટાંણે તે પોતાની રસોઇ જુદી કરીને જમે છે; પણ તેના મોહ ઉપર મહાશોકનાં ચિન્હો ખુલ્લાં દેખાય છે. જુવાનીના જોર અને તોરમાં છતાં, હીમતે પુર અને શુરાતનમાં શુર છતાં, એક પછી એક આવી પડેલી આફતથી તે સુકાઇ ગઇ છે અને હવે પછી શું થશે તે માટે ભારે ચિંતાતુર છે. જ્યારે તેને પકડી આણનાર સ્ત્રી પુરૂષનું ટોળું આ કીમતી ભેટ શેહેનશાહને માટે લઇ જઇ તેના બદલામાં મોટું ઇનામ મેળવવાની લલુતા અને નિચ વાસનામાં લુબ્ધ થઇ રહ્યું છે, ત્યારે આ સુંદરી પ્રાર્થના કરે છે. મોગલોને થોડીજ ખબર છે કે તેઓ શેહેનશાહને માટે આ કીમતી ભેટ લઇ જતા નથી, પણ મહા નાશકારક

નિવડનારી ભેટ લઈ જાય છે. તેમને થોડીજ ખબર છે કે જે હિંદવાણી હાલ ગાયની પેઠે તેમની સાથે રહી છે તેજ હિંદવાણીને ખાતર, થોડાજ વખતમાં તેમને પોતાનું તથા પોતાના કમનસીબ નિર્દોષ હજારો જાતભાઇઓનું રક્ત રેડવું પડશે; તેમને થોડીજ ખબર છે કે જે હિંદવાણીને વેચીને તેઓ દ્રવ્યવાન થઈ જવાની બુરી ઇચ્છા ધરાવે છે તેજ હિંદવાણી થોડા વખતમાં તેમનો કાળ થઈ પડશે; તેમને ક્યાં ખબર છે કે દીનતા ધારણ કરી સમયને તાબે થયલી આ હિંદવાણી, વખત આવે પોતાના સ્વદેશને ખાતર સેંકડો પરદેશીઓનાં ડોકાં ધડથી જુદાં કરવાને જન્મેલી છે.

રસોઇ તૈયાર કરી સર્વજન ભોજનની તૈયારી કરે છે તેટલામાં તે જંગલમાં ન ધારેલો બનાવ બન્યો. શેહેનશાહ મહમદશાહના શીકારી રસાલાને લગતા બે સ્વારો શીકારની શોધમાં તે તરફ ધસમસ્યા આવી ચઢયા. જંગલમાં મંગળ કરતા આ નાનકડા, પણ બે પંથમાં વેહચાયલા રસાલાને જોઇ તેઓ આશ્ચર્ય પામ્યા. સર્વ મીઆંભાઇઓની નજર એકી ટગરે પેલી મરાઠણની સૌંદર્યતા તરફ કુદરતીજ ખેંચાઇ, અને તેઓના મનમાં નિચ વિચારે ઘર કર્યું. વગર વખત ખોવે અને પેલા નાના મોગલ રસાલાની કશીપણ દરકાર કે પરવા રાખ્યા વગરજ તેઓ તે મરાઠણપ્રતિ ગયા.

"અરે ખુબસુરત નાજનીન! તું કોણ છે? અને ક્યાંથી આવી છે? અને આ તારી જોડેનાં સ્ત્રી પુરૂષોનો રસાલો કોનો છે?"

આ બંને સવારો ઉચ્ચા, કદાવર અને ખુબસુરત દેખાવના હતા. તેમની લાંબી દાઢી અને વાંકડી ને ફાંકડી મુછો ધૂળથી ભરાઈ ગયલી, પણ લાલાશથી ભરપૂર ચેહેરાને દીપાવતી હતી. તેઓએ મોટા ખુલ્લા પાયજામા પેહેરેલા હતા; ઘુંટણ સુધી લાંબા જબ્બાથી બદન શણગારેલું હતું. એક પીળા રંગનું મેંઢાની ચામડીના વાળવાળું કુડતું પેહેરેલું હતું અને કમર ઉનના કમરપટાથી શોભી રહી હતી. તેનું મસ્તક ગજવેલની ટોપીથી ગરદન સુધી ઢાંકી દીધેલું હતું. બીજાએ અજાયબ સરખા બેડોલ ચાંચવાળા જોડા પેહેરેલા હતા અને માથે લુંગી વીંટાળી દીધી હતી. બંને જણાઓ હથિયારબંધ હતા.

પોતાને નવી પીડામાં આવી પડેલી જોઈ તોપણ એવી અનેક પીડાઓ પણે વીંટળાયલીજ છે એમ તે જાણતી હોવાથી, મનમાં હીંમત ધરીને યમુનાબાઇએ તેમને ઉત્તર આપ્યોઃ—

"વીરાઓ, આ વિપત્તિમાંથી મને ઉગારો; પરમેશ્વરે તમારામાં દયાનું ટીપું પણ મુકેલું હોય તો તેનો સદુપયોગ મારા પ્રત્યે કરો;" કરગરીને આમ બોલતી તે તેમની સમીપ ઉભી.

તેઓએ જોયું કે આ કોઇ હિંદવાણી છે, લાવણ્યમયી છે; મુગ્ધા છે; એ આપણું ઇનામ છે. બંને માહેલા એકે તેણીનો હાથ પકડી ઉભી કરી અને પોતાના ભાઇબંધ તરફ ફરીને બોલ્યો, "ઇનશાહ અલ્લાહ, હજરતપીરની મેહેરબાનીથી આપણને આ ઉમદા બક્ષીસ મળી છે. હાલ તો આપણે એને આપણે ત્યાં રાખીશું અને પછી તેને કોઇ અમીરને ત્યાં વેચીશું!"

બીજા સવારને પોતાની જાતભાઇના બોલવાપર અદેખાઇ આવી અને પરિણામમાં બંનેએ હથિયાર ખેંચ્યા. બંને પોતાના નસીબ ઉપર મુસ્તાક રહી એક બીજાને જખમપર જખમ કરે છે તેટલાંમાં ત્યાં ઘોડાની ખરીનો અવાજ કાને પડયો. બંનેએ એકીનજરે જોયું તો યા અલ્લાહ! કોણ? શેહેનશાહ પોતે. મારામારી પડતી નાંખી બંને જણ બાજુની એક ઝાડીમાં, શીકાર શોધતા હોય તેમ ભરાઇ ગયા. શેહેનશાહ જંગલમાં દુરથી આ બનાવ જોઇ પામી ગયો કે, મારા મોકલેલા સવારો આ કોઇ પરજ્ઞાતની ખુબસુરત સ્ત્રીને ખાતરજ લડે છે, એટલે તે મારતે ઘોડે આવ્યો. શેહેનશાહની નજર પણ તેને જોતાં લોભાઇ! પેલા મોગલ રસાલાથી તેને તુરત ખબર પડી કે આ બાઇ કોણ છે અને આ જંગલમાં કેમ આવી છે. શાહે પોતાની પાછળ આવેલા રસાલાના માણસોને હુકમ કર્યો કે આ ખુબસુરત હિંદવાણીને મેહેલમાં લઇ જાઓ.

---

## પ્રકરણ ૧૯ મું.

### શાહ અને યમુના.

ગાભરી બનેલી યમુના દિલ્લીના શેહેનશાહના મેહેલમાં આવી છે. યુદ્ધ પ્રસંગે સારી રીતે તોપો ગોઠવી શકાય અને અંદરની જગ્યાનું અચ્છી પ્રકારે રક્ષણ થાય એવી રીતે આ મેહેલની રચના કરેલી હતી. તેનાથી દૂર એક કિલ્લાના સરખું બાંધકામ ઉભું કરવામાં આવ્યું હતું. તેની અંદર એવી રીતે તોપો વગેરે ગોઠવવામાં આવી હતી કે બાહારના માણસોથી અડચણને વખતે

બચાવ થઇ શકે. સફેત, કાળા, ચિત્રવિચિત્ર રંગના અને શોભીતી ધ્વજાઓથી ભરપૂર મકાનમાં, તોપો દરેક દીશામાં માલમ પડતી હતી. આ તરફ હથિયારવાળા માણસોની દોડધામ ચાલુ હતી. યમુનાને મેહેલમાં આવી ઉતર્યાને ઝાઝો વખત ગયો નહી કે શેહેનશાહ તુરત તેના આગળ ખડો થયો.

"મારા જીગરના હાર, કેમ તુ આ મેહેલમાં સર્વ પ્રકારે સુખી તો છે કે? તારો કંઈ હુકમ છે કે જે હું બજાવી શકું?"

બે હાથ જોડી, માથું નિચું કરી, નમ્રતાથી તેણીએ ઉતર આપ્યોઃ—"સરદાર, તમે આ શાહનશાહતના ખુદાવિંદ માલીક હો કે માલીકના કોઇ મોટા સરદાર યા અમીર-ઉલ-ઉમરા હો; તો પણ મારે કહેવાનું તે એજ કે, હું એક ગરીબ હિંદુ છોકરી છું, ઉપર ઇશ્વર ને નિચે તમે પોતે સિવાય મારૂં રક્ષણકર્ત્તા અસારે કોઇ નથી. અમારા હિંદુ લોકો ગરીબ જાત કે પરજાતને હેરાન કરતા નથી, તેમાં સ્ત્રીઓને તો હદ કરતાં જ્યાદા માન આપનારા છે. તમારા લોકોની રીતભાત કે બોલી હું બરાબર જાણુતી નથી; છતાં મને અહીં પકડી આણુવામાં આવી છે; હું તમારા પગની રજ છું; તમો મારા પિતા છો અને હું તમારી પુત્રી છું. મને બચાવો.

"તુ શું માંગે છે?"

"હું મારા સ્વવતનમાં જવા ઇચ્છું છું."

"તેમ તો નહી બનશે. હું આ દેશનો ધણી છું; મારા જનાનામાં અનેક સ્ત્રીઓ ચમન ઉડાવે છે અને તે સર્વમાં સર્વોપરી થઇ તુ શું આ દિલ્લીપતીની સેજને નહી શોભાવશે?"

"છટ, છટ, ખુદાવિંદ! આપ એ શું કહો છો? પિતાએ પુત્રી પ્રત્યે આવા શબ્દો ઓચરવા જોઇતા નથી. મેં કહ્યું છે કે મારે મરાઠાની છાવણીમાં જવું છે."

"અયે ઔરત! હું જાતે સખી છું, મને ધનની તો કમીનાજ શી છે? મારી આખી દોલત કે રાજપાટ હું તારા ઉપર કુરબાન કરીશ; પહેરવાને સોનાના દાગીના, જમવાને રૂપાની થાલી, અને ભાતભાતનાં ભોજનો, હાજરીમાં રહેવાને ગુલામો, હુકમમાં રહેવાને સિપાઇઓ, શું મારી પાસે બસ નથી? પાણી માંગે તો દૂધ આણી આપવાને, એકને તેડે તો સેંકડો તારી જુટી ઉકાવવાને શું અહીં નથી? નહીં નહીં; નખરાબાજ હિંદવાણી, તું કહ્યુ થશે નહી."

પસાર થયલી ધાસ્તીમાંથી છુટી બીજી પણ મોટી ધાસ્તીમાં આ મરાઠણ આવી પડી. તેણીને લાગ્યું કે તે કોઇ મોટા ફાંસામાં ફસાઈ છે જેમાંથી નિકળવાનું સેહલ ન હતું. ઘણીજ નમ્રતા અને મધુરપણે તેણી બોલી:–

"આપ શાનશાહ છો, તો મને કહેવા દો કે તમે પ્રજાના પિતા તે મારા પિતા છો. શું પિતા પુત્રીનું રક્ષણ નહિ કરે? રે દિલ્લીપતિ તમે મારા પ્રત્યે હસો છો? મારા જેવી દીન હિંદવાણીની મશ્કરી કરવા શા સારૂ તમારે રંજ ખેંચવી જોઇએ?"

"મશ્કરી; વલ્લાહ, વલ્લાહ, પવિત્ર કુરાનના કસમ ખાઇ હું તો ખરેખર સાચા દીલથી કહું છું."

આ શબ્દોથી હિંદવાણીના દીલમાં કંપારી છુટી; એ હાથ જોડી તેણી ફરીથી બોલી:

"ગરીબ પરવર, તમારી ગુલામડીને બચાવો અને કાઢી મુકો; વિચાર કરો કે હું એક હિંદુ છું, એક બીજા ધર્મની છું કે જેથી મારાથી જાત અને ધર્મ મુકી શકાશે નહીં. આપના જનાનામાં રહેવા કરતાં હું મરવું બેહતર ગણીશ."

સલાહ સમજુતીથી કશું વળે તેમ ન જોયાથી શાહે દમ બીહાવવાને ખાતર, ગુલામને હુકમ કર્યો કે "આ કાફર કમબખ્ત હિંદવાણીને કાળાગારમાં કેદ કર." ગુલામ ઝમરૂદે તુરત આ હુકમ બજાવ્યો અને અભાગણી યમુના બીજીજ પળે એક અંધારાગારમાં જઇ પડી. આ સ્થિતિમાં રહેવા કરતાં તે મરવાનું વધારે પસંદ કરતી હતી. તેના મનમાં અનેક તરંગો ઉઠતા હતા પણ તે વેળા તેણીના ખ્યાલમાં કે સ્વપ્નામાંએ ન હતું કે, તેના જાતભાઇઓ તેને ખાતર રક્ત રેડવાને તત્પર થઇ રહી લાગ શોધે છે અને તે કામમાં તેણી તેમને મદદગાર થઇ પડનાર છે.

ભરતખંડ વિશાળખંડ છે, તેમાં અનેક અવનવા પ્રસંગો બને છે, મારે ચારે કોર દોડધામ કરવાની છે, તેથી વાંચનાર, હમણા હું યમુનાને શાહના અંધારા ઓરડામાં, રડતી ને કકલતી, ભવિષ્ય માટે શોચતિ ને વિલપતિ બેસવા દઊં છું. હજી મારે ઘણું ભટકવાનું છે, તો એકલી યમુનાને શું કરૂં?

---

# પ્રકરણ ૨૦ મું.

## એક પાસે એક ને બીજી પાસે બીજું.

માહમુદશાહ પાસે તહનામું લખાવી લેઇ બાજીરાવે મોટી ખુનખાર લડાઇનો અંત આણ્યો, તે પછી તે ચંબલ નદીની દક્ષિણે આવેલા મુલકોની ખંડણી ઉઘરાવતો પુણે આવવા આવ્યો. ત્યારે જોયું તો પોર્ટુગીઝો ઘણા ફાટયા હતા; અને જ્યાં ત્યાં લૂટફાટ કરતા હતા, તેઓનો દોર નરમ પાડવાને તે તૈયાર થયો. તેવામાં રાઘુજી ભોસલેએ અલ્હાબાદ સુધી લડાઇ કરીને પુષ્કળ લુટમેળવવાની વાતો તેના કાનપર આવી. તેની એવી અમર્યાદ વર્તણુક જોઇને બાજીરાવને પુષ્કળ ગુસ્સો ચઢયો, ને તે પુણેથી ફોજ લઈ તેની ઉપર ચઢી ગયો. અવજી કાવરીયાને તથા સેનાપતિ દાભાડેને કેટલીક ફોજ આપી તેણે વરાડ પ્રાંત લુટવા મોકલ્યા. ત્યાં થયલી લડાઇમાં અવજીનો પરાજય થયો તે સાંભળીને બાજીરાવને પુષ્કળ ઝનુન ચઢયું, અને પોતેજ ફોજ લઇ રાઘુજી ભોંસલે ઉપર ચઢી ગયો. માર્ગમાં તેને સમાચાર મળ્યા, કે ઈરાનનો પાદશાહ નાદીરશાહ મસ મોટી ફોજ લઇ હિંદુસ્તાન જીતવા નિકલ્યો છે, અને કંડાર ઉપર ઘેરો ઘાલ્યો છે; પણ દિલ્હીમાં તેની કશી અસર થઈ નહતી; અને દિલ્હીના લોકો પણ તે વેળા નજદીક આવેલાં ભય માટે બીલકુલ બેતમા રહ્યા હતા. ખબર સાંભળતાં બાજીરાવ આકળો બાકળો બની બોલવા લાગ્યો કે, રાઘુજી ભોંસલા જોડેનો વાંધો નીર્જીવ છે, પોર્ટુગીઝો જોડેની લડાઇ તો ફુદે મારૂં તેવી છે, અને મોગલોને તો મેં મારો હાથ બતાવી દીધો છે; પણ આ એક જબરો દુસ્મન હિંદુસ્તાનમાં દાખલ થયો છે. નાદીરશાહ કોઇવાર પોતે હિંદુસ્તાનનો શેહેનશાહ થઇ બેસશે એવો બાજીરાવને ભય હતો. તેને હવે લાગ્યું કે, હિંદુ અને મુસલમાનોએ એકત્ર થવાનો વખત પાસે આવ્યો છે અને તેમ એકત્ર થવા સિવાય આ નવા આવેલા દુસ્મનોને હાંકી કઢાશે નહિ. તેને જ્યારે ખબર પડી કે એક લાખ ઇરાનીઓ હિંદુસ્તાન તરફ ધસ્યા આવે છે ત્યારે તે બોલ્યો કે, 'દક્ષિણનું આખું લસ્કર એકત્ર કરવું જોઇએ અને હું મારા મરાઠાઓને નર્મદાથી ચંબલ સુધી પાથરી દઇશ.' નિજામના પુત્ર નાસરજંગને તેણે કહ્યું કે, 'આપણા વચેની શત્રુતા મીનાકેસો દૂર કરીને એકત્ર થઇ, આપણા આ નવા

નિકળી આવેલા દુશ્મનને હાંકી કાઢવો જોઇએ.' ચિમણાજી અપ્પા જે કોંકણમાં પડયો હતો તેને તેણે તુરત પોતાની પડખે બોલાવી લીધો. હિંદુસ્તાનના એકંદર સર્વ લોકોને તેણે એવું જાહેર કર્યું કે, 'આ કઠણ પ્રસંગે હિંદુ અને મુસલમાન એક બીજાના ભાઇ છે એમ માનીને સર્વેએ મને મદદ કરવી. હું બોલ બોલતામાં નાદીરશાહને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢીશ.' બાજીરાવે આવી એકત્ર તૈયારી બોલબોલતામાં કીધી અને હિંદુ–મુસલમાન સર્વને એક કરી દીધા. ચિમણાજી અપ્પા, સિંધિયા તથા હોલ્કર સર્વ સરદારો બાજીરાવને આવી મળ્યા.

ચિમણાજી અપ્પા બાજીરાવને આવી મળ્યો તે પેહેલાં કોંકણમાં પોર્ટુગીઝ લોકોને મરાઠાઓ સાથે ઘનઘોર લડાઇ થઇ હતી, વ્યંકટરાવ ઘોરપડેને થોહુંક લશ્કર આપી ગોવા ઉપર મોકલ્યો હતો, તેણે ત્યાં જતાંનેવાર પોર્ટુગીઝ લોકોને હરાવ્યા; ઉત્તર તરફ ખંડોજી માનકરને ફોજ આપી મોકલ્યો હતો, તેની જોડે પોર્ટુગીઝો બહુ હીમતથી લડયા હતા; પણ છેવટ સૂધી તે મરાઠાના મારાની સામે ટકી શકયા નહીં અને તેમના ઘણાક કિલ્લા માનકરને હાથ આવ્યા; અને રાણોજીરાવ અને બીજા કેટલાક સરદારે કતલવાડી, દાહાણુ, સિરગામ, કેળવા અને તારાપૂર વગેરે ગામોમાં પુષ્કળ ધામધુમ મચાવી ત્હોર બેસાડયો. તારાપૂર તરફ મોટું યુદ્ધ થયું. સિંધિયાએ કિલ્લાની હેઠાણમાં ચાર સુરંગ ખોદી જેમાંની બે સંજડ ઉડયાથી કિલ્લામાં મોટું બાકોરૂં પડયું. બાજી ભીમરાવ, રામચંદ્ર હરી, યશ્વંતરાવ પવાર અને તુકોજીરાવ પવાર એઓ પોતપોતાની ફોજો સાથે જાણે એક બીજા જોડે હરીફાઇ કરતા હોય તેમ ફીરંગીઓના કિલ્લા ઉપર ધસ્યા. ફીરંગીઓ પણ આ વેળાએ જીવ ઉપર આવીને લડયા. કેટલાક વખત સૂધી તો ફતેહ કોની તરફ છે તે માલમ પડયું નહીં. છેવટ સેનાસાહેબ સુબા રાણોજી ભોંસલે ઉમરાંવતીકર કિલ્લાના દરવાજા તરફ ધસ્યો, અને તેની પાછળ તેની ફોજ પણ ચાલી. કિલ્લા ઉપર ચઢવાનો બીલકુલ રસ્તો ન હતો, એટલે હાથમાં નાગી તરવાર સાથે ભીતને શીડી મુકીને તે એકલોજ ઉપર ચઢયો. તેની પાછળ સેંકડો 'સિપાઇઓ હરહર શંભો !'ની ગર્જના કરતાં ઉપર ચઢ્યા. કિલ્લા ઉપરથી શત્રુઓએ બહુ હીમતથી તેમના ઉપર મારો ચલાવ્યો, અને ઘણાક મરાઠાઓને તેઓએ ધૂળ ચાટતા

કીધા. પણ કેટલાક ફીરંગીઓ મરણ ભયથી માથેથી ટોપી કાઢી તે દાંતમાં ધરીને મરાઠાઓને શરણ આવ્યા. તેમના મુખ્ય સરદાર ડોન ફ્રાન્સીસ ડી અલારકાએ સુલેહ કરી એટલે મરાઠાઓએ વસઈના કિલ્લા તરફ ધસારો કીધો અને તે કિલ્લો પણ પોતાને હાથ કીધો. આ લડાઇમાં બંને પક્ષ બહુ સખ્ત લડાઈ લડી હતી. ખુશકીની બાજુએથી બીનીવાળો શંકરજી નારાયણ મારો ચલાવતો અને પાણીની બાજુથી લડાઇનાં બારકસો રાખી માનાજી આંગરીઆ મારો ચલાવતો. બે તરફના મારાથી કિલ્લેદારો ગભરાઇ ગયા. મરાઠાઓએ ફીરંગીઓની કાપણી કીધી; ફીરંગીઓ શરણ થયા પણ કિલ્લો આપવા ના પાડી. એ કિલ્લો બહુ અગત્યનો હોવાથી તે તેના હાથમાં રહે તો ફરીથી કોઇ વેળા હેરાનગતીમાં મુકે એમ એને લાગ્યું. કિલ્લો જીતીને પોતાને કબજે કરવાનો યત્ન ચલાવ્યો. શત્રુની તોપોનો મારો છટકાવવાને તેણે મોરચાઓ બાંધ્યા. કેટલાક માણસો કિલ્લામાં દાખલ થવા પામ્યાં અને ફડાક દેતી કે ફીરંગીઓના હાથમાંની બે તોપો ધસડી લાવ્યા. તે તોપોનો સામો મારો તેઓએ દુશ્મનો ઉપર ચલાવ્યો એટલે દુશ્મનોએ પોતાની તોપોનો મારો બંધ કરી દીધો. આ યુક્તી પાર પાડવામાં મરાઠાઓનાં ઘણાંક માણસો માર્યા ગયાં હતા; અને કિલ્લામાં વળી એક મોટું ગાબડું પાડવામાં આવ્યું પણ તે જોઇએ તેટલું મોટું ન હોવાથી માણસોથી અંદર ઘુસી શકાયું નહીં. મોટું ગાબડું પાડવાને હોલ્કરે એક જંગી સુરંગ ફોડી પણ તે ફોકટ ગઇ, એટલે એકની પાછળ એક એમ પાંચ સુરંગ સલગાવી મોટું બાકોરૂં પાડવાનો નિશ્ચય કર્યો. પાંચમાંની ચાર સુરંગને એકી વેળા સળગાવી દીધી; અને તેમાંની બે મજબુત ફુટીને કિલ્લામાં મોટું બાકોરૂં પાડ્યું. આ બાકોરૂં પડતાંજ મરાઠી લસ્કરે "હરહર માહાદેવ" નો જયઘોષ કરી અંદર ઘુસવા માંડ્યું. તેટલામાં દુર્દૈવથી બાકી રહેલી ચોથી સુરંગ ફુટી, જેનાથી મરાઠાઓનાં ઘણાંક માણસો ફોકટમાં ઉડી ગયાં. ઉડેલા મરાઠાઓને શત્રુઓએ બહુ હેરાન કર્યા. મરાઠાઓ આથી નિરૂપાય થઇ પાછા હટી ગયા. ફીરંગીઓએ તે બાકોરૂં મોટી ત્વરાથી બંધ કરી દીધું. પણ એક સુરંગ જે બાકી હતી તેને મરાઠાઓએ છેવટ સળગાવી દીધી, તેણે બહુ અચ્છું કામ બજાવ્યું. કિલ્લાના અરધા બુરજને તેણે ધમધમાવી કાઢયો એટલે મરાઠાઓએ કિલ્લા ઉપર ધસારો કરવાની તૈયારી કીધી. આ સઘળો

વખત મરાઠાઓએ પોર્ટુગીઝ લોકોનો મારો બંધ કરી દીધો હતો. ત્રણ મહિના સુધી મરાઠા લશ્કરે આ પ્રમાણે પોર્ટુગીઝોને ઘેરામાં રાખી દીધા એટલે અન્નપાણીની મહા વિટંબણા તેમને પડવા માંડી. ત્યારે ફીરંગીઓએ સલાહ કરવાની માંગણી કહાવી; તમામ માણસો કિલ્લામાંથી કાઢી આઠ દિવસ પેહેલાં કિલ્લો ખાલી કરી આપ્યો.

કોંકણની ફતેહના આ સમાચાર બાજીરાવને એક તરફથી મળ્યા, અને તે જાણી તે બહુ ખુશી થતો હતો તેજ સમયે નાદીરશાહ દિલ્હી ઉપર ચઢી આવવાના અને તેમાં મોગલો હારવાના સમાચાર મળ્યા. તેણે દિલ્હીની કુમકે જવાની મોટા પાયા ઉપર તૈયારી ચલાવી. આ તૈયારી હજુ તે પૂરી કરી ન રહ્યો તેટલામાં તો તેને ખબર મળી કે, દિલ્હીમાં પોતાનું કામ કરી લઈ, મામુદશાહને ગાદી પાછી સોંપી નાદીરશાહ ચાલ્યો ગયો છે, અને જતે જતે તેણે હિંદુસ્તાનના સર્વ રાજકર્ત્તાઓ ઉપર પોતાની સર્વોપરી સતાના અને દિલ્હીપતિની હારના સમાચાર લખી મોકલ્યા છે, જે છત્રપતિ શાહુ તથા બાજીરાવને પણ મળ્યા. તેમાં લખ્યું હતું કે બાજીરાવ મોટું લશ્કર ધરાવનારો બળવાન નોકર છતાં, શેહેનશાહને મદદ કરી નહીં તે ઠીક કીધું નથી. હવે પછીને માટે તેણે સર્વને તાકીદ કરી હતી કે, તેઓએ માહમુદશાહના હુકમમાં રહેવું અને જેઓ તેમ નહીં ચાલશે તેમને તે સજા કરશે. આ તાકીદ સાથે, પોતે માહમુદશાહને પોતાના એક ભાઈ તરીકે ગણે છે એવી કબુલાત આપી હતી.

માહમુદશાહે આ છુટકારો ઘણી મોંઘી કીમતે મેળવ્યો હતો. નાદીરશાહે દિલ્હી જેમ લુટાય તેમ લુટ્યું હતું અને શાનશાહ શાહજહાંને બનાવેલું મયુરાસન, કોહીનુર અને ૩૦ કરોડ રૂપાં, સોનાં ને ઝવાહીરની સંપતિ લઇ ગયો હતો, તે ઉપરાંત તેના સીપાઇઓએ જે લુટ કીધી હતી તે નિરાળી હતી. હજારો લોકોને નિર્દયપણે રેહેંસી નાખ્યાં હતાં. તથા આ લડાઇમાં વજીર ખાનદોરાન માર્યો ગયો હતો. અને દિલ્હીની મોગલાઇ—અકબરની સ્થાપેલી, શાહજહાનની પોષેલી, ઔરંગજેબે ટોચે ચઢાવેલી મોગલાઇ સંધ્યાકાળની સંધિપર જઇ પહોચી હતી.

# પ્રકરણ ૨૧ મું.

## સંધ્યા દર્શન.

ઈરાનીઓ, મોગલો અને મુસલમાનોને છોડી હવે આપણે પશ્ચિમ તરફના પરદેશીઓ, તેમના છળપ્રપંચો, હિંદુસ્તાનમાં પોતાની સત્તા સ્થાપવાના તેમના કાવાદાવા; અને તેમાં એકેક પછી તે સર્વને મરાઠાઓએ આપેલી હાર તરફ લગાર દૃષ્ટિ કરીશું.

જે સમયની આપણે વાત કરીએ છીએ તે સમયે, હિંદુસ્તાનમાં જુદે જુદે વખતે સ્થાયી સંસ્થાનો સ્થાપનારાઓમાં, ફીરંગી, વલંદા, ડેનીસ, અંગ્રેજો અને ફ્રેંચો હતા. આમાંના પોર્ટુગીઝો અને ફ્રેંચોએ, હિંદુસ્તાનના ઇતિહાસમાં ઘણા અગત્યના ભાગો બજાવ્યા છે. પોર્ટુગીઝો અને સિદીભાઈઓને મરાઠાઓએ કેવા પાણી જેવા કર્યા તે તો આપણે જોઈ ગયા છીએ; પણ અંગ્રેજો આ દેશમાં પોતાનાં પગલાં કેવી રીતે લઈ આવ્યા અને પોતાનો વગ બેસાડવાને તેઓએ કેવા કાવાદાવા ચલાવ્યા, તથા તેમાં તેમને કેવી નુકશાની વેઠવી પડી તે જાણવું ઇતિહાસના જાણકારને નવિન વાર્તા નથી. પશ્ચિમ તરફના આ પરદેશીઓએ, આ દેશમાં પોતાનાં આગમનની પેહેલ વેપાર ધંધાનાં બાહનાથી કરી હતી, પણ પાછળથી હિંદુસ્તાનને ધણીધોરી વગરનું જોઈ તેમને દેશની રાજખટપટમાં માથું ઘાલવાનું મન થયું. મધ્ય કાળમાં હિંદુસ્તાન જોડે યુરોપનો સઘળો વ્યવહાર, ભુમધ્ય સમુદ્રના કિનારા ઉપર વસતા લોકો તરફથી ચાલતો હતો, અને તે પછી આગળ વધીને વેનિશીઅન તથા જીનોઈસોએ ચલાવવા માંડ્યો. હિંદુસ્તાનની બનાવટની વસ્તુઓ ઈરાન અથવા તો રાતા સમુદ્રને માર્ગે ત્યાં લઈ જવામાં આવતી અને તેજ માર્ગે ત્યાંની વેપારી જણસો હિંદુસ્તાનમાં લાવી વેચવામાં આવતી. પંદરમી સદીમાં, પોર્ટુગીઝ પ્રજાએ, નૌકાકળામાં મોટી પ્રવિણતા મેળવી, અને ૧૪૯૮ માં એક પોર્ટુગીઝ ખલાસી વાસ્કોડીગામાએ આફ્રિકાના કોસ્ટા તરફ થઈને હિંદુસ્તાન તરફ આવવાનો દરિયાનો માર્ગ શોધી કાઢ્યો. આ માર્ગ હાથ લાગ્યાથી યુરોપ અને હિંદુસ્તાનના વચ્ચેના વેપારના ધણી, પોર્ટુગીઝો થઈ પડ્યા, જે સ્થિતિ લાંબો કાળ સુધી તેઓએ જાળવી રાખી. વાસ્કોડીગામા, વાહાણને રસ્તે પેહેલો ગોવા અને કોચીન

વચ્ચે આવેલાં કલીકટનાં રાજમાં ઉતર્યો અને પોતાનું પેહેલું થાણું તેણે ત્યાંજ કર્યું. કલીકટના ઝામોરિન રાજાએ તેને પુષ્કળ હંફાવ્યો હતો, પણ પોર્ટુગીઝોએ તેનાથી હારી નહીં જતાં હિમત, કાવત્રાં ને કપટથી પોતાનો પગપેસારો કાયમ કરી દીધો. તે એટલે સૂધી કે પોર્ટુગાલની સરકારે ત્યાં આગળ પોતાની તરફનો એક સુબો સુદ્ધાં મોકલી આપ્યો. આ પરદેશીઓએ પેહેલાં વેપાર રોજગારનાં નામથી પગપેસારો કરી, આજુબાજુનાં ગામોમાં પોતાનો વગ વધાર્યો; અને લશ્કર વિગેરે રાખીને જ્યાં લાગ ફાવ્યો ત્યાં પોતાનો હાંક પડાવી. પોર્ટુગીઝોને આ પ્રમાણે, આ સોનેરી પ્રદેશમાં પેઠેલા જોઇ વલંદાઓને મન થયું અને તેઓ ભરતખંડમાં આવ્યા. તેઓએ પોર્ટુગીઝોના સંસ્થાનો લઇ જગા કરવા માંડી, અને કેટલાંક વરસ સૂધી, પોતાનો પડો વજડાવ્યો. ભરતખંડના આ બંને પરદેશી હરિફો દમ વગરના હતા, અને તેઓ મૂળ સત્તાને કશું કરી શકયા ન હતા.

પણ ભરતખંડની રાજ્યક્રાંતિનું સુકાન જૂદીજ પ્રજાના હાથમાં હતું. પૃથ્વી દેવિ, લોહીની નદીઓથી તૃપ્ત થઇ હતી, તે આ સંહારથી કંટાળી હોય તેવી જણાતી હતી, ને શાંતિ ઇચ્છતી હતી. સૂર્યનું પ્રતાપી તેજ હવે તેને રૂચતું નહતું, ચંદ્રની શિતળતા માટે આતુર હતી. નવિન પ્રજાના હાથમાં ભરતખંડને રમવાનું મનહું થયું હતું. સ્વપુત્રના કૃતકાર્યથી આર્યાવર્તની દેવી અપ્રસન્ન હતી, તેથી તેણે અંગ્રેજોને તેડું કીધું, તેઓ આવ્યા. આરટીક સમુદ્ર અને ઉતર અમેરિકાને માર્ગે થઈ આ દેશમાં આવ્યા! મોગલ શેહેનશાહ જહાંગીરે તેમને પેહેલાં કારખાના કાઢવાની મંજુરિ આપી વસાવ્યા હતા અને પોર્ટુગીઝ અને વલંદાઓથી જુદાજ પ્રકારે અંગ્રેજોએ આ શેહેનશાહતમાં કામ લેવા માંડયું. તેઓ પશ્ચિમ તરફની કેટલીક નવાઈ જેવી ચીજો લાવી આશ્ચર્ય પમાડતા; પોતાના તબીબો લાવી, જનાનાઓમાં તરેહવાર દુઃખ દરદોના ઉપાયો કરી તેના બદલામાં, જ્યાં નજર પોહોંચે ત્યાં કોઠીયો ને ગામો માંગી લેતા. એવી એવી અનેક કળાઓ અને યુકતીઓથી, મોગલોને ભમાવીને તેઓએ આ દેશમાં એકહથુ વેપાર કરવાના પરવાનાઓ મેળવી લીધા. વખત જેમ જેમ પસાર થતો ગયો તેમ તેમ તેઓ દેશમાં ચોતરફ ફરી વળ્યા. જ્યાં તેઓ જતા અને પગ મુકતા ત્યાં કિલ્લાઓ બાંધવાની કે કોઠીઓ ઘાલવાની મંજુરી, હરેક

બાહાને મેળવતા અને ત્યાં જાણે પોતાનોજ અમલ હોય તે પ્રમાણે તેઓ રહેતા. મોગલો આ પરવાનગી આપવામાં બે હેતુ રાખતા હતા: એક તો ગમે તેમ કરી દેશનો વેપાર રોજગાર ખીલવવો, અને બીજો અને મોટો હેતુ, બળવાન થઇ પડેલા મરાઠાઓનો દોર તોડવામાં અંગ્રેજોની નવી મદદ મેળવી. સંપ ગયો, જંપ ન રહ્યો, ઐક્ય તુટ્યું, બેની લડાઈમાં ત્રીજાને લાભ. અંગ્રેજો પોતે પણ તે સારી પઠે સમજતા હતા. તેમને તો તુરતવેળા જ્યાં ફાવે ત્યાં જોડાઈ જઇને પોતાનું કામ કાઢવાનોજ હેતુ હતો, પછી જોઇએ તો મોગલો મરે કે જોઇએ તો મરાઠાઓ મરે. પોતાના કેટલાંક વરસના વસવાટ પછી તેઓ સારી પઠે જોઇ શકયા હતા કે, મોગલો સંખ્યામાં ગમે તેટલા વધુ છતાં લોભી, કુછંદી, અયાસી અને મોછલા હતા; જ્યારે મરાઠાઓ સંખ્યામાં થોડા છતાં કુનેહથી કામ કરનારા, બાહોસ, હિંમતવાન અને ઉલટમંદ હતા. તેઓએ ખુલ્લું જોયું હતું કે, મરાઠાઓના તેજ વડેજ મોગલ શેહેનશાહત નામની ટકી રહેવા પામી છે, મરાઠાઓ ચાહે તો દેશના કુલ મુખત્યાર થઇ બેસે તેવી સ્થિતિમાં છે. દેશના ધણી થઇ પડવા માટે જે બે તત્વો આ પ્રમાણે એ સમયે એક બીજા સામે કામ લેતાં હતાં, તેમાં સબળાની બાજુ પકડી નબળાને સ્વધામ પોહોંચાડવો અથવા ઘેરાયલા નબળાને મદદ કરી તેને ફતેહ આપી, પોતાની મતલબ કાઢી લેવી એજ હેતુ ધરાવીને સિંહે ગર્જના કરવા માંડી. મોગલો તુરતવેળા વડી રાજસત્તા ઉપર છતાં, નબળા હોવાથી તેમને વખત આવતાં સહાય થવાની મોટી મોટી આશાઓ આપીને, સિંહ તેમના પાસે વેપારધંધાના પરવાના મેળવી, સંસ્થાનોનો ધણી થઇ બેઠો. મોગલોના હરીફો મરાઠા હતા, તેઓ જાતે બળવાન હતા, દેશાભિમાન ધરાવનારા હતા એટલે પરદેશીઓના પગપેસારા સામે કુદરતી અણગમો ધરાવતા હતા. એ વાર્તા અંગ્રેજો સારી પેઠે જાણતા હતા એટલે તેઓ તેમની પક્ષે જવાનું લાભકારક સમજતા ન હતા, તેમ મરાઠાઓ ગમે તે લાગ મળતાં તેમની સહાય માંગે તેવા પણ ન હતા. મોગલો જોડે કાવાદાવા ચલાવીને અંગ્રેજો હિંદુસ્તાનમાં પગપેસારો કરતા હતા તેના તરફ તેઓ બહુ અણગમાની નજરથી જોતા રહ્યા હતા, પણ જ્યાં સુધી કોઇ કારણ ન હોય ત્યાં સુધી તેમને છેડવામાં અથવા બીજી કોઇ રીતે તેમના કામમાં આડે જવાને ગેરવાજબી ધારતા હતા.

કેટલોક વખત સુધી તો મામલો એમને એમ ચાલ્યો. કોઇ કોઇને છેડતું ન હતું, અને સર્વ સ્થળે જાણે સુલેહ ફેલાઈ રહી હોય તેવો દેખાવ લાગતો હતો, તો જો કે અંદરખાનેથી વેરનો અગ્નિ પ્રજવલિત થઇ રહ્યો હતો. મરાઠાઓ, આ પરદેશીઓ જેમ જેમ વધુ ને વધુ પગપેસારો કરતા જતા તેમ તેમ તેમના તરફ બળતા હતા: અંગ્રેજો, મરાઠાઓ અને મોગલો વચ્ચે કુસંપ થયલો જોવાને અને તેમાં સઘળી બાજુએ મળી જઇ પોતાનું કામ કાઢી લેવાને તલ્પી રહ્યા હતા. મોગલો, મરાઠાઓની ચઢતી જોઇને અંગ્રેજો જોડે મળી જઇ તેમનો નાશ કરવાને ઉત્સુક હતા. મરાઠાઓના મારામાંથી મોગલોએ જે છુટાપણું હાલ મેળવ્યું હતુ તે બહુ મોંઘી કીમતનું હતું એમ કહીશું તો ચાલશે. ઇરાનીઓએ મારી મારીને તેમનો ડુચો કહાડી નાખ્યો હતો, અને તે મારમાંથી હજુ તેઓ જોઇએ તેવા ટટાર થવા પામ્યા ન હતા. પરદેશીઓના હુમલાથી તેઓ એટલા કંટાળ્યા હતા કે તેમનું નામ સાંભળીને થરથરતા હતા; આટલું છતાં હાલ તેમને કોઈ દુશ્મનોથી બીહવા જેવું ન હતું. ઇરાનીઓ પોતાનું કામ કહાડી લઈ ચાલ્યા ગયા હતા, મરાઠાઓ જે તેમના દેશવેરી હતા તેઓ તુરતવેળા તેમની સાથે સારી મિત્રાચારીમાં આવ્યા હતા, અને બીજી તરફથી અંગ્રેજોની કુમક મળવાની સારી ઊમેદ હતી.

---

## પ્રકરણ ૨૨ મું.

### વિનાશકાળે વિપરિત બુદ્ધિ!

મોગલ શેહેનશાહ જે ધોરણે હાલ રાજખટપટ ચલાવતો હતો તે દિલ્લીમાં કેટલાક સમજુઓને પસંદ ન હતી. તેઓ પશ્ચિમના પરદેશી ધોલઇઆઓના પગપેસારાથી ભારી ચિંતા રાખતા હતા અને જેમની કુમક મેળવવાની ઊમેદમાં કામ લેવામાં આવતું તેઓજ કોઇ દિવસે, તેમનો ધાણ કાઢશે એવી ધાસ્તીમાં હતા. શું આ ધાસ્તી ખરી હતી? ખરી કે ખોટી તે આગળ જોઇશું, પણ તે વેળાએ દિલ્લીના મોગલ સત્તાધારીઓના ને સમજવામાં આવ્યું નહતું.

એ સમયે દિલ્લીની મોટી મસીદના ઉપાધ્યાનું પદ મોલવી વલીઉદીન નામના એક ધર્મચુસ્તના હાથમાં હતું. મોલવી વલીઉદીનનુ

જેવો ધર્મચુસ્ત તેવોજ વિદ્વાન હતો, તે ખ્રીસ્તીઓનો કટ્ટો વેરી હતો. ખ્રીસ્તીઓને પોતાના રાજમાં આ પ્રમાણે વધતા જતા જોઇને તે બહુ બળતો હતો. તેવો બળાપો તેને એકલાને નહિ પણ શેહેનશાહતમાં ઘણા જણાને થતો હતો. હિંદુઓને તો તે મૂર્તિપૂજક કહી ધિક્કારતો, પણ આ ખ્રીસ્તીઓને તે એથી પણ આગળ વધીને–નાસ્તિકો કહીને ધિક્કારતો હતો. તેઓને નિચ કુત્તા સમાન ગણતો.

મોલવી વલીઉદ્દીન દેખાવે પાતળો, ઠીંગણો, લાંબાં અણિઆળાં નાકવાળો અને મોટી દાઢીવાળો હતો. તેના ઉપલા દાંતો બાહેર નિકળી આવેલા અને મોટા હતા. તેની પતળી ડોક, તેની દાઢીના વાળથી ઢંકાઇ જતી હતી. જ્યારે તે બોલતો અને બોલતાં બોલતાં ઉસ્કેરાઇ જતો અથવા ઝનુનમાં આવતો ત્યારે તેના ગળાંની નસો તણાઇ આવતી. રાજદરબારમાં તે પોતાની વિદ્વતાથી સારૂં માનપાન પામતો હતો. તેટલું છતાં, ખ્રીસ્તીઓને આપવામાં આવતી છુટ અને હકોનો અટકાવ કરવામાં તે કોઇ પ્રકારે ફાવતો નહિ એટલે તે બહુ ઉસ્કેરાઇ રહેલો હતો. પોતાનો આ જુસ્સો ખાલી કરવાને, અને ખ્રીસ્તીઓ સામા પોતાનો અણગમો જાહેર કરવાની એક અચ્છી તક તેને મળી ગઇ.

જ્યારે સૂર્યનારાયણ દેવ, આ વિશ્વને આનંદ ઉપજાવવાથી થાકી જઇ, લાલ બિંબ જેવો થયો હતો ને વિશ્રાંતિ લેવાને જાઉં ન જાઉં એમ વિચારતો દિગંતમાં ડોલાયમાન થતો હતો, ત્યારે દિલ્લીના રાજમહેલની પશ્ચિમ બારીમાં બેઠેલો શાનશાહ, એક પરદેશીની મુલાકત આનંદથી લેતો હતો, અને દૂર આવેલી એક મસિતપર બેઠેલો એક મોલવી તે સુક્ષ્મ દ્રષ્ટિથી અવલોકન કરતો હતો. શાહે તે પરદેશીને, પોતાની સમિપ આસન આપ્યું, ને તે પરદેશીએ પ્રેમથી શાહના પગ આગળ કેટલીક ચિજો, જે એક બીજા માણસના હાથમાં હતી તે, નજર કરી, શાહના પગને ચુંબન કીધું. શાહનો મુનસી પાસેજ ઉભો હતો તે તેની વાતચિત શાહને સમજાવતો હતો. કેટલીક વાર તે પરદેશીનું બોલવું શાહે માન્ય રાખ્યું ન હોય તેમ જણાયું, તેટલામાં તે પરદેશીએ સોના મહોરથી ભરેલી એક થેલી ખાલી કરી, ક્ષણ પછી બીજી, ક્ષણ પછી ત્રીજી, એમ પાંચ કોથળી ખાલી કીધી, ત્યારે શાહનું મુખ મલક્યું. તેણે મુનસી સામા નજર કીધી, ને તે પણ રાજી થતો હોય તેમ જણાયો. તુરત એક કાગળ

તે પરદેશીએ પોતાના કોટના ખીસામાંથી કહાડી મુનસીના હાથમાં મુકયો, ને મુનસીએ તેનો સાર કહી સંભળાવ્યો, એટલે શાહે તે પત્રપર પોતાની સહી કીધી, મુનસીએ સિક્કો માર્યો. તે પરદેશી ઉઠયો, પાછું શાહના પાદને ચુંબન લીધું અને પાછે પગળે વિદાય થયો.

આ પરદેશી એક અંગ્રેજ હતો. હુગલી નદિમાં વિલાયતથી માલ ભરેલા વહાણો લાવવના પરવાનાપર તે સહી લેવા આવ્યો, અને તેના બદલામાં શાનશાહને જરૂર પડે તે વેળાએ મદદ કરવાની સરત કીધી હતી. તે અંગ્રેજના વિદાય થયા પછી શાનશાહ ઉઠયો.

આ સર્વ દેખાવ મોલવી વલીઉદ્દીન જોતો હતો, તે આ ખ્રીસ્તી કુતરાને શાહનશાહપર ફાવેલો જોઇ રાતો પીલો થઇ ગયો, તેણે ઠરાવ કીધો કે શાહની શુદ્ધ ઠેકાણે આણવી; પણ તે સમયની રાહ જોતો હતો. તેણે પોતાનો ખ્રીસ્તીઓ સામેનો જુસ્સો દરબારમાં ખાલી કરવાનો ઠરાવ કર્યો; અને તે માટે સરેસ્તાની દરબાર ભરવાના દિવસની તે રાહ જોતો હતો. શેહેનશાહ પોતે જો કે ખ્રીસ્તીઓના આ વધતા જતા પગપેસારા સામે ઝાઝો અદેખો નહતો; છતાં તેણે પણ જ્યારે જાણ્યું કે, આ ધનલોભી ગોરા લોકો, તેમને આપેલી છુટનો હદબાહેર ગેરઉપયોગ કરવા લાગ્યા છે ત્યારે તેના મનમાં પણ કાંઇક જવાળા પ્રગટી હતી; પણ કરવું શું? અંતે દરબાર ભરવાનો દિવસ પાસે આવ્યો. એ દિને મોલવી વલીઉદ્દીન, પોતાના જેવાજ વિચારના ઘણાક સરદારો તથા બીજા નાગરિકોને લઇને દરબારમાં હાજર થયો. સરેસ્તાનું કામકાજ ચાલુ થતાં પેહેલાંજ, શેહેનશાહે અંગ્રેજોના પગપેસારાની વાત કાઢી. મોલવી સાહેબને તો "ગમતું હતું ને વૈદે બતાવ્યાં" જેવું થયું. પોતાની બોલવાની વારી આવતાંજ તે પોકારી ઉઠયો.

દરિયાએ હાફેજ! શાહોના શાહ! હવે તો હદ થઇ છે! ખુદાવિંદ આપે તેને વધાર્યા છે, ને તે એ કુતાઓ ફાટયા છે તો હવે અલ્લાનો ખોફ એ કુતરાઓ ઉપર ઉતરવો જોઇએ. કેટલી કેટલીવાર હું મારો નબળો અવાજ આ નિચ ફરંગીઓના પગદંડા સામે ઉઠાવતો રહ્યો છું. પણ મારૂં સાંભળેછ કોણ? પેહેલાં તો આ કુતરાઓ માત્ર એક વાહણનું હોડકું અને કેટલાક માણસો લઇને અહીં આવ્યા હતા અને હમણાં તો વાહણો પાછળ વાહણો અને માણસો પાછળ માણસો,

જાણે પક્ષીઓના ટોળાંની પેઠે ઉતરી પડયા છે. મારી પાસે તેમને માટે બોલવાને પૂરા શબ્દો વટીક નથીઃ સત્યાનાશ વળજો તેમનું; તેમને અહીંથી દરિયામાં હાંકી કાઢવા જોઇએ છે અને આપણી પવિત્ર ભૂમિને તેમના નેહેસ કદમ કાઢી નાખી અપવિત્ર થતી બચાવવી જોઇએ."

મોલવી સાહેબનાં જુસ્સા ભરેલાં ભાષણથી, દરબારમાં આમીન, આમીનના પોકારો નિકળી રહ્યા અને મોટે ભાગે મુછ ઉપર વળ દેવા મંડાયા.

"પણ હાલ ગરેહરાશી કેમ છે? એ નાસ્તિક કુતરાઓની અને આપણી રાશીદશા હાલ કેવી ચાલે છે? મોલવી સાહેબ;" શેહેનશાહે સવાલ કીધો.

મોલવી સાહેબે જોયું કે, આપણાં ભાષણની કાંઇક અસર થાય છે ખરી, એટલે બને તેટલી ઉશ્કેરણી કરવાના હેતુથી તેણે ઉત્તર આપ્યો કે, "ખુદાવિંદ! જ્યોતિષ શાસ્ત્રનું મિસ્કીનને જ્ઞાન નથી, પણ હું તો જે કુરાને શેરીફમાં લખેલું છે તેના ઉપરજ આધાર રાખું છું."

"હું પણ તેમજ સમજું છું, મોલવી સાહેબ," શેહેનશાહે ખુલાસો કર્યો, "પણ ગરેહની દશા જાણી હોય તો લગાર ઠીક પડે, અલબતાં એ શાસ્ત્ર તો તમારા પવિત્ર કલમાઓ આગળ વિસાત વગરનું છે; પણ એ બાબતમાં આપણને કોઈ સહાય કરી શકે એવા હશે ખરા."

નજદીકમાં બેઠેલા એક તારતરી સરદારે તાહુકો પૂર્યો, "નામવાર શાનશાહ, સેતારા અને ગરેહો સાથે આપણને શું કામ છે? આપણે જ્યાં જઇએ ત્યાં આપણો સેતારો બુલંદ છે." તરવાર ઉપર હાથ મૂકીને તે બોલ્યો કે, "આજ આપણો સેતારો અને એજ આપણો ગરેહ પણ છે."

સેતારા અને ગ્રહોની બાબતમાં દરબારમાં કેટલીક ગડબડ સડબડ થઇ રહી, અને તેનું પરિણામ કાંઇક વિપરિત આવે તેનું જણાયું એટલે શેહેનશાહે સર્વને ચૂપ રાખી, મોલવી સાહેબના બોલવા ઉપર વિશ્વાસ મૂકવાની આજ્ઞા કરી.

પોતાની ઉપર વિશ્વાસ આવેલો જોઇ મોલવી સાહેબે આગળ ચલાવ્યું, શાનશાહ, "હવે ઝાઝો વખત ઢીલ કરવી જોઇતી નથી.

મસીતના એક મઠમાં કેટલાક દિવસ થયા એક દરવિશ આવી રહ્યો છે, જે અદ્દભૂત શક્તિ ધરાવે છે. માહશાઅલ્લા! ગરીબોને તે માંદળિયાં આપે છે જેનાથી તેમનાં દુઃખદરદો અજાયબ રીતે દૂર થઇ જાય છે. તમો નામવરના કમતરીન સેવકના કુટંબમાં ગઇ કાલેજ એક બનાવ બન્યો હતો, જેમાં ઘણાક ભૂતપલીતોનાં સેતાનિયન કાવતરાં ઉઘાડાં પડયાં હતાં. આ દરવિશ વિજાપુર તથા સોરી સમેસ્તનાં પવિત્ર ધામોની મુલાકાત લઈ આવ્યો છે; ગુલબર્ગા ખાતે ગીસુદરાઝની હજ કરી આવ્યો છે; ટુંકામાં કહું તો તે એક ધર્મનો અવતાર છે, અને ખુલ્લાં દીલનો અને તડનેફડ બોલનારો છે. માટે મારા વિચાર પ્રમાણે તમો નામદારે આ બાબતમાં તેની સલાહ લેવી ઠીક થઇ પડશે."

"ઇનશાઅલ્લા!" શેહેનશાહ પોકારી ઉઠયો, અને દરબારીઓ તરફ ફરીને તેમને પુછવા લાગ્યો કે, "તમારો શું વિચાર છે?"

પૂર્વ તરફની દરબારોમાં, રાજા કે શેહેનશાહ કોઇ દરખાસ્ત લાવતા તો મગદુર નહીં કે કોઇ પણ દરબારી તેની સામા બોલી શકે. પેલા તારતારી સીપાહ અને દરબારમાં બીરાજેલા કેટલાક હિંદુઓ સિવાય બીજા સઘળાઓ 'આફરીન, આફરીન' પોકારી ઉઠયા. તુરતજ શેહેનશાહે તે પૂજ્ય દરવિશને બોલાવી મંગાવવાનો હુકમ મોલવી સાહેબને કર્યો. દરબારમાં દોડાદોડ થઇ રહી. મોલવી સાહેબ પોતાની ફરર ફરર ઉડતી લાંબી દાઢી પસવારતા, પોતાની ફતેહ ઉપર મલકાતા મલકાતા, ફકીરને તેડવા દોડયા. તરત વેળા દરબારમાં શાંતિ ફેલાઇ. સર્વ કોઈ એકમેકનાં મોઢાં માત્ર ટગરટગર જોઇ રહ્યા હતા. શું બોલવું તે કોઇને સુઝતું નહતું અને તેવી ગંભીર ચુપકીદી વચ્ચે સર્વ કોઇ ફકીર સાહેબ આવવાની રાહ જોતા બેઠા હતા. થોડી વારમાં મોલવી વલીઉદીન વિચિત્ર દેખાવના એક માણસને લઇને દરબારમાં હાજર થયો. આ મંગલમૂર્તિને જોઈ સર્વ કોઇ હસવા લાગ્યા. દરબારમાં પ્રવેશ કરતાં, મોલવી સાહેબે, તે ફકીરને શેહેનશાહ હજુર ખડો કર્યો, પણ એતમા ફકીર ઊંડા વિચારમાં હોય તેમ દિગ્મૂઢ માફક ઉભો રહ્યો. તેને આમ ચૂપ ઉભેલો જોઇ દરબારના તાજીમતવાજો પ્રમાણે શેહેનશાહને નમવાને અને સલામ કરવાને મોલવીએ તેને ભલામણ કરી.

"નહિ; નહિ, હું અલ્લાહ વિના બીજા કોઇને નમતો કે સલામ કરતો નથી," ફકીરસાહેબે ઉતર આપ્યો, અને તે જવાબ સાંભળીને જેઓ હસ્યા તેમના તરફ ફરી તે બોલ્યો કે, "અલ્લાહનાં સ્વરૂપને આ પ્રમાણે હસનારાઓ દોજખના સાથીઓ થાય છે. મેં ઇરતંબોલથી તે દિલ્લીની દરબારો જોઇ છે, પણ ઓ શેહેનશાહ, આ તારી દરબારના જેવી તુચ્છ દરબાર તો મેં કદી પણ જોઈ નથી. "ચઓપ! મા ખોલ! કહે તું શી ઇચ્છા ધરાવે છે?"

આ ફકીર ઊંચો, કદાવર બાંધાનો હતો. તેના માથાના બાલ માથા ઉપર ગાંસડી પેઠે વીંટાળેલા હતા. તેની લાંબી દાઢી ઝીથરીપીથરી હવામાં ફરફર થતી હતી. કાનમાંથી ફુંવારા પેઠે બાહેર નિકળી આવેલા મોટા વાળો ખભાં સુધી પહોચ્યા હતા. આ વિચિત્ર મૂર્તિ, કમર સુધી નગ્ન હતી. તવાયલાં માંસમાંથી બાહેર નિકળી આવેલાં હાડકાં ઉપર લટકતાં નાખેલાં વાઘામ્બર અને બ્લુ રંગની લુંગીથી તેની ભયાનક આકૃતિમાં વધારો થતો હતો.

મોલવી સાહેબે, શેહેનશાહની ઇચ્છા શી હતી તે કહી સંભળાવી, એટલે આ વિલક્ષણ મૂર્તિએ ધીરજ ધરવા કહી, કંઇક મંત્રો ભણવા માંડ્યા. બાદ પોતાની ઝોલીમાંથી એક ચાંદીની પાટી કાઢી તેપર રેતી પાથરી; પછી અલ્લાહ તરફથી બસારત થઇ હોય તેમ ડોકી ધુણાવી બોલ્યોઃ—

સાંભળ ઓ શેહેનશાહ, હાલ ગ્રહોનો સંજોગ ઘણો સારો છે. એક વરસ સુધી તો કશી ધાસ્તી રાખવાનું કારણ નથી; ફીરંગીઓથી તને કશી હાની હાલ તો થવાની નથી; પણ વખત જતાં તેમનો પગદંડો આ દેશમાં ઘણો મજબૂત અને મકમ થશે એવો જોગ છે. આ દેશના પોતાને માલીક ગણાવતા બે જુદી જુદી જાતના લોકો વચ્ચે કુસંપે જે ઘેર ઘાલ્યું છે તેનું પરિણામ આયંદે ઘણું માઠુંજ આવશે; "ઘર ધણી હું અને બાહેર નિકળ તું," એવો વેશ થશે. જે પરદેશીઓ આજ તારા ઓશિયાળા રહી તારી ફરમાબરદારી ઉઠાવે છે, જે પરદેશીઓ આ દેશમાં વેપાર કરવા માટે તારી પાસે પરવાનગી મેળવવા પગને ચુંબન કરે છે તેજ પરદેશીઓ, આ દેશના ધણી થઇ બેસશે: ઘણી તે એવા થશે કે શેઠના વાણોતર અને વાણોતરના શેઠ થશે. કુસંપ દેશના પુત્રોનું નસંતાન વાળશે. જે કુસંપ તેમને પોતાનું કામ કાઢી લેવાનો રસ્તો કરી આપશે, તેજ

કુસંપ આ દેશના પુત્રોને દેશમાંથી હાંકી કાઢી, જે રહેશે તેને બાયલા બનાવશે, અને તે સઘળું દેશનાં પોતાના પુત્રો, બળતી આંખે અને જળતી છાતીએ ટગરટગર જોઈ રહેવા સિવાય બીજું કશું કરી શકનાર નથી. માટે ઓ શેહેનશાહ, આ ફીરંગીઓથી સાવચેત રહેજે !"

વકીથી ઉલટા આ શબ્દો સાંભળીને તમામ દરબારીઓ તે ફકીર ઉપર લ્યાનત નાખવા લાગ્યા. શેહેનશાહે તો તુરત ત્યાંને ત્યાંજ તેના કાન કાપી નાખવાનો હુકમ કીધો.

આ હુકમ તુરત બજાવવામાં આવ્યો. તે ફકીરને કાન કાપી રકત વહેતો લ્યાનત અને તિરસ્કારના વરસાદ સાથે મોહોલામાં હડસેલી કાઢયો. "યા અલ્લાહ! યા ઈસ્તફર અલ્લાહ ! હા, આ મારો કિનો હું કયારે લઇશ!" એમ બોલતો અને રકત વહેતો તે ફકીર ત્યાંથી ગુમ થઇ ગયો તે દિલ્લીમાં ફરીથી દેખાયોજ નહીં.

મોટી ફતેહ મેળવી હોય તેમ શેહેનશાહે, તે ફકીરના છુટા પાડેલા કાન આખી દરબારમાં દેખાડ્યા, અને હસ્તે મુખડે, કશું બન્યુંજ નહીં હોય તેમ દરબાર બરખાસ્ત કરી; પોતે પણ ડોલતા હાથી પેઠે દરબાર છોડી જનાનામાં ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૩ મું.

### કાન કાપેલો ફકીર.

"વેર! વેર! મારે વેર જોઇએ છે! કોણ આપશે? રે આંધળા શાનશાહ! તું અલ્લાહના બંદાને પિછાણતો નથી તેનું કારણ તારા મદનું છાકટપણું છે! પણ અલ્લાહ વેર લેશે. અલ્લાહના પુત્રને છંછેડ્યા પછી કોણ સુખે સુઈ શકે છે? વેર! વેર! તે લઇશ! અલ્લાહ યારી બક્ષ, ને આ દીન માટે દુનિયાને પગ તળે રાખનાર ઉપર લઇશ." આમ બોલતો, મહા વેદના ખમતો અને જવાળાથી બળતો ફકીર મવલાબક્ષ મહા કચાવટીએ, મોગલ શેહેનશાહની દરબારમાંથી બહાર નિકળ્યો. તેના કાનમાંથી લોહીની ધારા વહેતી હતી, પણ તેની વેદનાને ગણકારતો નહોતો. વેરની ધુનમાં તે દિલ્લીનાં પાદરે આવી પોહોંચ્યો. આ અપમાનનું વેર કેમ વાળવું તેના ને તેના તરંગો તેના મનમાં દોડતા

હતા. ઘડીકમાં કાંઇ અને ઘડીકમાં કાંઇ વિચાર બાંધતો. ઘડીકમાં તે મરાઠાઓને મળી જઇ તેમને સર્વ બાતમી આપી મોગલો ઉપર ચઢાવી લાવવાનો વિચાર કરતો, તો કોઇ વેળા ખ્રીસ્તી છાવણીમાં જઇ તેઓને ઉશ્કેરી મોગલો ઉપર ચઢી આવવાને લલચાવવાની બાજી રમતો હતો. બંને રસ્તા મુસ્કેલ હતા. પોતે જાતે મુસલમાન અને તે પણ એક ચુસ્ત ધર્માભિમાની ફકીર હતો; એટલે તેના બોલવા ઉપર મરાઠાઓને કે અંગ્રેજોને વિશ્વાસ કેમ બેસશે તેનો તેને લાંબો વિચાર થતો હતો. જો મરાઠા દરબારમાં જવાનો ઠરાવ કરે છે તો ત્યાં સાંગોપાંગ કેમ પોહોંચવું, બાજી કેમ ગોઠવવી તેના તર્કવિતર્કમાં તે ગુંચવાતો હતો. તેમાં જો મુસ્કેલી દેખાતી તો તુરત વળી ખ્રીસ્તી છાવણીમાં પોહોંચી જવાની બાજી ઉપર તર્ક કરતો હતો. ત્યાં જવું કેમ અને પ્રપંચ કેમ ચલાવવાં તેના તર્કવિતર્કોમાં જ્યારે કાંઇ મુસ્કેલી દેખાતી, ત્યારે વળી પાછો મરાઠાઓ જોડે મળી જવાના વિચારો દોડાવતો હતો. આવા બે તરફના તર્કમાં તેનું મન લગાર ઢચુપચુ થતું ત્યારે પોતાને કરવામાં આવેલાં અપમાનની યાદ તાજી કરી વેરના અગ્નિથી બળતો હતો. તે વેર વાળવાને હાથ ઉપર હાથ મશળતો ને અલ્લાહની મદદ માંગતો હતો. મરાઠા રાજકચેરીમાં જવું કે ખ્રીસ્તી છાવણીમાં જવું એવા બે તર્ક વચ્ચે વિચાર કરતે કરતે અંતે તેણે એક બાજી રચી. તે બાજી ફતેહ થવાની તેને એટલી બધી ઉમેદ આવી કે, હમણાંજ ફતેહ મળી ગઇ હોય, હમણાંજ મોગલો ઉપર પોતાનાં અપમાનનો બદલો લઇ ચુક્યો હોય અને તેનાથી જેવી ગમત ઉપજતી હોય તેવી ગમત હમણાંજ મળી હોય તેમ મનમાં મગન થઇ રહ્યો. તે પોતાના મનમાં બાજી રચે છે કે, મારે જવું તો મરાઠાઓની રાજકચેરીમાં. ખ્રીસ્તીઓ, ગમે તેવા છતાં તેઓ પરદેશીઓ છે, માટે તુરત વેળા તેમને લાભ નહીં આપતાં હિંદુઓનેજ વિજય અપાવવો ઠીક છે. રાજકચેરીમાં એક-વાર ઘૂસવા પામ્યા કે, તેમને મોગલો સામે ઉશ્કેરીશ. મોગલો હાલ એશઆરામમાં કેવા લીન થઇ બેઠા છે, ખ્રીસ્તી પરદેશીઓને તેઓ કેવા પ્રકારના આશ્રય આપે છે, અને તેમની મદદ મેળવી મોગલો મરાઠા-ઓની ધનનશલ કાઢવાની કેવી ઇચ્છા રાખે છે, એવી અનેક વાતોથી મરાઠાઓને ઉશ્કેરીશ. તે મનમાં બોલ્યો: "અહા, બાચ્ચા મવલા-બક્ષ, તારી ચાપલુસી, અને જુઆંદરાજીની છટા દેખાડવાનો પ્રસંગ

હવે પાસે આવ્યો છે.” જાણે કાંઇ યાદ આવી ગયું હોય તેમ, “હા હા; એટલાથીજ શું બસ થયું? બચ્ચા મવલાબક્ષ, ચાલ આગળ. “આપણે વળી મરાઠાઓને ઉશ્કેરીશું કે, નાસ્તિક કુતરા ખ્રીસ્તીઓ તો, મોગલો અને મરાઠાઓ લડે તેમાં લાભ ધારે છે. વળી હું અડાવીશ કે હું પોતે તે નાસ્તિકોની છાવણીમાં ગુપચુપ ઘુસ્યો હતો ત્યાં એવી વાત પણ મારા સાંભળવામાં આવી હતી કે, મોગલોને તેઓ પોતાની પક્ષે રહેલા માને છે. મરાઠાઓ, તેમનાથી બ્હીતા હોય એમ તેઓએ માની લીધું છે અને પોતાનો પગદંડો જોઇ મરાઠાઓ બળે છે એવો વિચાર તેઓ ધરાવતા સાંભળવામાં આવ્યા છે. આ ફીરંગી કુતરાંઓની સંખ્યા હાલ થોડી હોવાથી, તથા દેશમાં હજુ અજાણ્યા હોવાથી તથા દારૂગોળો, હથિયાર વગેરે પુરતાં ન હોવાથી, તેઓ મોગલો કે મરાઠાઓની સામા થવાની તો તુરતવેળા હિંમત ચલાવતા નથી; પણ તેઓ ધન લોભી હોવાથી વિચાર કરતા બેઠા છે કે મોગલો અને મરાઠાઓને હાડવેર છે તેમાં મરાઠા પડશે તો તે કુત્તાઓનો જય છે. ઇરાંનીઓની ચઢાઈમાં મરાઠાઓએ મોગલોને કશી મદદ કરી નથી તે બાહાને તેઓ મોગલોને ઉશ્કેરી મરાઠાઓ સામે લડાવવાનો પ્રપંચ રમે છે. મોગલોને, વિલાતથી હથિયારો તથા દારૂકામ વગેરે મંગાવી આપવાની ગોઠવણ રચે છે. એ પ્રમાણે મોગલોને ભમાવી મરાઠાઓ જોડે લડાવવાની યુક્તિ ત્યાં રચાય છે. આ ફીરંગીઓ વિચારે છે કે આપણે તેમાં છેવટ સુધી કશો ભાગ લેવો નહી; મોગલો જો હારમાં હશે તો આપણી મદદ માંગશે, અને તે વેળા તેમને સકંજામાં લઇ તરેહવાર પ્રકારની સરતો કરાવી લઇને થોડી ઘણી મદદ આપીશું. આ પ્રમાણે ખ્રીસ્તીઓ બાજી માંડી બેઠા છે, અને મોગલો તેમના જોડે મળી જાય છે, માટે આ નાસ્તિક કુત્રાઓને દેશમાંથી હાંકી કાઢવાને ઓ અલ્લાહના પુત્રો! ઓ હિંદુઓ તમે જાગૃત થાઓ. આવો વિચાર કરી ફરીરે એક રવારી મારી, પાછો તેજ વૃક્ષ નીચે આવી બોલ્યો: “અહા, મવલાબક્ષ, છળ તો ઠીક રચાયો છે. અલ્લાહ, તું ફતેહનો સાહેબ છે.” રચેલા છળમાં પોતે જરૂર ફાવવાનોજ અને ગમે તે રીતે પણ મોગલોનો નાશ કરાવવાનોજ એમ નકી માની, ફતેહની લ્હેરમાં ને લ્હેરમાં મવલાબક્ષ પોતાના સંકેત પ્રમાણે મરાઠા રાજનગર તરફ ચાલ્યો.

## પ્રકરણ ૨૪ મું.

### દસેરાની દરબાર.

આજે વિજયાદશમીનો મહોત્સવ છે. મરાઠા રાજનગરમાં ભડી ધામધુમ ચાલી છે. જ્યાં ત્યાં દોડધામ ને ધમાચકડી જણાય છે. મોટી સ્વારી નિકળવાની તૈયારીઓ પ્રાતઃકાળથી થઇ રહી છે. લોકો ભાતભાતનાં વસ્ત્રાલંકાર સજી આનંદમાં મ્હાલતાં આમ તેમ દોડધામ કરતાં દેખાય છે. રાજદરબારના ઉત્સાહમાં કમીના નથી. સર્વ અમલદારો બનીઠણીને, પેહેલા પ્રહરમાં ભરાનારી દરબારમાં રોફ મારવાને કચેરી તરફ કુચ કરતા દેખાય છે. સર્વનાં મન પ્રફુલિત થઇ રહ્યાં છે. બરાબર દશ બજવાને સુમારે દરબારનો ઠાઠ પુરેપુરી ટોંચ ઉપર આવે છે. મરાઠા સરદાર બાજીરાવ દરબારમાં પુરદમામથી આવી વિરાજમાન થયો છે. અતિતિક્ષ્ણ દૃષ્ટિ આમતેમ ફેરવી તે જુએ છે કે, આજ વિજયાદશમીના દરબારમાં કયા કયા સરદારો ને ગોદ્ધાઓ હજુ આવવાના રહ્યા છે. દૂર તરફ ભરાઇ બેઠેલા કોઇ કોઇ યોદ્ધાઓ નજરે ન પડતાં તે તેમને માટે પડોસમાં બેઠેલા રણવીરોથી પુછપરછ ચલાવી માહિતગાર થાય છે. નાયકાઓ નાટારંભના સ્વરમાં સર્વને ગુલતાન કરે છે. એક બાજુએ કસરતબાજો ખંભ ઠોકતા બેઠા છે. બીજી બાજુએ પંડિતો બિરાજે છે. આ પ્રમાણે દરબારનો ઠાઠ મચી રહ્યો છે.

થોડો વખત સુધી તો દરબારમાં તરેહવાર આનંદની વાતોના ગપાટા ચાલી રહ્યા છે; પણ એક વાત—મહા અગત્યની વાતે તેમના મન ઉપર બહુ ચોંટ ભરેલી અસર કરેલી જોવામાં આવે છે, અને થોડાજ વખતમાં તે વાતની છેડતી દરબારમાં ચાલતાં જેને તેને મોઢેથી તેને તેજ વાત ચર્ચાતી સાંભળવામાં આવે છે. આ તે શી વાત છે કે જેણે આવા મહોત્સવને દિવસે શૂરા રાજ ભક્ત મરાઠાઓનાં મનને આકર્ષી લીધાં છે? તે વાત, તે હિંદુસ્તાનમાં ઘુસી આવેલા અંગ્રેજ પરદેશીઓ, તેમનો વધતો જતો પગપેસારો અને તેમને દેશમાંથી કેમ કાઢવા તેને લગતી હતી. આ વાત નિકળતાંજ સર્વ કોઇ માહમોટો ખેદ બતાવવા લાગ્યા કે, મોગલો અને મુસલમાનો તો આ ભરતભુમિના સદાંના શત્રુઓ હતાજ, તેમાં આ નવા વધ્યા છે. દરેક જણ તેમને માટે જુદી જુદી અટકળો અને જુદી જુદી અગમચેતીઓ કરવા લાગ્યા. કોઇ બોલતો કે

આ મ્લેચ્છો આ દેશમાં નહીંજ જોઇએ; કોઇ વિચાર આપતો કે આ મ્લેચ્છો દહાડેપહાડે આ દેશમાં સર્વોપરી થઇ બેસવા જોઇએ, કોઇ કુદરતના અચળ નિયમને આગળ ધરી બોલતો કે જ્યાં એક વસ્તુ કે એક હેતુ માટે બે આપઆપમાં લડી મરતા હોય, ત્યાં ત્રીજો સદા કામ કાઢી જાય છે, તેમજ બેની-હિંદુ-મુસલમાનોની લડાઇમાં આ ત્રીજા મ્લેચ્છ પોતાનું કામ કાઢી જશેજ જશે. આ પ્રમાણેની ગડબડ સડબડે દરબારમાં ભારી જોશભેર ચર્ચા ચલાવી છે, અને સર્વનાં મન ભારી ખેદમાં નાખ્યાં છે. આ મ્લેચ્છોને દેશમાંથી કેમ કાઢવા તે માટેની તરેહવાર અટકળો અને અનુમાનો બાંધવામાં આવે છે. દરબારને મુખડે બિરાજેલો મરાઠા સરદાર, આ સઘળી ચર્ચા ખિન્નવદને ચુપચુપ સાંભળે છે; પણ તે કશું બોલતો નથી. સર્વ ચર્ચા ચાલતી સાંભળી તેનું મન રંજીત થાય છે; તેનું તન કંપે છે અને ભવિષ્યને માટે ભારે ચિંતાતુર બને છે. આવી આકુળવ્યાકુળ સ્થિતિમાં, દરબારમાં ચર્ચાતી ચર્ચામાં કેવી પ્રકારે ભાગ લેવો તે માટે તેને રસ્તો જડતો નથી; એટલે તુરત તો તે સઘળું મુંગે મોઢે સાંભળ્યો જાય છે. એટલામાં દરબારગઢની બહારથી એક અવાજ આવ્યો: "અલ્લા દીલવાયા તો લઉંગા" "અલ્લા દીલવાયા તો લઉંગા !" મોટા કાનના બ્હેર ફાડી નાખે તેવા આ પોકાર સાંભલી સૌ ચકિત થઇ ગયા.

એ સમયે દરબારીઓ પોતાની હજુર આવેલા મહા વિકટ સવાલ ઉપર વિચાર કરવામાં એટલા બધા લિન થઇ બેઠા હતા કે, ગમે તેટલો મોટો પોકાર પણ તેમનાં મન તેમાંથી ખસેડવાને શક્તિમાન થતો ન હતો, પણ પોકાર કરનાર પણ જાણે પોતાનો પોકાર, આ ખસુસ કોઇને સંભળાવવા માંગતો હોય અને પોતાની તરફ કોઇનું ધ્યાન ખેંચવા માંગતો હોય તેમ વગર થોભે, "અલ્લા દીલવાયા તો લઉંગા" એમ ખુમરાણ મચાવતોજ હતો, તેથી સૌ ચકિત થઇ ગયા. ઘણી વારે, અંતે તેના તે વિચિત્ર પોકાર તરફ કેટલાક દરબારીઓનું ધ્યાન ખેંચાયું અને તેમ થતાં થોડાજ વારમાં ગરબડભરી દરબાર તદ્દન શાંત બની ગઇ, ચુપકીદી ફેલાતાંજ સર્વ દરબારીઓને માલમ પડ્યું કે, કોઇ મુસલમાન ફકીર બહુ વિચિત્ર વેષે કચેરીના દ્વાર પાસે આવી, વિલક્ષણ પ્રકારે અલેખ ગજાવે છે. એક મુસલમાન ફકીર, મરાઠા સલતનત અને ખુદ મરાઠા રાજકચેરીના દ્વાર

પાસે આવી, આવી અદ્દભૂત રીતે અલેખ ગજાવે એ જેમ મરાઠા સરદારને, તેમજ સર્વ દરબારીઓને આશ્ચર્ય ભરેલું લાગ્યું. એક બીજા જોડે ઘુસઘુસ કરવાની તેમને તક મળી અને છેવટે એમ ઠર્યું કે, દરબારની વચ્ચેજ તેને બોલાવી, તે શું કહેવા માંગે છે તેનો ખુલાસો તેનાથી લેવો. તેમ કરતાં પેહેલાં તેનું હીર જોવા માટે મરાઠા સરદારે દ્વારપાળને હુકમ ફરમાવ્યો કે આ ફકીરને, સિધુ અપાવવું. દ્વારપાળ જેવો તે હુકમ બજાવવા જાય છે કે, ફકીરે તે લેવાની ના પાડી, અને પોતાનો વિચિત્ર અલેખ જગાવનારો પોકાર પાછો ચાલુ કરે છે. અંતે તેને કચેરીમાં બોલાવ્યામાં આવ્યો. વિવેક કે વિનયનાં કશાં પણ ચિહ્ન વગર ફકીર મવલાબક્ષ કચેરીમાં આવી ઉભો. તે શું કહેવા માંગે છે, કોણ છે, કયાંથી આવ્યો છે અને શું હેતુ ધરાવે છે તે વિષે સત્ય બોલવાની તાકીદ થતાંજ ફકીર મવલાબક્ષે પોતાની તેજી જીભડી ઉઘાડી. તે બોલ્યો :—

"ગૌબ્રાહ્મણ પ્રતિપાળ! મરાઠા સરદાર, મારૂં નામ મવલાબક્ષ છે. હું એક ઠેકાણે ઠરીઠામ રહેતો નથી, જ્યાં અલ્લાહ લઇ જાય ત્યાં ફરતો રહું છું. આ ભૂમિ મારૂં ઝુંપડું છે, આકાશ મારૂં છત્ર છે, જમીન મારી બેઠક છે, અલ્લાહ મારો સાથી છે, હું જે તને કહું છું તે સત્ય કહું છું, ને તેપર લક્ષ દે! આ દેશમાં કમબખ્ત મોગલોની નબળાઇનો લાભ લઇ પગપેસારો કરી બેઠેલા પેલા ખ્રીસ્તી કાફરોની છાવણીમાંથી હું ચાલ્યો આવું છું. ત્યાંથી અહીં સુધી આવવાનું પ્રયોજન નજ હતું, પણ તે મ્લેચ્છોની કચેરીમાં થયલી એક છુપી ગોઠવણ, જે ન જાણતે મારા કાન ઉપર આવી છે અને જે સાંભળીને મારાં રોમેરોમ ખડાં થાય છે તે અહીં જાહેર કરવા હું આવ્યો છું. મારો વિચાર તો, વિજાપુર, ગોવલકુંડા, અમદનગર કે હૈદરાબાદ જઇ મારા જાતભાઇઓને જાગૃત કરવાનો હતો, પણ અફસોસ! યા અલ્લાહ કરીમે કારસાજ, મારા જાતભાઇઓ તો મોગલો અને તમો મરાઠાઓનો માર ખાઇ ખાઇને બાયલા બની ગયા છે અને તેઓ કશું કરી શકે એમ લાગતું નથી; તેથીજ ચાલ્યો ચાલ્યો અહીં આવ્યો છું. એવાજ વિચારથી કે મુસલમાન અને મરાઠાઓ ધર્મે ગમે તેવા જુદા છતાં પણ બન્ને આ દેશનાજ પુત્રો છે અને તેઓ પોતપોતાની વચ્ચે લડે કે ઝઘડે તે બે બાઇઓ લડે તે મીસાલ છે, પણ આ તો તે બે

ભાઇઓના ઝઘડામાં માથું ખોશી, ત્રીજોજ-અને તે પણ કોઇ પરદેશી, મ્લેચ્છ પોતાનું કામ કાઢયો જાય તે, હાય હાય! મારાથી કેમ દેખી શકાય? માટે બોલ ઓ મરાઠા સરદાર, તું જો જાણવા માંગતો હોય, અને દેશના ખરા પુત્ર તરીકે તારૂં રકત ઉછળતું હોય તો હું તે ખ્રીસ્તી મ્લેચ્છોનાં છળકપટનો પડદો અહીંજ ફોડી દઉં ને તારી મરજી નહોય તો જંગલમાં ચાલ્યો જઇ અલ્લાહની બંદગી કરૂં!"

ફકીર મવલાબક્ષની આ વાત સાંભળી કચેરીમાં એવી ચુપકીદી પ્રથરાઈ કે એક તણખલું પડે તો તેનો પણ અવાજ સંભળાયા વગર રહે નહીં. સર્વ કોઇ એક બીજા તરફ જોઇ રહ્યા. ઘણાકોને, ફકીરનાં આ કથનમાં કાંઇક ભેદ અને શક લાગ્યો; છતાં શકભરેલા માણસને મોઢેથી શકભરેલી વાત જાણ્યાથી ખોટું થનાર નથી, એમ માની કચેરીના સરદારોએ ફકીર મવલાબક્ષની હકીકત સાંભળવાનો નિશ્ચય કર્યો; પછી તે ઉપર અમલ કરવો યા નહીં તે વિચારપર રાખવામાં આવ્યું. ફકીર મવલાબક્ષ, પોતાની હકીકત જાહેર કરી રહ્યા પછી, મરાઠા દરબારમાં વિરાજેલા યોદ્ધાઓના ચેહરા બહુ બારિકીથી તપાસતો કે, તેના આ કથનથી મરાઠાઓ ઉપર કાંઇ અસર થઈ છે કે નહીં. જો કે પોતે ગુપચુપ, દરબારનો વિચાર જાણવાની ઇંતેજારીમાં ઉભો હતો, તોપણ એક નાકેથી બીજે નાકે સુધી, તે પોતાના કાન અને આંખોને ખુલ્લાં રાખી ઉભો હતો, અને જ્યારે તેને ખ્રીસ્તી મ્લેચ્છોનાં છળકપટની વાતો જાહેર કરવાની ભલામણ થઇ ત્યારે, પોતાના ધારેલા હેતુમાં તેટલે દરજ્જે ફતેહમંદ થયલો જોઇ તે મનમાં મલકાયો.

---

## પ્રકરણ ૨૫ મું.

### આગલાકડાં!!

ફકીર મવલાબક્ષ, જે અત્યાર સુધી પોતાનાં કર્તુકમાં ફતેહ પામવાની અણધણ હાલતમાં હતો તે, એક પગલું આગળ વધવાને મળેલી તકનો લાભ લઇ બોલ્યો કેઃ–

"સાંભળ ઓ મરાઠા સરદાર! હું મારા પીરે દસ્તગીર સાહેબના નામથી, આ દેશના સર્વ પીર પેગંબરોની કબરો અને રોઝાઓની

મુલાકાત લેવાને અર્થે ફરતો ફરતો અગરેબથી મગરેબ સુધી ફરી વળ્યો છું. એમ ફરતો ફરતો હું જાઊં છું, ત્યાં આ થોડા રોજપર, એક તરફ એક મોટી છાવણી મારા જોવામાં આવી. આશ્ચર્ય થઇ જોઉં છું તો તે તરફ સઘળા ખ્રીસ્તીઓની દોડધામ ચાલી રહી છે. તેમનો પેહરવેશ, તેમની રીતભાત વગેરે તદન જુદાજ પ્રકારની મારા જોવામાં આવી, અને તે ઉપરથી તે મ્લેચ્છોની હીલચાલ વધુ જોવાની મને ઇચ્છા ઉત્પન્ન થઇ. નજદીકમાં જતાં એક પછી એક ચઢઉતર મોટા તંબુઓ ઠોકવામાં આવેલા નજરે પડ્યા. અંદર ઠાઠમાઠ અને રાચરચીલાંની વ્યવસ્થા પણ બહુ ઉત્તમ પ્રકારની હતી. જ્યાં ત્યાં ટેબલો, ખુરશીઓ અને કોચો વગેરે બહુ સફાઇથી ગોઠવેલાં હતાં. આજુબાજુએ, જોનારને ઠરાવી નાખે એવા લશ્કરી પોશાક સાથના સંત્રીઓ, નાગી તરવાર કેડે લટકાવી ચોહોરો ભરતા હતા. તે સર્વની દોડધામ અને કામકાજની રીત, સામા માણસને લગાર હણકાવે તેવી હતી. હું ફકીર હોવાથી, ને મારો પહેરવેશ, ચાલચલણ ગાંડા જેવાં હોવાંથી મને ત્યાં જતાં કોઇનો અટકાવ નડ્યો નહિ. હું આગળ વધ્યો. એક મોટા તંબુમાં પેઠો. ત્યાં એક ઊંચાં આસને મોટી મુછો અને લશ્કરી દબદબાવાળો ગોરોગબર બેઠો હતો. આજુબાજુ બીજા કેટલાકો સાદા પોશાકમાં અને કેટલાકો લશ્કરી પોશાકમાં બેઠા હતા. તે સઘળાઓની વચ્ચે આશ્ચર્ય સરખું જે મારા દીઠામાં આવ્યું તે એક જુવાન લઠ સરખા મરાઠાની હાજરી હતી. અયે મરાઠા સરદાર! તે તારી ઝબાનમાં દિલ્લીની ખટપટનું, મરાઠાઓની હીલચાલનું અને મુસલમાનોનાં કાળાં-ધોળાંનું વર્ણન કરતો હતો; તેની પડોસમાં સાદા પોશાકમાં ઉભેલો એક ગોરો પોતાની ભાષામાં સર્વને તે વળતું સમજાવતો હોય એમ મને જણાયું. તે મરાઠા સરદારનું વૃત્તાંત સાંભળી, સર્વનાં મોઢાં ઉપર ગાંભીર્યતા છવાતી. આ વાતચીતના દરમ્યાનમાં તે મરાઠા સરદાર બોલતો કે, મોગલો હાલ મોજ મજાહમાં તલ્લીન થઇ બેઠા છે, અને મુસલમાનો તો માર ખાઇ કાયર બની ગયા છે. મરાઠાઓ લડી લડીને થાક ખાવા પડ્યા છે. મોગલો અંગ્રેજો તરફ સારી મમતા બતાવે છે, પણ મરાઠાઓ, અંગ્રેજોના પગદંડાથી બળે છે. મોગલો અને મરાઠાઓને હાડવેર બાઝ્યું છે. ઇરાનીઓની ચઢાઇમાં મરાઠા-ઓએ મોગલોને કશી મદદ કરી નથી, એટલે મોગલો મરાઠાઓ

સામે બળી રહ્યા છે. મરાઠા સરદારની આ છુપી બાતમી સાંભળી લઇ, આ ખ્રીસ્તી દરબારમાં એવી વાત ચાલી કે, મોગલોને મરાઠાઓ સામે ઉશ્કેરી તેમના ઉપર ચઢાઇ કરાવવી; વિલાયતથી હથિયારો મંગાવી આપવાં, અને એ પ્રમાણે બંનેને લડાવી મારી આપણે મોગલોને હાથતાળી આપી, આપણું બને તેટલું કામ કાઢી લેવું. એ લડાઇમાં જે બાજુ હારે તેની કુમકે જવું, અને તે મદદના બદલામાં તેમની પાસે વિશેષ લાભની સરતો કરાવી લેવી."

ફકીર મવલાબક્ષ આ વાત કરતો જતો અને પરદેશી મ્લેચ્છોથી કેટલોક જાણે કમકમતો હોય તેમ અફસોસના ઉદગારો કાઢતો જતો. વારંવાર તે મરાઠા દરબારીઓનાં મોઢાં તરફ નજર નાખી જોતો કે આ છળકપટથી, તેમના ઉપર કાંઇ અસર થાય છે કે નહીં. તે સુક્ષ્મદર્શિ ને પરિણામદર્શિ હતો. તેણે જોયું કે ધારી અસર થાય છે, તે છતાં અલ્લાહને સંભારતો, બંદગી કરતો, નીચે વળી બેઠો.

આ વૃતાંત સાંભળતા મરાઠા દરબારમાં એક બીજાના કાન કરડાવા લાગ્યા. કોઇ અંગ્રેજોનું નિકંદન કાઢવા માંગતો; કોઇ અંગ્રેજો અને મોગલો બંનેનો કેડો પકડવા બોલતો, તો કોઇ ફકીરની વાત ઉપર શક પણ નાખતો. ગમે તે હોય તો પણ આટલું તો સત્ય હતું કે, આ મ્લેચ્છ પરદેશીઓએ થોડા વખતમાં જે પગપેસારો કર્યો હતો, અને દેશના ધણી થઇ પડેલા મોગલો અસ્તકથી જે લાભો લેતા જતા હતા તે કોઈ પણ ખરા દેશભકત અને દેશાભિમાનીના હૃદયને છિન્નભિન્ન કરે તેવા હતા. અને ફકીરની વાતમાંથી કેટલાક ટકા બાદ કરતાં પણ એક હદ સુધી તેની વાતમાં સચાઇ હતી એમ તો સર્વને લાગ્યું.

દરબારમાં જે મૂળ વાત મંડાઇ તે એજ કે, આ ન ધારેલી આફતમાંથી કેમ બચવું. કેવા પ્રકારે બાજી રચવી કે; કમબખ્ત મોગલો, આ પરદેશી મ્લેચ્છોને આશ્રય આપતા અટકે, અને પરિણામે તેઓ આ દેશમાંથી પાછા જાય. ઘણી દીર્ઘદૃષ્ટિથી વિચાર કરતાં આટલું તો સત્યજ ભાસ્યું કે, ભરતખંડના ધણી થવાને માટેના હિંદુ-મુસલમાનોના નિરંતરના ઝઘડામાં, આ ત્રીજા મ્લેચ્છો પોતાનું ફાવ્યું કરી જશે. કોણ જય પામશે એ સશંકિત હતું. પણ શું ભારતભૂમિના પુત્રો બીલકુલ કાયર બની બેઠા છે અથવા તે

શું પરદેશીઓને હંફાવવાને અથવા તેમને આગળ વધતા અટકાવવાને અશક્ત થયા છે? નાયલા બુઝખ મોગલોને ચાઈ ચાઇઓથી લલચાવીને આ પરદેશીઓ જે સંગિન લાભ મેળવી જતા હોય અથવા હવે પછી લાગ ફાવતે બીજા લાભો મેળવી જવાની બાજીઓ ગોઠવ્યા જતા હોય તેમાંથી તેમને પાછા વાળવા જેટલો પ્રયત્ન કરવાની શું બુદ્ધિ નથી? નહી, મરાઠાઓ એટલા બધા કાયર અને બીચકારા બન્યા ન હતા. તેઓને થોડી ઘણી ખબર તો હતીજ, પણ ફકીરની વાતથી વધુ ખબર મળી એટલે તેઓનાં રોમ રોમમાં અગ્નિ પ્રદિપ્ત થઇ ગયો. વિજયાદશમીની દરબારમાં વિરાજમાન થયલા સઘળા સરદારોએ તેજ દિવસે પણ લીધું કે, મારવું કે મરવું પણ ભારતભૂમિમાં પેઠેલા આ પરદેશીઓને, દેશમાંથી હાંકી કાઢવાનો એક સચોટ યત્ન કરવો. તુરત 'હર! હર! મહાદેવ!'ની જય ગર્જના થઈ રહી, ને વિજયાદશમીની દરબાર વિસર્જન થઈ.

---

## પ્રકરણ ૨૯ મું.

### ક્ષિતિજ!

ભારતવર્ષનો સૂર્ય, અસ્તાચળપર ઊંચો નિચો થતો હતો. ઐક્યતાના નાશથી જાણે તે ક્રોધાયમાન થયો હોય તેવો લાલ બિંબ જેવો, નેત્રને આંજવતો હતો. ક્ષણમાં તે ઊંચી ડોક કરતો તે જાણે પોતાના પ્રીતિપાત્રને શરણે રાખવાને ઇચ્છતો હોય તેવો લાગતો ને ક્ષણમાં તે ક્ષિતિજમાં ઉતરતો, તે જાણે એમ સૂચવતો હોય કે ઘણા તપેલાને શાન્ત-ઠંડા થવા દો. અને પૂર્વમાં-ઉદયાચળપર ઝળહળતો પ્રકાશ ઝળુકતો હતો, 'ચલ જા, હવે તારૂં કાર્ય પૂર્ણ થયું છે' એમ આ પૂર્વનો દેવ આજ્ઞા કરતો હોય તે પોતે દિગંતમાંથી બહાર નિકળવાનો પ્રયત્ન કરતો હોય તેવો જણાતો હતો. ભરતખંડની સ્થિતિ, અહુણા આવીજ હતી. ને સૂર્ય-સ્વપ્રકાશિત સૂર્ય દિગંતમાં પેસતો હતો, પણ શાન્તિ પથરાવનારો ચંદ્ર બીજી દિશામાંથી ઉદય પામતો હતો.

મોગલો, મરાઠા અને મુસલમાનોની અવ્યવસ્થિત સ્થિતિથી અંગ્રેજો પુરા વાકેફ હતા. મોગલો સંખ્યામાં પુરા, પૈસે પુરા, પણ

મોજીલા અને સ્વછંદી હતા, મુસલમાનો સંખ્યામાં ગમે તેટલા મોગલોને પુરા પડે તેટલા હોવા છતાં એ તરફનો માર ખાઇ ઠેકાણે પડયા હતા. મરાઠા! ભરતખંડની એકવારની અજીત શક્તિ મરાઠા! સંખ્યામાં થોડા પણ શક્તિમાં પૂરા, વિચારમાં નિપૂણ, કાર્ય કરવામાં ઉમંગી, ડાહ્યા, ઉછળતા લોહીના, ઘડાયલા, મજબૂત પગલાં ભરનારા, અને લડવૈયા હતા. એ સઘળું અંગ્રેજો સારી પઠે જાણતા હતા. અંગ્રેજો સમજતા હતા કે મુસલમાન તો હાલ મરી પરવાર્યા છે; પણ મરાઠાઓ ખરા દેશદાઝવાળા છે એટલે તેઓ આપણને એક તસુ પણ જગા આપે તેવા નથી, માટે મોગલો જોડે મળીને બને તેટલું કામ કાઢી લેવું અને તેમ કરતાં મરાઠાઓને છુંદવા પડે તો તેમ પણ કરવું. મોગલો આમાંનું કશું સમજતા નહીં, પણ પક્કા મરાઠાઓ બધું સમજતા હતા અને તેથીજ ઊંટડો કયાં બેસશે તેની તેમને ચિંતા હતી. પરદેશીઓ સામે મરણિયા થઇ લડવાનું પણ લીધું તો ખરૂં; પણ કયે રસ્તે તે કામ આરંભવું તે હજુ નકી નહતું; તેટલામાં ન ધારેલો એક બનાવ બન્યો, જેણે દેશમાં ચોમેર રણસંગ્રામ જગાડયું, અને જ્યાં ત્યાં "જય મહાદેવ", "જય ભવાની!" અને "અલ્લાહ અકબર"ની ગર્જના કરી મુકી.

મરાઠાઓ સામે બખારવાનું એક બાહાનું મોગલોને મળેલું હતું તેમાં અંગ્રેજોએ તેલ રેડયું. દિલ્લી ઉપર ઇરાનીઓએ કરેલા હુમલામાં મરાઠાઓએ મોગલોને મદદ મોકલવાને કબુલ્યા છતાં, કેટલાંક કારણોથી તે મદદ વખતસર ત્યાં જઇ પોહોંચી નહીં એટલે મોગલો મરાઠાઓ સામે બખારવા લાગ્યા. આ બાહનાને અંગ્રેજોએ વધારી આપ્યું.

ઈંગ્લાંડના વેપારીઓ, પોતાનો પાયો ભરતખંડમાં દ્રઢ કરવાને, ભાતભાતના રમકડાઓ મોકલતા હતા, તે સર્વે કેટલીક ભેટ સોગાદો સાથે એક એલચીખાતું અંગ્રેજોએ દિલ્લીની દરબાર ખાતે મોકલ્યું, ને તેની મારફતે હથિયાર દારૂગોળો વગેરેની મદદ કરવાની માંગણી કીધી; અને તેના બદલામાં કેટલાક હકો તેઓએ માંગ્યા, જેમાં દેશના જુદા જુદા ભાગોમાં પોતાની કોઠી ઘાલવાની પરવાનગી માંગી. મરાઠાઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તે અટકાવવાને તેઓએ મોગલ દરબારમાં ઘણો વગ લગાડવા માંડયો, અને તેનું પરિણામ સામું તેમની વિરૂધમાં આવ્યું. ભેટ સોગાતથી

લાલચમાં પડેલા મોગલોને, અંગ્રેજોએ, મરાઠાઓના લાગવગની ખટ-પટને તેમના કાવાદાવા અને પ્રપંચનું રૂપ આપ્યું, જેથી મોગલો ઉશ્કેરાઇ ગયા. આ ઉશ્કેરણીના પરિણામમાં મોગલોએ અંગ્રેજોની કુમકથી, મરાઠાના એલચીને દિલ્હી દરબારમાંથી હાંકી કાઢયા.

મરાઠા એલચી ખાતુ પાછું ફરતાંજ આખાં દક્ષિણમાં ખળભળાટ ચાલી રહ્યો. લશ્કરની મોટાપાયા ઉપર તૈયારીઓ ચલાવ્યામાં આવી, હથિયાર, દારૂગોળો વિગેરેની સામગ્રીઓ સંઘરવાનું કામ ધોકારાબંધ ચાલ્યું. થોડાજ મહિનામાં આખા મરાઠા રાજ્યમાં લડાઈ અને લડાઇનાજ રણશિંગા વાગી રહ્યાં.

મુસલ્લાઓને મારો, તરકડાઓને કાઢો, પરદેશી ધોલ્લાઓને હાંકો, એમ ચોમેર ગર્જના થઈ રહી છે, અરધો દેશ જ્યારે એક નાકેથી બીજા નાકાસુધી લશ્કરી તૈયારીઓથી ગાજી રહ્યો છે ત્યારે દિલ્લીનો સેહેનશાહ–તદન મોજમજાહમાં તલ્લીન થઇ બેઠો હતો. તેને મરાઠાઓની તૈયારીની લેશ ખબર વટીક પડી નહતી, અથવા થોડી ઘણી પડી તેની તેઓ અંગ્રેજોની કુમક ઉપર કુદીને દરકાર કરતા નહોતા. મરાઠાઓએ, આખા દેશને જાગૃત કરી દીધો. શેહેરે શેહર અને ગામે ગામ પ્રતિજ્ઞાઓ આપીને હિંદુ સૈન્ય ઉભું કરવામાં આવ્યું. લોકોમાં પણ પરદેશીઓ સામા એટલો બધો તિરસ્કાર પેદા થયો હતો કે, સેહજ ઇશારો થતાંજ લોકોએ તરેહવાર માનતાઓ અને બાધાઓ લીધી. કોઇએ કાંઇ તો કોઇએ કાંઇ. દિલ્હીમાં મો-ગલોનો સંહાર વાળ્યા પછીજ કોઇએ પાન સોપારી મોહમાં મુકવાની બાધા રાખી, તો કોઇએ અંગ્રેજોનો પરાજય થતાં સુધી દુધ નહિ પીવાની પ્રતિજ્ઞા લીધી. પરદેશીઓ સામાં ઉશ્કેરાયલાં કુદરતી ઝનુંનનો જુસ્સો ભારે હતો, ત્યારે મોગલો તો "યહ કીયા બીસાતમે હૈ કુફર મુર્તિપૂજકો!" એમ ગર્વથી બોલતા મોજમજાહમાં વધુને વધુ લીન થઇ પડતા હતા.

---

# પ્રકરણ ૨૭ મું.

## એક પગલું આગળ!

લશ્કરની સર્વ તૈયારી થઇ ચૂકી છે; જુદી જુદી ટુકડીઓ ગોઠવાઇ રહી છે, કવાયતો થાય છે, હથિયારો ગોઠવાય છે, જુદા જુદા રણવીરોને જુદી જુદી ટુકડીઓની સરદારી અપાઇ છે; દારૂકામ અને હથિયારોના ભંડાર ખુલા મુકી દેવામાં આવ્યા છે; લુહારો, મોચીઓ, સુતારો કે બીજા સર્વ જાતના કારીગરોના કારખાનાઓ રાત દિવસ ધમધમી રહ્યાં છે; ઘોડાઓ, ભારબરદારી જાનવરો અને સઘળા લશ્કરી અસબાબોના ભંડારો ભરી દેવામાં આવ્યા છે, લોકોના હાથ જાણે શસ્ત્ર ચલાવવાને તરવરી રહ્યા હોય તેમ મૂછો મરડાય છે, યોદ્ધાઓના અંગમાંનું રકત તપીને સળવળ થઇ રહ્યું છે; ઘોડાઓ પણ જાણે પોતાના સ્વારોની ઇચ્છા જાણી ગયા હોય તેમ દોડધામ કરવાને પગ ઉપર પગ પછાડે છે, આખી મરાઠા સલતનત જાગૃત થઇ રહી છે, ખોટી માત્ર કુચ ચાલુ કરવાનીજ છે.

આમ લોકોનો જુસ્સો અને ગુસ્સો એટલો તપી રહ્યો છે કે, લડાઇને ઝાઝા દિવસ ઢીલમાં રાખવાનું સરદારોને યોગ્ય લાગ્યું નહીં. તે ઉપરથી વ્યુહ રચના કરી દેવાને માટે દરબાર ભરવાનો એક શુભ દિવસ ઠરાવવામાં આવ્યો. જે દિવસે દરબાર ભરવામાં આવ્યો તે દિવસ, આખી મરાઠા સલતનતમાં એક તેહવાર તરીકે પળાયો. સઘળા સુભટો અને સરદારો દરબારમાં ઠણઠણાટ સાથે હથિયારબંધ હાજર થયા હતા. કયારે કુચ કરવાનો હુકમ મળે કે સઘળાઓ રણસંગ્રામમાં ધમધમાવી પડે તેની ઇંતેજારીમાં એકપગે ઉભા હતા. દરબારમાં મળેલી ઠઠનો સુમાર ન હતો. તમામ હિન્દુ પ્રજાનો ત્યાં આગળ મેળો ભરાયો હતો. ઘરડા કે જુવાન, સ્ત્રી તેમજ પુરૂષ સર્વ ત્યાં આગળ રચના જોવા ભેગાં મલ્યાં હતા. તેમના કલાબકોરથી આખી હિંદી શેહેનશાહત તે દિવસે ખળભળી રહી હતી. દરબારમાં શું ઠરાવ થાય છે, કુચ કરવાનો કયો દિવસ ઠરે છે; કયી ટુકડીની સરદારી કયા અમૂક સરદારને મળે છે તે જાણવાને સર્વ કોઇ ઇંતેજાર હતાં.

આ માહામેદનીમાંથી ઘોડો દપટાવતો મરાઠા સરદાર પેશવા રમટમી રહેલી દરબારમાં આવી પોહોચ્યો. ઘડીભર ચુપકીદી

ફેલાઇ ગઇ. પરદેશીઓ સામે, તમામ પ્રજાને આ પ્રમાણે સજ્જ થઇને ઉભેલી જોતાંજ તેનાં રોમે રોમ હર્ષથી ખડાં થઇ ગયાં. સર્વ સરદારોને પણ આ પ્રજાસમાજને જોઇને ભારે શૂર ચઢ્યું, દરબારમાં પોતાના આસને વિરાજમાન થઇને, તેણે ભેગાં થયલાં લોકોને ઝાઝો વખત ખોટી રાખવાનું યોગ્ય ધાર્યું નહીં. ગંભીર સ્વરથી પેશ્વા, સઘળા સરદારોને, તમામ લશ્કરને ને તમામ હિંદુ પ્રજાને પાનો ચઢાવવાને બોલ્યો કે,

"અહો! આર્યો! ક્ષત્રિય પુત્રો! ભારતભૂમિના તારણ કરનારા સુભટો અને શુરવીરો, આજના તમારા આ ભીલાવડાથી મારા શરીરમાં જે આનંદ થયો છે તે સમ્યો સમાતો નથી. ધીરવીરો, આ રક્ત તપી ગયું છે; ખીન હકદાર પરદેશીઓને, આ દેશમાંથી હાંકી કાઢવાનાં જે શુભ કાર્ય માટે તમો આજે હથિયાર બાંધી તૈયાર થઇ રહ્યા છો તે ખરેજ તમારી જન્મભૂમિનું સાર્થક કરનાર છે. પ્રભુ પાસે હું યાચના કરીશ કે જે શુભ કાર્ય આજે તમે ઉઠાવ્યું છે તેમાં તમને તે સહાય થાય અને તમને યશ આપી તમારી નામના વધારે; એટલુંજ નહીં પણ આવતી ઓલાદને માટે ઇતિહાસમાં તમારૂં નામ સોનેરી અક્ષરે કોતરાઈ રહે. વીરો! લશ્કરી સર્વ તૈયારીઓ સંપૂર્ણ થઇ છે, હથિયાર અને દારૂગોળાના ભંડારો ભરી દીધાં છે; અનાજ તથા ખોરાકના ભંડારો ભરપુર થઇ ચુક્યા છે, તીજોરીનાં મોઢાં ખુલ્લાં મુકયાં છે અને સરકારે પણ સર્વ પ્રકારે, ઉઠાવેલાં કાર્યમાં તનમન ધનથી યત્ન કર્યો છે. હવે જે કરવાનું રહ્યું છે તે તમારા હાથમાં છે અને તમોએ અત્યાર સુધી રણસંગ્રામમાં પરદેશીઓ સામા મેળવેલી કીર્તિ, મને સૂચવે છે કે, આ મહાકાર્યમાં તમો પાછા હઠનાર નથી પણ દેશ દુશ્મનોને હાંકી કાઢાડી તમો જરૂરજ વિજય કરશો. હર! હર! મહાદેવ! જય કાલિકાની જય!"

આ છેલ્લા શબ્દો હજુ તો પેશવાનાં મોહમાંથી નિકળી રહેવા પામ્યા નથી તેટલામાં હાજર રહેલી મેદનીમાંથી "જય જય હિંદુઓનો જય, પરદેશીઓનો પરાજય! હર! હર! મહાદેવ!" એવી ગર્જનાથી આકાશ વ્યાપ્તમાન થઇ રહ્યું. આજથી દશમે દિવસે લશ્કરને ઉપડી જવાની ગોઠવણ કરી, જયનાદ સાથે દરબાર વિસર્જન કરવામાં આવ્યો.

## પ્રકરણ ૨૮ મું.

### રેલાનો લખલખાટ!

ઠરાવેલે દિવસે જયઘોષના પોકારો વચ્ચે મરાઠા લશ્કર પુણા નગરી છોડીને ચાલ્યું. ભીમા નદી પસાર કર્યા પછી મોગલ સુબાઓના અમલ હેઠળનાં જે ગામો આવતાં ત્યાં બને તેટલો ત્રાસ વર્તાવી લશ્કર કુચ ઉપર કુચ કરતું હતું. કેટલાક દિવસની કુચ કર્યા પછી, દિલ્લીમાં મોગલોને તથા હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં પગદંડો કરી બેઠેલા અંગ્રેજોને, મરાઠા લશ્કરની કુચની ખબર પડી, અને ત્યારેજ તેઓએ લડાઈની તૈયારીઓ કરવા માંડી. દિલ્લી દરબાર તો અત્યાર સુધી શેખીમાં બેઠું હતું. અમીરો લાડીવાડીની મઝા મારતા હતા. શાહ અંગ્રેજોની મદદ ઉપર એતમાદ હતો. થોડા સમયમાં બની એટલી તૈયારી કરી દીધી, અને જોઈતી વેળા મદદ માંગવામાં આવશે માટે તૈયારી રાખવી એવી માંગણી તેઓએ અંગ્રેજોને મોકલી.

પણ મરાઠાઓ કાચા નહતા. તેઓ જાણતા હતા કે, કદાચ વધુ ઓછી મદદ અંગ્રેજો પોતાના સ્વાર્થને ખાતર કરશેજ, એટલે તેઓએ પોતાનાં મોટાં લશ્કરને બે ભાગમાં વેંહચી નાખી એક ભાગને અંગ્રેજો સામે મોકલી દીધું, જેથી અંગ્રેજો મરાઠાઓ જોડે રોકાયલા રહે તો તેઓ મોગલોને મદદ તો શુંજ કરે, પણ અંગ્રેજો પોતાની સંભાળમાં રહે. અંગ્રેજોને તે વાતની ખબર પડયાથી તેઓએ પોતાની સઘળી કોઠીઓ ઉપરનું લશ્કર ભેગું કરી મરાઠાઓની સામા મોકલી આપ્યું. આ લશ્કરની સંખ્યા જો કે બહુ નાની હતી ખરી, પણ તે કવાયતમાં અને હથિયાર ચલાવવામાં સર્વ વાતે સંપૂર્ણ અને ચઢતું હતું. તેની સરદારી કર્નલ બોંબાર્ડમેંટ નામના એક હિંમતવાન સરદારના હાથમાં સોંપવામાં આવી હતી. કર્નલ બોંબાર્ડમેંટને એવોજ હુકમ હતો કે જ્યાં સુધી મરાઠાઓ આપણા સામે છેડતી શોધતા આવે નહિ ત્યાં સુધી તેમના સાથે બિલકુલ લડવું નહિ. પણ મરાઠાઓ રાહ જોવા થોભે તેમ નહોતું. કર્નલ બોંબાર્ડમેંટ જેવો પોતાનું લશ્કર લઇને સામો આવ્યો કે, મરાઠા લશ્કર તેના ઉપર 'હર હર માહાદેવ'ના પોકારો કરતું તુટી પડયું. અંગ્રેજી લશ્કરે તોપના મારાથી, મરાઠા લશ્કરની મોટી સંખ્યાને એક આખો દિવસ સુધી હફાવી, તો પણ દેશદાઝ ખાતર મરણીયા થઇ રણસં-

ગ્રામમાં ઉતરેલા મરાઠાઓ પાછા હઠયા નહીં. આખા દિવસની લડાઇમાં બંને તરફનાં ઘણાંક માણસોનો ઘાણ નિકળી ગયો. મેદાનમાં મુડદાંના ઢગલે ઢગલા થઈ ગયા હતા. આખા દિવસની લડાઇ પછી બંને લશ્કર રાતને સમયે આરામએસ લેવાને છાવણીમાં પાછું ફર્યું; ને મરાઠાઓએ જોયું તો પોતાને ઘણું નુકસાન ગયું હતું. અંગ્રેજી લશ્કર, મરાઠાઓ ઉપર મેળવેલી ફતેહથી એવા અનુમાનપર આવ્યું હતુ કે, મરાઠા કદાચ પાછા હઠી જશે, પણ હિંદુઓ તેથી ઉલટીજ રીતે, બીજે દિવસે મારવું કે મરવું, એવો ઠરાવ કરી, અંગ્રેજી લશ્કર ઉપર તુટી પડવાનો ઠરાવ કરી રાત પસાર કરતુ હતું. ઠામ ઠામ રામાયણ અને મહાભારતના યુદ્ધ પ્રસંગો ગવાતા હતા, અને વીરોના ઉત્સાહમાં વધારો થતો હતો.

બીજે દિવસે પરોઢયું થતાંજ મરાઠાઓએ લડાઈનું નગારૂં વજડાવ્યું. અંગ્રેજી લશ્કર વળતો જવાબ આપી પોતાની તોપો સાથે સામું આવ્યું. આગળથી કરી રાખેલા ઠરાવ પ્રમાણે મરાઠા સામંતોએ મરતાં મરતાં પણ 'જે અંબે, જે અંબે' કરતા તોપોના મારા ઉપર મુસ્તાક બનેલા કર્નલ બેઆંબાર્ડમેંટનાં લશ્કર ઉપર ધસારો કર્યો. તેઓના આ જોસબંધ ધસારાથી તોપોનો મારો નકામો સરખો થઇ પડયો અને મરાઠાઓ જોડે તેમને હાથોહાથ લડવું પડયું. મરણીયા થઇ લડતા હિંદુઓએ અંગ્રેજ સેનાનો સંહાર વાળી નાખ્યો. કર્નલ બેઆંબાર્ડમેંટ બહુ બહાદુરી અને કળાથી લડતો હતો તે, એક મરાઠા સરદારના તરવારના ઘાથી ઘવાયો, જેને કેદી કરવામાં આવ્યો. આટલા સમયમાં મરાઠાઓના મારથી અંગ્રેજ સેનાના માણસો ટપોટપ પડતા, ને લેફ્ટેનંટ મારટીન મરાઠાઓને શરણે જવા તૈયાર થયો. પોતાના સરદારને કેદ પકડાયલો જોઇને અંગ્રેજ સેનાની ખાતરી થયાથી તેઓમાંના કેટલાક પાછી પીઠ ફેરવી, જેમ નસાય તેમ પોતાની છાવણીમાં નાઠા. તેમાંના કેટલાકો કેદ પકડાયા, તેમની તોપો, દારૂગોળો તથા હથિયારો અને ઘોડાઓની મોટી સંખ્યા, મરાઠાઓને હાથ આવી. અંગ્રેજી છાવણીમાં આ હારના સમાચાર જણાવામાં આવ્યા ત્યારે નવું લશ્કર ઉભું કરવાની તથા બની શકે તો ઈંગ્લંડ ખાતેથી કેટલીક મદદ મંગાવવાનો ઠરાવ કરવામાં આવ્યો, અને તે મદદ આવી પોહોચતાં સુધી જેટલું લશ્કર બાકી

રહ્યું હતું તેનાવડે પોતાનાં થાણાં સંભાળી બેસવાની તુરતને માટે ગોઠવણ કરવામાં આવી.

આ હારના સમાચાર મોગલ શાનશાહને મળ્યા, એટલે અંગ્રેજોની કુમક ઉપર કુદકારા મારી રહ્યો હતો તે એકજ સપાટે નરમ ઘેંસ થઇ ગયો ને મરાઠાઓ દિલ્લી સર કરશે તેવી ચિંતા ઉત્પન્ન થઇ. છતાં તેઓએ લડાઇની તૈયારી તો ચાલું રાખી. જે મરાઠા લશ્કરની ટુકડી મોગલ શેહેનશાહત તરફ કુચ કરી જતી હતી તે માર્ગમાં આવતાં ગામોમાં ફાવે તેટલી મારફાડ લુટફાટ કરી, પોતાનો ત્રાસ અને હાક બેસાડતી હતી. અને મોગલ લશ્કરની જે ટુકડીઓ તેમના સામે આવતી તેમના ઉપર જય માહાદેવનો પોકાર કરી તુટી પડતી, અને તેનો પૂરતો પરાજય કરી આગળ વધતી જતી. આ પ્રમાણે આજુબાજુનાં સર્વ શેહેરોમાં પોતાનો પડો વજડાવી મરાઠા લશ્કર ગણગણુ કરતું પાણીપતના મેદાનમાં આવી પોહોંચ્યું. મરાઠા સરદારે, સઘળાં લશ્કરને એકજ જગાએ રાખવાને બદલે જૂદી જૂદી બાજુએથી નાકાં ઘેરી લીધાં અને તે પછી સામા આવેલી મોગલ લશ્કરની ટુકડીઓ જોડે લડી લડીને તેમનો સંહાર વાળી નાખ્યો. મોગલ સેના નાસીને દિલ્લીમાં ભરાઇ બેઠી, ત્યારે ઘણી બહાદુરીથી, ને પુરતી કળાથી દિલ્લી ઉપર ઘેરો નાખ્યો.

દિલ્લીમાં ભરાયલા મોગલો ઘણાક દિવસ સુધી કોઠારોમાં ભરેલા ભંડાર ઉપર આધાર રાખી મુસ્તકીમ રહ્યા અને તે દરમ્યાન અંગ્રેજોની મદદ માટે કાગડેડોળે રાહ જોતા હતા. તેઓને ખાતરી હતી કે મરાઠાઓએ અંગ્રેજોને પણ ભારી નામોશીમાં મુકયા છે એટલે ભારી બળ સાથે તેઓ વૈર લેવાને આવશે. દિવસ ઉપર દિવસ પસાર થઇ ગયા પણ અંગ્રેજોની મદદ આવી પોહોંચી નહીં. કોઠારોમાં અનાજ ખૂટવા લાગ્યું અને ભુખમરો પડવાની તૈયારી થઇ રહી. દિલ્લીની પ્રજામાં કાગારોળ મચી રહ્યો. ભુખમરાથી હજારો માણુસ મરવા લાગ્યું, લુટફાટ પણ થવા લાગી, પૈસો ખરચતા અનાજ મળતું નહોતું, ને ઢોરોનો ચારોએ નહોતો. ખરે બપોરે મોગલ પ્રજા અને લશ્કરવાળા શાનશાહના મહેલપર ચઢી ગયા, ને જણાવ્યું કે કાં તો લડવા મોકલ કે ખાવાનું આપ. શાહ ગભરાયો ને પોતાના વજીર સાથે મસલત કરી લશ્કરને બાહેર

કાઢી ઘેરો તોડવાનો અને મરાઠાઓ સાથે લડવાનો ઠરાવ કર્યો. ભુખમરાથી પીડાયલું મોગલ લશ્કર શેર ઉપર ચઢી "અલ્લાહી અકબર"ના પોકારો કરતું હિંદુ ફોજો ઉપર ધસ્યું ગયું. હિંદુઓના તો ઘણા દિવસથી હાથ સળવળી રહેલાજ હતા એટલે ભુખમરાથી સોહરાઇ રહેલા મોગલો ઉપર પોતાની તેજી સમશેરનો ઝડાકો અજમાવી તેમનો ધાણ કાઢયો. મોગલો પણ મારવું કે મરવું એવા ઠરાવથીજ ટોળાબંધ થઇને મરાઠાઓ સામે આવતા, પણ તેઓનું, પગભર થઇ મોરચો બાંધી બેઠેલા મરાઠાઓ આગળ કશું ફાવતુ નહીં. પાછું ફરવું એ પણ વગર મોતે મરવા સરખુંજ હતુ એટલે ગમે તેમ કરી લડાઇમાં મરવું એવા ઠરાવથી તેઓ મરાઠા સાથે બાથમબાથ લડતા હતા. કોઇવાર ઘડીભર એવો મામલો બની જતો કે, ફતેહનું નગારૂં હમણાં મોગલોનાં લશ્કરમાં વાગશે અને મરાઠાઓ ઘેરો ઉઠાવી પાછા હઠશે.પણ દેશની દાઝ દિલે ધરી, ઘરબાર, બચ્ચાંકચ્ચાં છોડીને લડવા આવેલા મરાઠાઓ જ્યારે એવું નબળું પાસું જોતા ત્યારે વધારે ઝુમમાં આવી તુટી પડતા અને નબળો પાસો ઘડીના છઠ્ઠા ભાગમાં ફેરવી વાળતા. આ પ્રમાણેની લડાલડી કેટલાક દિવસો સુધી ચાલુ રહી પણ તેનું છેવટ આવ્યું નહીં; ત્યારે મરાઠાઓએ ઠરાવ કર્યો કે મોગલોના કિલ્લા ઉપર મારો ચલાવી તે તોડી કોઇ પણ રીતે શેહેરમાં પેસી કબજો લેવો. કિલ્લા તોડવાનો જે સામાન હતો તે આગળ આણી, સુરંગો ફોડી, અથાક મારો ચલાવી શહેરના કોટમાં ગાબડું પાડયું અને તે વાટે માહે પેશી કિલ્લાના દરવાજા ખોલી દીધા, એટલે મરાઠા લશ્કર જય જય કરતુ શેહેરમાં પેઠું. મોગલ લશ્કરની નાહાસભાગ થઇ રહી. શેહેરમાં ત્રાસ વર્તિ ગયો. આ મામલો જોઇ, શાહનશાહે મરાઠાઓ જોડે સુલેહ કરી લડાઇ બંધ પાડી. મરાઠાઓએ કેટલાક અગત્યના હકો મેળવ્યા, ઘણીક કરડી સરતો શાહ પાસે કરાવી, ભારે દંડ લઇ, દિલ્હીના રાજમહેલપર ભગવો ઝુંડો ઉડાવ્યો, ને "જય શિવાજી ! જય રામદાસ સ્વામિ ! હર ! હર ! મહાદેવની જય ગર્જના કરી, ભરતખંડના ચક્રવર્તિનું પદ મેળવીને, અકબરની સ્થાપેલી શાનશાહતને પગ નિચે મુકી.

મરાઠાઓના મારથી બળી રહેલા અંગ્રેજોનો સળવળાટ હજુ નરમ પડયો નહતો. તેઓએ મરાઠાઓ સામે લડવાને કેઠ વિલાતથી

મોટું લશ્કર તથા હથિયારો મંગાવ્યાં હતાં અને તે ક્યારે આવી પહોંચે તેની તેઓ અહોનિશ રાહ જોતા હતા. તેમનો ઈરાદો એવો હતો કે, દિલ્લી તરફ તોબાહ પડાવી મરાઠાઓ પાછા ફરે તે વેળા તેમને માર્ગમાં રોકવા. મરાઠા લશ્કર મોગલો જોડે લડી લડીને થાકી ગયું હતું, તેનાં ઘણાંક માણસો માર્યાં ગયાં હતાં, ઘણાક બાહાદુર સરદારો ઘવાયાથી દરેક પ્રકારે અશકત બન્યા હતા છતાં હજી તેઓના હાથનો સળવળાટ નરમ પડયો નહતો. કાલિકાને પરદેશીઓના લોહીથી તૃપ્ત કરવાને તલપતા હતા. એ વેળાનું અંગ્રેજી લશ્કર તદ્દન તાજું, તરફડતું અને ઝુમ ઉપર હતું; તેના હથિયારો મરાઠાઓનાં હથિયારો કરતાં બેશક ચઢિયાતાં હતાં, તેમની વ્યૂહકળા મરાઠાઓ કરતાં ઉતમ પ્રકરની હતી, તેમની તોપો, મરાઠાઓની ખડખડપાંચમ સરખી તોપો કરતાં ઘણી શ્રેષ્ટ હતી. આટલું છતાં, એકજ અને મૂખ્ય ગેરલાભ અંગ્રેજોને હતો તે એજ કે, હિંદુસ્તાનની ભૂમિથી તેઓ બિલકુલ અજાણ્યા અને મરાઠાઓની હાથોહાથની લડાઇ કળાથી તદ્દન અજ્ઞાન હતા. તેમનો સઘળો વિશ્વાસ પોતાની તોપો અને ઉતમ પ્રકારનાં હથિયારો ઉપર હતો; ભરતખંડના લડવૈયાઓનો સઘળો વિશ્વાસ, સઘળું બળ હાથોહાથની લડાઇમાં હતું. આવા લાભ અને ગેરલાભ વચ્ચે, કોણ સરસ નિવડશે તે તુરતને માટે કહેવાનું અશકત હતું.

માહિતગાર થયલા અંગ્રેજો લાભ ગેરલાભથી જાણીતા હતા. અંગ્રેજો દુનિયાની બીજી કોઇ પણ પ્રજા કરતાં ખંત અને કાળજીથી એક કામની પાછળ મંડયા રહેવાનો ઉતમ ગુણ ધરાવે છે; પછી તેમાં ગમે તેટલી છકડ ખાય તો શું થયું? આ તેમના ગુણને લીધે તેઓએ એકવાર મરાઠાઓને હચમચાવાનું બીડું ઝડપ્યું, અને મરાઠાઓ દિલ્લીમાં મોગલો જોડે લડવામાં લાંબો વખત રોકાયા તે તકનો અચ્છો લાભ લીધો. કર્નલ રોયફલ નામના એક અનુભવી અને બહાદુર સરદારની સરદારી હેઠળ, અંગ્રેજોનું એક મોટું લશ્કર, દરિયાને માર્ગે મદ્રાસ આવી ઉતર્યું, જે મારતી કુચે, દિલ્લીમાં ફતેહનાં નગારાં વજડાવી પાછાં ફરતાં મરાઠા લશ્કરની સામે આવી ઉભું રહ્યું.

આ વેળાએ મરાઠાઓ તો પોતાને જેમ ફાવે તેમ ધીમે ધીમે અને આસાએશ લેતા પાછા ફરતા હતા, જ્યારે અંગ્રેજી લશ્કર

તો વગર આસાએશે રાત દિવસ કુચ કર્યું જતું હતું. મરાઠાઓને આ વાતની ખબર ઘણે લાંબે વખતે પડી. અંગ્રેજોએ તેમના સામે નવું લશ્કર બોલાવ્યું છે, એમ જાણતાંજ મરેઠી સેના તૈયાર થઈ ગઈ. સરદારો જાગૃત થઇ ગયા, ઘોડાઓ હણહણી ઉઠયા, ને જય અંબેના પોકારો કરતા આગળ વધ્યા. અંગ્રેજી લશ્કર ચંબલ નદીના કિનારા ઉપર આવી પોહેચ્યું ત્યાંથી થોડેક દુર મરાઠા લશ્કર ડેરા તંબૂ તાણી તેની રાહ જોતુંજ ઉભું હતું. અંગ્રેજ અમલદારો એવાજ ખ્યાલમાં હતા કે, તેમની આ ચઢાઇની ખબર મરાઠા લશ્કરને પડી નથી અને તે અજાણપણાનો લાભ લઇ જવા તલપી રહ્યા હતા, પણ મરાઠા લશ્કર તેથી જુદીજ સ્થિતિમાં હતું. અંગ્રેજી લશ્કરની પધરામણીની ખબર લાવવાને ઠેક લાંબે સુધી તેઓએ દૂતો ફરતા મુકયા હતા, જેઓએ અંગ્રેજી લશ્કર ચંબલ નદીના તટ ઉપર આવી પોહોંચવાની ખબર આપી. તુરતજ મરાઠા લશ્કરે, તેના ઉપર ઓચિંતો ધસારો કીધો, અંગ્રેજો સજ નહોતા, તેઓને તૈયારી કરવાનો પણ વખત મળે તે પેહેલાં, અંગ્રેજી લશ્કરનો સંહાર કરવા માંડયો. કાપકાપ વગર બીજો શબ્દ સંભળાતો નહોતો. ચંબલ નદીનાં પાણી રક્તથી લાલ બની ગયાં અને ઉજડ વેરાનમાં ભુખે મરતાં વનચરોને, અંગ્રેજી લશ્કરનાં માણસોની લોથનો અચ્છો ખોરાક દિવસો સુધી હાથ લાગ્યો. કર્નલ રાયફલ લડાઇનાં કામમાં ગમે તેટલો અનુભવી, તથા બહાદુર છતાં, તદન અજાણી ભૂમિમાં તેની બાહોશી લેશપણ કામે લાગી નહિ, એટલે વડા સતાવાળાઓ જોડે મસલત કરી, લડાઈ બંધ કરી વધુ ખરાબી થતી અટકાવી.

અંગ્રેજ સતાવાળાઓની પૂરી ખાતરી થઇ કે દેશથી પૂરતા માહીતગાર થવા પેહેલાં, દેશના ખરા માલીકોને છંછેડવામાં માલ નથી. તેઓએ લડીવઢીને કામ કાઢી લેવાની રાજનીતિ બંધ કરી, પણ વાણીઆસાઇ રાજનીતિ ગ્રહણ કીધી. ઠામ ઠામ વેપાર રોજગારને બાહાને પોતાની કોઠીઓ ઘાલવા માંડી; ને બે બિલાડી ને વાંદરાની ગતને અનુસર્યા. આ લડાઇ પછી અંગ્રેજો પોતાનો પગદંડો કાઢી તો ગયા નહીં, પણ લડાઇનાં પરિણામે, તેઓ મોગલો પાસેથી સેહેલથી જે લાભો કાઢી જવા ધારતા હતા તેમાં ફાવ્યા નહિ. પરંતુ એમ મામલો ઝાઝો વખત ચાલું રહ્યો નહિ. અંગ્રેજોએ પોતાની ભૂલ જોઇ લીધી અને હવે ચુપચુપ વધુ મક્કમ હાથે પોતાનો પગદંડો

કરવા માંડયો અને તેનાં પરિણામે થોડા સમયમાં દેશમાંથી સમૂળા જતા રહેવાને બદલે વધુ મકમ થઇ બેઠા. એ સર્વ ખૂબી તેમની અત્યંત ખંત અને હાથ પકડેલાં કામને ગમે તે પ્રકારે પાર ઉતારવાની કાળજીનું પરિણામ છે, જેવી ખંત અને કાળજીની ગેરહાજરીએ તથા કુસંપે આ દેશને, અંગ્રેજી હકુમત હેઠળ ગમે તેટલો સુખવાસી બન્યા છતાં, પરતંત્રપણાને અધીન લાવી નાખ્યો છે.

---

## પ્રકરણ ૨૯ મું.

### ડૂબતા સૂર્યના દર્શન.

"જુલમ! જુલમ! દાદ! દાદ! ફરિયાદ! ફરિયાદ! ઓ શેહેનશાહ! ઓ માહમુદશાહ! ઓ દિલ્લીપતિ! ઓ પ્રજાપિતા! તું કયાં સુધી મેહેલમાં પડયો રહેશે? તું કયાં સુધી આ પીડા પામતી રંક પ્રજાની દાદને પોહોચવાથી પછાત રહેશે? ઓ હૈયાના ફુટેલા અને કાનના બેહેરા શાહ! તુ કયાં સુધી મોજ મજાહમાં તલીન થઇ બેઠો રહેશે? ઓ અલ્લાહના પ્યારા શેહેનશાહ! દિલ્લીની શેહેનશાહતને શોભાવનાર, પણ દુષ્ટ ગુણથી લજાવનાર પ્રજાપતિ! તું કયાં સુધી જનાનાની બીબીની પેઠે જનાનાની મોજશોખમાં મહાલ્યા કરશે? ઓ માહમુદશાહ! તારા બેહેરમારી ગયલા કાનના પદડા ઉઘાડ, ઓ શાહોના શાહ! તારા હૈયા ઉપર ફરી વળેલો અંધકારરૂપી પડદો ફાડ અને આ તરફ લગાર પણ નજર કરી જો કે, તું જ્યારે મેહેલની મોજ મજાહમાં લીન થઈ બેઠો છે, ત્યારે જે પ્રજાના આધારે તુ તે મોજ મજાહ ઉડાવે છે તે પ્રજા દુઃખ અને શોકમાં ગરકાવ થઇ આંસુડા રેડે છે. તે પ્રજા એક જાતના નહિ, પણ અનેક પ્રકારના દુખોની ભોગ થઇ પડી છે! યા અલ્લાહ! અમારી દાદને પોહોંચનાર ત્યાં શું કોઇજ નથી? કયાં ગયો પેલો નામદાર સિકંદરખાન! જેણે એકવાર એજ પ્રમાણે મોજમજાહમાં લીન થઇ પ્રજાની ફરિયાદ ઉપર આંખ આડા કાન કરી બેઠેલા આ શાહની શુદ્ધબુધ ઠેકાણે લાવવાને કમર બાંધી હતી? કયાં ગયો પેલો તકાવરખાન! જે પોતાની બાહોશી અને ડાહાપણથી માહમુદશાહની આંખ ઉપર ફરી વળતા અંધકારરૂપી પદડાને ફાડી નાખવાને જીવને સાટે પણ ડરતો ન હતો? યા કરીમે કારસાજ! આજ તો અમારા પુરેપુરા

બાર વાગી રહ્યા છે! સુભટો અને શુરવીરોનાં નિકંદન નિકળી ગયાં છે ત્યારે રાજમાં ખોડીઆ ખાપરા અને લાલચુ મતલબીઆ અમલદારોનું જોર વધી ગયું છે. ન્યાયના નામ ઉપર તો મીઠું વળ્યું છે; અંધેર અને અંધેરનાજ પોકારો ચોપાસે ફેલાઇ રહ્યા છે; દાદ મળવાનું એક પણ ઠેકાણું બાકી રહ્યું નથી; કોઇ કોઇને પુછનાર કે ગાછનાર રહ્યું જણાતું નથી; આજે દિલ્લી, આ મહાત્મા શેહેનશાહત દિલ્લી! જાણે ધણીધોરી વગરનું એકડું થઈ પડયું છે, જેના હાથમાં તેના સાથમાં એવોજ મામલો થઇ પડયો છે. હાય બાપલિયા! આ ગરબડી પ્રજાનું શું થશે અને તેની વ્હારે કોણ ધાશે? કુફર હિંદુઓના માર ખાઇ ખાઇને પાપડીપેરે પ્રજા સેકાઇને સુકા સોટા સમ થઇ રહી છે, ત્યારે આજે તો ખુદ રાજના અમલદારો તેને અધુરામાં પુરૂં કરવાને જાણે કમર બાંધી બેઠા છે! અફસોસ! અફસોસ! હજુ તો મરાઠાઓનો માર ડીલ ઉપરથી સુકાયો નથી, તેમના ચરણદાર ઝપેટાઓથી ઝઝરતી થયલી રસીઓનો પ્રવાહ સુકાયો નથી, હજુ તો મુછ દરાનીઓની મારફાડ અને લુટફાટની દેહેસ્ત ડીલમાંથી પસાર થવા પામી નથી, રંજાડ પામીને ભય ત્રાસમાં નાહસતી ભાગતી મોગલ પ્રજા, હજુ તો શાંત પડવા પામી નથી, હજુ તો પોતાનાં દરબાર કે રાચરચીલા વસાવવાનો તેમને પુરતો વખત સુધાં મળ્યો નથી, તેટલામાં આ નવીન પ્રકારના જુલમ અને ત્રાસને તાબે થવું પડે છે એ પણ પ્રજાના ભાગ્યનીજ વાતની? કોણ જાણે કાળ શું કરવા બેઠો છે? કોઇ દાદ આપનાર પણ મળતું નથી; નાની કચેરીમાં જઇએ તો એક લાતને ઉપરથી બે મુકી; મોટા સાહેબ આગળ ગયા તો બે લાત અને બાવીસ મુકી! અહા ભાગ્ય! ભાગ્ય પણ કયાં અમારા ઉપર રહે છે? ઓ શાહ માહમુદ! ઓ કાનના ફુટેલા શાહ માહમુદ! આ અમારા કંપારી છુટે અને વજ્ર છાતીને ધણકાવે તેવા પોકારો તારા બેહેર મારી ગયલા કાન ઉપર પડતા નથી? આ હમારી હાયપીટની તારા ઉપર કાંઇ અસર થવા પામે છે કે બસ આંધળુકીઓ થઇને, બીબીઓના ખોળામાંજ જઇને પડયો છે? ઓ ભલા સિકંદરખાન! શા માટે તું આ હૈયા ફુટેલા શાહને અમારા ઉપર વધારેવાર રાજ ભોગવવાને પાછો લાવ્યો હશે? કાં નહીં તેજ વેળાએ તેં તેનો શિરચ્છેદ કર્યો નહીં કે,

આજે ચોબાજુના જુલમાતને શરણુ થવાને અમોને ફરજ પડતે નહી! અફસોસ! અફસોસ! હજારવાર અફસોસ! દૈવ તારી ગતિ ન્યારીજ છે, તેને કોઇ પોહોંચી કે કળી શકતુ નથી."

આ પ્રમાણે પોકાર કરતું, શેહેર ગજાવતું, દિલ્હીની પ્રજાના દુઃખી થયલા લોકોનું એક મસ મોટું ટોળું અમલદારોના જુલમથી કંટાળીને જીવ ઉપર આવી બાળ બચાંઓ સાથે દિલ્હીના મોટા રાજમહેલના ચોગાનમાં ભેગું થયું છે. ત્યાં તેઓ મોટે ગડબડાટ કરી, મેહેલના જનાનામાં બેગમો અને બીબીઓના નાજ નખરામાં ઠણુઠણાટ કરી રહેલા શેહેનશાહનું ધ્યાન ખેંચી તેને ત્યાંથી બાહેર બોલાવવા ઇચ્છતાં હતાં; પણ બેગમોના ખોળામાં મોજમજાહ મારતો આંધળો ભીંત થઇ પડેલો શાહ તે સાંભળેજ શું કરવા?

મોગલોનો અડદાલો કાઢીને અને ઘણીક કરડી સરતો લખાવી લઇને મરાઠાઓ પાછા ફર્યા કે, બીજીજ પળે મોગલો પોતાના કુદરતી ખવાસને અનુસરીને મોજમજાહમાં લીન થઇ ગયા. ઇરાની સેના દિલ્લીને લુટીને પાયમાલ કરીને ગયાને ઝાઝો વખત થયો નહીં તેટલામાંજ મરેઠી ફોજના આ મારાથી, મોગલ પ્રજા તો ભારી દુઃખી થઇ. શેહેનશાહી તીજોરી ખાલીખમ થઇ ગઇ હતી; સરકારી અમલદારો લુટાઇને નિર્ધન થઈ ગયા હતાં તેમને મોજ મારવાને ધન તો જોઇએ, એટલે ગરીબ પ્રજાને નીચોવવી એ સિવાય બીજો માર્ગ ન હતો. શેહેનશાહી તીજોરીમાં જે વધારે નાણું લાવી આપે તે મોટો સતાધિકારી, એટલે દરેક અમલદાર એક નાનામાં નાના સીપાઇદાદાથી તે મોટામાં મોટા સૂબાઓ કે ન્યાયાધીસોએ પણ રૂપાંબાઇ અને સોનાબાઇ સાથેજ વાત કરવા માંડી. બળીઆના બે ભાગ થયા. જેઓ કાંઇક ચઢેજાવ બડેજાવમાં ગણાતા તેઓ દોરદમામ કરી બચવા પામતા અને બાપડા ગરીબો તેમાં છુંદાઇ મરતા. એકેએક ખાતું સડી ગયું હતું. ન્યાયનું આપનારજ કોઈ નહોતું. ચોર શાહને સપડાવતો, શાહને ચોર બનવાનો સમય હતો. ખુદ શાહ પોતે જ્યાં પોતાના સ્વાર્થ આગળ આંધળો ભીંત થઇ ગયો ત્યાં પછી નાના અમલદારોની શી વાત? વખત જતાં આ જુલમાત અસહ્ય થઇ પડયો; રાંક પ્રજાને અન્ન અને દાંત જોડે વેર બાઝયું; અપવાસ ઉપર અપવાસ થવા માંડયા, અને તે રીતે પ્રજાની સ્થિતિ દયામણી

અને દીન થઇ પડી. "નગારખાનેમેં તતુડીકે આવાજ પણ કોન સુનતેહે" એવો મામલો ચાલુ થયો. કાંઇક મુદતના કેદખાનામાં અઘોર પાપકર્મોની સજા ભોગવતા પડેલા બંધવાઓના બંધો ખલાસ થઈ ગયા અને જ્યાં ત્યાં "દામ કરે કામ અને બીબી કરે સલામ" તેવો મામલો થઇ પડયો. પ્રજાએ પાછું હુલ્લડ મચાવ્યું. દિલ્લી ગાજી ઉઠી, રસ્તા ને ચૌટામાં પોકાર પડી રહ્યો. લૂટો મહેલ, કાઢો શાહને, મારો લુચ્ચાને એમ બૂમ પડી રહી. દુઃખી પ્રજા ટોળે મળીને શાહના કાન ઉપર પોતાની ફરિયાદ લાવવાને લાગ જોઇ મેહેલમાં ઘુસી. ચલબતાં એમાં કેટલાક તો એવા ઉશ્કેરાઈ રહ્યા હતા કે જો બની શકે તો આ જુલમી શાહને ઠાર પણ કરી નાખે.

---

## પ્રકરણ ૩૦ મું.

### યમુના છુટી.

આ સમયે કારાગ્રહમાં યમુના શું કરતી હતી ? લંપટી શાહની મરજીને તાબે થવાની હિમતથી ના પાડવાના પરિણામમાં આ જુવાન મરાઠણ કારાગ્રહમાં ઇશ્વર સ્મરણ કરતી, કોઇક સારા દિવસની રાહ જોતી, અને દૈવની ગતિ ઉપર વિશ્વાસ રાખતી બેઠી છે. લાંચીઆ જેલરો કે રખવાળોથી તેણી જાણવા પામે છે કે, મરાઠાઓ મોગલોનો અડદાલો કાઢી ચાલ્યા ગયા છે, અને હાલ તીજોરી ખાલી થઇ ગઇ છે તે ભરવાને નાણું જોઇએ છે, માટે તેણી જો કાંઇક લાંચ રૂશ્વત તરીકે આપે તો તેણી પોતાનો છુટકારો કરી શકે. શરીર ઢાંકવાને પુરતાં વસ્ત્ર ન મળે તો પછી તે બાપડી લાંચ કયાંથી આપે ? પોતાના શૂરવીર પિતા જોડે લડાઈમાં ઝોંકાવતી વેળા તેને થોડુંજ બાન હતું કે તે આવી રીતે મોગલ શેહેનશાહતમાં કેદખાનું ભોગવતી થશે; અને તે વેળા લાંચ આપી પોતાનો છુટકારો કરવાને દરદાગીનાનો ખપ પડશે. કારાગ્રહમાં પડવાનું કારણ તે સારી પેઠે જાણતી હતી. તેને આશા હતી કે સમય જતાં નિચ મનોવૃત્તિથી શાહ તેણીને ફરીથી બોલાવશે. પણ કારાગ્રહમાં પુર્યા પછી શાહના સ્વપ્નમાં પણ તે નહોતી, તો પછી તેને બોલાવવાનો વખતજ કયાંથી આવે ? લાંચ રાખ્યા વાસ્તે કું જોઈ, તેણીને બારે ચટપટી થતી કે, કોઇ પણ

રીતે ત્યાંથી છટકવું જોઇયે. ઘણીક વેળા, જો તેણીનો છુટકારો કરવામાં આવે તો તે મોટી રકમની લાંચ, રખેવાળો વગેરેને આપવા માંગણી કરતી, પણ કમબખ્ત રખેવાલો કયાં કાચા હોય કે પેહેલે દામ લીધા વગર કામ બજાવે; એટલે તેની માંગણી વ્યર્થજ જતી. યમૂનાને મુંઝવણ થઇ. અનેકવાર તેણીએ પોતાના છુટકારા માટે રખેવાળોને કાકલુદી કરી પણ તેમાં તેણી ફાવી નહીં. શું કરવું? કોઈ પણ પ્રકારે આ ગડબડગોટાનો લાભ લઈ ત્યાંથી છુટવું તો ખરૂં? પણ તે કેમ છુટવું તેનો ઉપાય તેણીને સુઝતો નહતો. લાંચ આપવા માટે દાગીના તો નહતા, પણ જો કોઇ લડવૈયો સામો થાય તો તેના જોડે હિંમતથી લડી હાથ બતાવવાને તેણી પાસે છુપાં કેટલાંક હથિયારો તો હતાંજ; જેને તેણીએ અત્યારસૂધી મહા મેહેનતે પોતાના પોષાકમાં છુપાવી રાખ્યાં હતાં. જો કામ પડે તો તે હથિયારનો ઉપયોગ કરીને પણ આ કારાગ્રહમાંથી છુટવું એવો તેણીએ નિશ્ચય કીધો. આવો નિશ્ચય કરવા માંડયો તો ખરો પણ તે કેમ પાર પડે? શું રખેવાળને રાતની વખતે સુતેલો ઠાર કરી તુરંગનું બારણું ભાંગી ચાલ્યાં જવું; નહિ, નહિ, એ તો હીચકારાપણુંજ કહેવાય. શુરવીર, રણવીર સરદારની શૂરી પુત્રીને તેવું હીચકારાપણું છાજે નહિ. ત્યારે કેમ કરવું? છુટવું તો ખરૂં, પણ તે છુપાછુપ નહિ, પણ મોગલ અધીકારીઓ તો શું, પણ ખુદ મોગલ શહેનશાહત એકવાર જોઇજ રહે કે આ મરાઠણ યમુનાએ શું કર્યું? તેણીએ મનમાં ઠરાવ્યું કે, આ લુચા રખવાલને આડો અવલો લલચાવી, લંપટી શાહની હજુરમાં એકવાર જવું અને ત્યાં ખુદ તેના ઉપર તથા તેના આજુબાજુના અમલદારો ઉપર હથિયારનો હાથ લંબાવી ત્યાંથી ભાગવું; તેમાં જો પકડાઇશ તો હું તો સ્ત્રી છું; મને માર્યાથી તેઓ શું કીર્તિ પામશે? પણ ઘડીભર હું તો ખરી યમુના. એક સાંઝના યમૂના જેલના ચોગાનમાં બેઠી છે, ને વિચાર કરે છે તેવામાં જેલનો ઉપરી આવ્યો તેને જોઇ યમૂનાએ પુછયું:—

"મીઆં માદાયતઅલી, કાલે તમે તમારા શાહની કાંઈ નવી નવી વાતો કરતા હતા તે શું?"

મીઆંભાઇ જોડે યમુના અત્યારપર્યંત ખુબ દમામથીજ વાત કરતી હતી, તેણીને એકાએક આ પ્રમાણે કાંઇક વિનયથી વાત

કરતી સાંભળી, મીઆંભાઇ તો સમજ્યા કે આજે આપણા દિવસ ઉઘડી ગયા ખરા; એટલે મુછ ઉપર તાવ દેતાજ બોલવા લાગ્યા.

"હાં, હાં, કયા બોલી મૃગાનયની, મેં કુચ સુના નહીં? કયા તુમ કયા પુછતે હો?"

"હજી, આપ કંઈ રાજમાં ગડબડગોટા ચાલવાની વાતો કરતા હતા તેજ તો."

"હં, હં, હેઇ પુછતા સો, ઉસ્કા ખુલાસા તો યેહી હય કે અભી રાજકી તીજોરી સબ ખલાસ હો ગઇ, સો ભરનેકે લીયે અભી ગરબડસરબડ ચલ રહી હય; શાહોકે શાહા માહમુદશાહને સબકુ તાકીદસે ફરમાયા હે, કયુંબી કરકે તીજોરી ભરના; ઉસ્કી લીયે જરાસી ગરબડ ચલતી, ઓર પ્રજાલોક અધિકારીઓસેં ધુમ મચા રહી હયે કે કાંહાંસે લાકે દેવેં. આજજ મેંને ચોકીપરસે સુના કે, પ્રજાલોક સબ મીલકે શાહકે મેહેલમેં જાતસેં જાત ફરિયાદ કરને એકઠી મીલી હયે; વ્હાં કયા હોતા હે સો અબ પીછે ખબર મીલ જાવેંગા તો મેં આપકુ સુનાઉં ગા."

"હં, ત્યારે તો શેહેરમાં ભારી પોકાર પડી રહ્યો હશે નહી?"

"સચ, સચ, ગરબડસરબડ ઓર ઉઠલપાઠલ ચલી રહી હે?"

યમુનાએ જોયું કે આ તાલ ખાસીજ છે. આ ગડબડસડબડમાં આપણીબી સડબડગડબડ મચાવી દેવી.

"ત્યારે, મીઆંસાહેબ, તમારા શેહેનશાહે મને અહીં રાખી મુકી છે અને કોઇ દિવસ સંભારતા પણ નથી તો શું તમે મને શાહ હજુર લઇ જઈ કાંઇ ઈનામબીનામ નહી મેળવી શકો?"

મીઆંભાઈ વિચારમાં પડી ગયા કે, આ શંખણી ઉપાય તો ઠીક બતાવે છે; એને શાહની હજુર ખડી કરી જણાવ્યું હોય કે નામવરની મરજી ઉડાવવાને આ કુફર મરાઠણ સમજી ગઇ છે તો શાહ કદાચ આપણને નવાજે પણ ખરો.

"બેશક, બેશક! હમ તુમારી સાથ ચલનેકુ તૈયાર હયે; આપ લગાર બનઠન હો જાવો; મેં એકી ચીલમ ગગડા લેઉ, સબેરમે નિકલેંગેં"! એમ કહી દાઢી મુછ સમારતા, એક ખુણામાં હુકાની ગુરચુડી ફુકવા મીઆ મંડી પડયા.

"મીઆંસાહેબ, હું આ સ્ત્રીના પોષાકમાં હોવાથી રસ્તામાં બહુ વિપત્તિ પડશે, માટે જો મને પુરૂષના પોષાકમાં લઇ જાવો તો કેમ?"

"ખુબ, ખુબ! તુમને રાસ્ત વ દરૂસ્ત કહા, સબેર મેં સબ હોયગા!"

બીજે દિવસે પ્રભાતમાં, જ્યારે દિલ્લીનો રાજ મહેલ લોકના પોકારથી ગાજી રહ્યો છે, ત્યારે માદાયત અલીએ પુરૂષનાં કપડાં લાવી હાજર કર્યાં, જે યમુનાએ પેહરી લીધાં અને છુપાં શસ્ત્રો બાંહેમાં છુપાવ્યાં, અને મીઆંભાઇએ આણી આપેલી સતેજ ઘોડી ઉપર સ્વાર થઇ બંનેએ શાહના મેહેલ તરફનો રસ્તો લીધો.

મેહેલ, મોગલ પ્રજાથી ભરાઇ ગયલો છે; અંદર રંચ જેટલી જગા નથી; ભેગા થયલાં લોકો માહમુદશાહ, માહમુદશાહના નામની પોકાર કરે છે, તેવામાં આ બંને સવાર મારતે ઘોડે આવી મેહેલમાં પેઠા. ઝડપમાં આવેલા આ સ્વારો કાંઇ આપણુંજ કામ બજાવવા આવી પોહોચ્યા હશે એમ સમજી ભેગા થયલા લોકોએ તેમને જગા આપી; અને મેદનીમાંથી રસ્તો કાઢી યમુના જનાનાના દરવાજા સુધી પહોચી ગઇ. આ વખતે જે કોલાહળ થયો તેના અવાજે શાહને તેની જનાની નિંદ્રામાંથી જગાડયો. ઘણીક આનાકાની સાથે તે બાહેર આવ્યો ને મહેલના એક ઓરડામાં ખુરસીપર બેઠો. તેની પાછળ લોકો ભેગા થયા હતા. તેવામાં છટાથી યમૂના પુરૂષ સ્વાંગમાં તેની છાતી આગળ જઇ ઉભી રહી, જેની કોપાયમાન મુખ મુદ્રા જોતાંજ માહમુદશાહ ચોંકયો.

"શામાટે ચોંકે છે"? યમુનાએ તત્ક્ષણે બાહેમાંનું ખંજર કાઢી તૈયાર રાખી, શાહને કરડાકી સાથે સવાલ કર્યો. "જોઇ લે, તારી સનમુખ ઉભેલો આ બીજો કોઇજ નહીં, પણ તારા લંપટપણાનો ભોગ થઇ કેદમાં સબડતી શુરવીર પિતાની પુત્રી યમુના, અને આ પેલી સામે દુ:ખ અને જુલમથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારતી, તુજ સરખા બાઇલા અને જનાની શાહની દાદ માંગવા આવેલી તારી રાંક પ્રજા. અરે ઓ નિચ, લંપટી શાહ, પિતા તરીકે પ્રજાને પાળવાને બદલે તેં રંજાડવા માંડી છે તેનું પરિણામ આ પ્રત્યક્ષ જોઇ લે." આટલું બોલતાંજ સડાક દેતું કે બાંહેમાં છુપાવેલું ખંજર ખેંચી કાઢી, વિજલી જેવી ઝડપથી શાહપર કુદી તેની છાતીમાં ઘા કીધો, હજુ તો, શાહ હાય હાય કરી ભોંયે પડે છે, આસપાસના રક્ષકો

પકડો પકડોનો પોકાર કરે છે તેટલામાંજ મારતે પગલે યમુના મેહેલમાંથી નિકળી પેલાજ ઘોડા ઉપર સ્વાર થઇ લોકોના ટોળામાં ધસી વિજલી પેરે અદ્દશ્ય થઈ ગઇ.

શાહને થયલો જખ્મ કોઇ રીતે કારી તો નજ હતો; પણ આ બનાવનો ભેદ શાહ કે યમુના સિવાય સમજનાર બીજું કોઇ નહતું. ભેગાં થયલાં લોકો આ બનાવ તરફ ઇંતેજારીથી પુછપરછ કરવા લાગ્યાં; એ મારનાર કોણ ? તે કયાંથી આવ્યો ? અને કયાં ગયો તેની કોઇને ખબર પડી નહીં. જેની પાસે દાદ મેળવવા ગયા તેજ આવી રીતે જખમી થઇ પડ્યાથી, કલાબકોર કરતા લોકો નીરાશાભરેલા અને એ ભેદનો કશોપણ ખુલાસો સમજી શકયા વગરજ વિખરાવા માંડ્યાં. શાહના અંગ રક્ષકો દિગમૂઢ થઈ ગયા ને તેને ઉપાડી મેહેલમાં લઇ ગયા અને તેની સારવાર કરવા માંડી.

---

## પ્રકરણ ૩૧ મું.

### અંગારામાં લાકડાં !

"આહા, શું આ શેહેરનો ઠઠારો છે ! આ આટલામાં અહીંને અહીંજ જોઉં છું તો એક તરફ બગીચો ઝુકી રહ્યો છે; લીલાંછમ ઝાડપાનો ચોમેર ખીલી રહ્યાં છે; પક્ષીઓ તેનાં ફળ ફુલ ઉપર મોહ પામી આનંદમાં કલ્લોલ કરે છે; ઓ પેલો વચ્ચોવચનો જંગી મેહેલ ! તે તો આકાશને પોહોંચવાને ડોકીયું કરી રહ્યો છે. એક તરફ મહા ભવ્ય દેખાતું દેવાલય ઝુકી રહ્યું છે; તે જાણે ભક્તજનોને કહે છે કે, ચાલો ચાલો, પ્રભુ સ્મરણનો સમય થઇ ગયો છે ! પેલી તેની કમાનો ઝગઝગી રહી છે; ને તેના મસ્તક ઉપર સોનેરી કળશ ઝગઝગાટ કરી રહ્યો છે; એક બાજુએથી મુળા નદીનાં બીલોરી કાચ સરખાં પાણીનો છુવતો પ્રવાહ સર્પાકારે વહ્યો જાય છે, તેમાં દેવાલયના શિખરોની આકૃતિઓ જાણે પાણી સાથે લડત કરતી જણાય છે. પેલી કોરે મોટો ઘાટ ઠમકી રહ્યો છે." આ પ્રમાણેની નગરની શોભાથી મોહ પામતો, હવામાં ફડફડ ઉડતી લાંબી દાહાડી, તુરીઆ સરખી પતલી કમર, તીણા વાઘનખ સરખા બાહેર નીકળી આવેલા દાંતો, લાંબા હોઠ, સુકાયલા અને કદરબીહામણા ચેહરા અને ઝીંથરાપીંથરા દેખાવ સાથનો એક આધેડ વયનો પુરૂષ, ખરે

મધ્યાન્હે મુળા નદીના તટ ઉપર એક પથર ઉપર લાંબો ચતો-પાટ પડીને મનમાં વિમાસણ કરતો હતો. "આહા, વેર! મારૂં વેર! કેમ થયું હશે, મોગલો મરાયા હશે કે મરાઠાઓએ માર ખાધો હશે? દિલ્લી લુટાયું હશે કે દિલ્લી દોલતથી દટાયું હશે? મુસલ્લાઓ માર્યા ગયા હશે કે, ફાવ્યા હશે? મારો ફેંકેલો પાસો અવળો પડયો હશે કે સવળો પડયો હશે? શું થયું હશે? રે વેર! ક્યાં છે? હવે હું ક્યાં જાઉં? કોની પાસે જાઉં અને ક્યાંથી તેની ખબર મેળવું? મારૂં લશ્કર અહીંથી કુચ કરી ગયાને તો મુદત વીતી ગઇ છે; ત્યાંથી તેઓનો મોટો ભાગ તો પાછો વળી ચુકયો છે, પણ મને કોણ જાણે શા કારણથી ખરી બાતમી મળવા પામતી નથી. ક્યારે મને કોઈ આવીને એમ કહે કે એ ભલા મરદ, ઉઠ, તારો અવાજ અલ્લાહે સાંભળ્યો છે, તારી કાલુદી ઉપર કીરતારે ધ્યાન આપ્યું છે, અને તારૂં વેર મોગલો ઉપર લેવાઈ ચુકયું છે અને મોગલ શેહેનશાહતનું નિકંદન નીકળી ગયું છે. કોણ મને આવીને મારા કલેજામાં પડેલી ફાટ સાંધશે? મળશે કોઇ અલ્લાહનો લાલ કે જે મારૂં ફાટફાટ થતું જીગર શાંત પાડશે? પણ લોકવાયકા તો એવી ચાલી રહી છે કે, મરાઠાઓએ મ્લેચ્છ અને મોગલ બંનેનો ધાણ કાઢી નાખ્યો છે, અને દિલ્લી શાહનશાહતને નમાલી કરી નાખી છે. કોઈ વળી એમ પણ કહે છે કે, મરાઠાઓએ તેમની પાસે બહુ કરડી સરતો લખાવી લઇનેજ જતા છોડ્યા છે; તેમાં કોઇ તરફથી એવી ખબર કાન ઉપર આવે છે કે, મ્લેચ્છોના ઉંચા પ્રકારનાં હથિયારોથી મરાઠાઓની જબરી હાર થઇ છે, તોપણ પરિણામે તો મરાઠાઓ વીજયી થઇને પાછા ફર્યા છે. યા અલ્લાહ, હું તારી પાસે કશું માંગતો નથી; નથી જોઇતું મને દ્રવ્ય કે નથી જોઇતી ભૂમિ; નથી લલુતા રાજની કે નથી તખ્ત કે તાજની; નથી ભુખ કીર્તિની કે નથી હોંશ ઊંચે ચઢવાની; પણ તારી પાસે કર-ગરીને માંગું છું તે આજ કે, કોઇ ખોદાનો લાલ મને આવીને એમ કહે કે, મોગલો હાર્યા છે; તેમનો કચ્ચરઘાણ વળ્યો છે અને મોહમુદશાહ, લ્યાનત પડજો તેના નામ ઉપર, થું પડો તે કુત્રાપર!—મરાઠા મુર્તિપૂજકોના શાસ્ત્રનો ભોગ થઈ, કુતરાં કોહલાંઓનો ભક્ષ થઈ પડયો છે."

આર્યાવૃતની પુણ્ય ભૂમિની નદીના તટપર સાયંકાળે, લટાર મારતો આવી વાણી ક્હાડનાર કોણ? આ તુરંગ ઉડાવનાર કયો વીરલો હતો? તે કોઇજ નહી પણ કાન કાપી દેશવટે કાઢેલો ફકીર મવલાઅક્ષ હતો. મરાઠાઓને, અંગ્રેજો અને મોગલો સામા ભમાવી તેમને જગાડ્યા પછી, ધારેલી ઇચ્છા પાર પાડી, પરિણામ શું આવે છે તેની ચાતકપેરે વાટ જોતો તે પુણા અને આસપાસનાં ગામોમાં ભીક્ષા માંગતો અને જ્યાં ત્યાં પરિણામ સાંભળવાની ઇંતેજારીમાં કાન ફેરવતો ફરતો હતો. તેણે લડાઇના અને તેમાં મરાઠાઓની ફતેહના સમાચાર અનેક ઠેકાણેથી જો કે સંભાળ્યા હતા, તોપણ લોકવાયકાપર તેને વિશ્વાસ આવતો નથી, એટલે તેનુંજ ચિંતવન કરતો તે આ પ્રમાણે ભટકતો ફરે છે, અને જ્યાં પણ મેળા કે મેદની, તમાશા કે નાચ તેના જોવામાં આવે છે ત્યાં, ઘુસ્યો જઇ, આજુબાજુ કાન ફેરવતો ફરે છે કે, મળેલા સમાચાર ખરા છે કે ખોટા, અપૂર્ણ છે કે પૂર્ણ. પણ જે તેણે પેહેલાં સાંભળ્યું તેથી વધારે તેને હમણા સંભળાતું નથી. આટલી તેને ખાતરી છે કે, મરાઠાઓ લડાઇમાં પાછા ફરતાંજ જો જીત્યા હશે તો ખુશાલીની, અને હાર્યા હશે તો ફરી લડવાની ગોઠવણ કરવાની એકાદી દરબાર તો ભરશેજ તેવી દરબાર કયારે ભરાય, હમણાં ભરાશે કે કેમ તેની પાકી ખબર તે કાઢતો હિંદુ મંદિરે મંદિર અને કચેરીએ કચેરી ભટકતો ફરે છે.

દિલ્લીમાં, માહમુદશાહના મેહેલમાં ગડબડ મચાવી બાહેર પડેલી યમુના નાસતી ભાગતી કેટલેક દિવસે નર્મદાના તટ ઉપર, જ્યાંથી મરાઠા સલતનતની શરૂઆત થતી હતી ત્યાં આગળ, આવી પોહોંચી. જાતે સ્ત્રી અને સ્વારીનો થાક ચઢયાથી તે પોતે તથા તેનો ઘોડો શીણુ શીણુ થઇ રહ્યા છે; અન્નને ઠેકાણે વાટે વૃક્ષોનાં પાકેલાં ફળફળાદીનો આહાર કરતી, નદી નાળાં-ઓમાંનાં ખારાં મીઠાં પાણી પી તૃષા મટાડતી તે અહીં આવી પોહોંચી છે. દિવસ લગભગ આથમવા આવ્યો છે, અને શેહેરમાં જવાને હજુ કેટલોક વિલંબ લાગશે તેનો વિચાર કરતી આસાએસ લેવા માટે તેણીએ એક મોટાં વૃક્ષના છાંયડા હેઠળ મુકામ કર્યો. ઘોડાને છોડી આજુબાજુ ચરવા છુટો મુકી દીધો, અને પોતે પણ લગાર હાથ મોહું ધોઇ, કાંઇક હાથ લાગેલાં ફળો ખાઇ,

પાણી પી તૃપ્ત થઇ વિચાર કરતી તરેહવાર સંકલ્પ વિકલ્પ કરતી બેઠી છે તેવામાં ઘણેક દુરથી કોઇના રડવાનો અવાજ તેના કાન ઉપર પડયો. અવાજ એક નહીં પણ અનેક હતા; સ્ત્રી તેમજ પુરૂષના ભેળા હતા; કોઇક મહાન પુરૂષના મરણના વિલાપનો–ધાડે સ્વરે રૂદન કરવાનો તે અવાજ હતો. ઘડીકમાં મોટી કલ્લોબકોર થતી; તો તેમાં વળી કોઇ કોઈ જાણે ડાહપણના શબ્દો બોલી કે ભાષણ કરી, વિલાપ કરનારાઓને ધીરજ ધરવા જણાવતો હોય તેમ પણ સંભળાતુ. આવા અનેક અવાજો સાંભળી તેણીને ભારે આશ્ચર્ય લાગ્યું. "એ શું હશે? ભૂતપ્રેતના ચાળા તો નહોય! નહીં નહીં; અનુમાન એમ થાય છે કે, કોઇ મોટા પુરૂષ--કે સ્ત્રી--નાં મરણનો સ્મશાન વિલાપ કરવામાં આવે છે. પણ તે કોણ હશે? કેઇ તરફથી આ અવાજ આવતા હશે? હશે જે હશે તે વાજતે ગાજતે જણાશે; હું તુરત શેહેરમાં પોહોંચવાનો પ્રયાસ તો કરૂં, પછી આ મશાનના મુદડાંની વાત! પણ હું કયાં જાઉં? અને મારો થાગ કયાં થશે તેનો વિચાર કરૂં કે આ મુવાં મુદડાંની ખબ્બર લેવા જાઉ?" અંતે અનેક તર્ક વિતર્કો કરી તેણીએ ઠરાવ્યું કે, "મારે જવું તો એજ માર્ગે કે જ્યાંથી આ શોકરૂદનના અવાજ આવે છે. અલબત, દુરથી જોતાં કાંઇક ભાન તો થશે કે એ શું છે?"

"મોતી, મોતી," પોતાના ઘોડાને લાડમાં હાંક મારતી, જ્યાં તે ચરતો હતો ત્યાંથી પકડી લાવી; તેને પાણી પાયું; લગાર પીઠ ઠોકી પસવાર્યો; "તેં મારી સેવા તો સારી બજાવી છે; તેં નીમક તો મોગલોનું ખાધું છે, પણ સેવા તેના શત્રુની બજાવી છે! કાં નહીં ઇશ્વરે તને મારીજ સેવા બજાવવા માટે જન્મ આપ્યો હોય! ચાલ લાલા, હવે આપણે ધારેલે ઠેકાણે લગભગ આવી પોહોચ્યાં છીએ, અને વખત જાય છે તેમાં આપણે ઠરીઠામ થઇશું, અને આ મહા વિટંબણાનો અંત આણીશું. એટલુંજ નહી પણ આ તારી પીઠ ઉપર હાથ ઠોકી ઇશ્વર સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે, મારા સ્વદેશીઓનું અને સ્વદેશ ભૂમિનું વેર, પરદેશીઓ ઉપર લઉં નહીં–રે મરણાંત સુધી મારી માતૃ ભૂમિનું લુણ હલાલ કરૂં નહીં ત્યાં સુધી આ યમુના શુદ્ધ માતાની પુત્રી નહીં. આ જ મારાં શસ્ત્ર, આ જ મારો ઘોડો! દુશ્મનોનો પરાજય કરી પાછી ફરતાંજ આ મારી સમશેર ઉપર સોનાની મુઠ ચઢાઉં, આ જ મારા ઘોડા ઉપર કીનખાબી જીન

ચઢાઉં અને ખુશાલીમાં કાલિકામાતાને બલિદાન આપું, મારા માણકી પુત્રને સુખમાં ખવાડું એજ મારૂં પણ."

ઘોડા ઉપર સ્વારી કરી તેને રેલતો છોડયો. જે તરફથી અવાજ આવતો હતો તે તરફ યમુના ચાલી. એક દિશા પકડી તે તરફ છેટે સુધી ઘોડાને છોડયો તો ત્યાં માણસનું કશું નામ નિશાન નહીં; બીજી તરફ અશ્વને ફેરવી જોયો તો ત્યાં પણ કાંઇ જણાયું નહીં; ઘણીક શોધ કરતે કરતે અને કષ્ટે, ઝાડીઓ અને ઝાંખરાઓમાંથી માર્ગ કાઢતે કાઢતે, ઘણેક છેટેથી તેને બળતાંના મોટા ગોટા નજરે પડયા. ધુવાડો આકાશમાં છવાઇ રહેલો હતો, આસપાસ ઘણે દૂર સુધી માણસોનું મોટું ટોળું વીંટળાઈ વળેલું દેખાયું. યમુનાએ વિચાર્યું કે "જ્યાં છે ત્યાં આ કોઇનું મુડદું બળે છે-ને તે શબ કોઇ મહાન સ્ત્રી કે પુરૂષનું હોવું જોઇએ, ત્યાં સુધી ડાઘુઓની આટલી બધી સંખ્યા શેની હોય?" સંધ્યાકાળ થવા આવી હતી, અને ડાઘુઓ ત્યાંથી ચાલ્યા જશે એમ ધારી ઘોડાને દોડાવ્યો. ચેહમાં કડાકા થઇ રહ્યા હતા, અંગારા ધગધગી રહ્યા હતા, આજુબાજુની હવા ધુંવાથી કાળી થઇ રહી હતી, આકાશ પણ જાણે આ મરણનો શોક કરતું હોય તેમ કાળું થઇ શોક વસ્ત્ર સજેલું જણાતું હતું. સૂર્ય વાદળમાં છુપાઇ અંધકાર થઇ રહ્યો હતો; ડાઘુઓ જૂદે જૂદે ટોળે મળીને તરેહવાર રીતે આક્રંદ કરતા હતા. તેવામાં આ ઘોડેસ્વાર ત્યાં આગળ આવી પોહોંચ્યો. ત્યાં બડબડાટ કરતી ચિતાની વચ્ચે મરાઠાઓનો રણવીર, આર્ય રાજ્યનો તેજસ્વી શુક્રનો તારો, ભારતભૂમિને શુભાવનાર વીર, બાજીરાવ પેશવા, સ્વભૂમિમાંથી પરદેશીઓને હાંકી કાઢવાનું કામ અધુરૂં અને પોતાના વંશજોને માટે બાકી રાખી પરેલા છે, તેનું પવિત્ર શબ પવિત્ર નર્મદા નદીના તટ ઉપર, સુખડની ચેહમાં પડયું છે. જે વીરવર, હિમાલયની ટોચને, કન્યાકુમારીની પુતળીને, દ્વારકાના દેવને, જગન્નાથના મંદિરને રક્ષવાને મથતો હતો તે આજે હતો નહતો થયો છે. ભારત વર્ષનો સૂર્ય અસ્ત થયો છે. વાંચનાર, તેના બાહુબળે જે હિન્દ મેળવ્યો છે, તેને માટેજ હવે તું બે આંસુ પાડ! પણ ના, રડેથી શું વળે? દૈવગતિ વિચિત્ર છેજ.

આ શોક સમાચાર સાંભળીને યમુના ગાભરી બની ગઇ; તેના મનમાંની આશ મનમાંજ રહી ગઇ, અને શું બોલવું અને શું નહીં

તેનું તેને ભાન રહ્યું નહિ. બીજો આરો ન હતો; ગયો તે પાછો આવનાર નથી, એમ ધીરજ ધરી તેણીએ હવે પછી જે થાય તે ખરૂં એમ માની લઇ, પોતાના વતન તરફ ઘોડો દપટાવ્યો. જ્યાં જોય છે ત્યાં સુન્યકાર થઇ રહ્યું છે, જ્યાં ત્યાં હાયપીટ અને હાય ઇશ્વર હવે શું થશે તેના પોકારો કાને પડતા હતા, શેહેરમાં વેપાર રોજગાર બંધ પડી ગયો હતો; લોકોના મન ઉપર શોકે ઘર કર્યું હતું, ઠામ ઠામ હડતાલો પડી રહી હતી, દેવમંદિરો અને શિવાલયોમાં શોક ઘંટાના નાદો થઇ રહ્યા હતા! સર્વત્ર મહાન જોદ્ધાને છાજતા શેહેરે શોકવસ્ત્ર ધારણ કર્યાં હતાં. આ સઘળા શોકચિન્હ નિહાળતાં નિહાળતાં યમુના પોતાના વતનમાં ગઈ.

---

## પ્રકરણ ૩૨ મું.

### તરલતા !!

શુરવીર શિવાજી પછી, મરાઠાના બળ અને પરાક્રમોના પાયાને મજબુત કરનાર યોદ્ધા બાજીરાવનાં અકાળ અને અચાનક મરણનો મહા શોક કેમે કરી વીસરાવા પામ્યો નથી. જે અચળ કીર્તિ તેણે હિંદુસ્તાનના ઇતિહાસમાં અમર કરી દીધી તેથી તેનું નામ, શિવાજી પછી ગવાતું રહ્યું છે. બાજીરાવના પરાક્રમોના લેખો, જેમ સતાવાર ઇતિહાસોમાં, તેમજ તેની યાદગારીમાં જોડાયલાં ગાયનો, ગરબાઓ કે પવાડાઓમાં પણ અદ્યપિ પર્યંત જળવાઇ રહ્યા છે, અને તેની લાસ જો કે "માટીમે માટી મીલ ગઇ" તોપણ તે સર્વ તેની કીર્તિના અખંડીત કોટ પેઠે જળવાઇ રહેવા પામ્યાં છે. ઉતરમાં મોગલોને, દક્ષિણમાં મુસલમાનોને અને પશ્ચિમમાં પગદંડો કરી પડેલા ખ્રિસ્તિઓ કે પોર્ટુગીઝોને મહામહા તોબા પડાવી, આ શુરવીર યોધ્ધો, પોતાને માથે ઉઠાવેલું કામ હજુ ઘણું બાકી રહ્યા છતાં, તે પોતાની પછીના વંશજોને માટે મુકીને આ ક્ષણભંગુર દુનિયાનો ત્યાગ કરી ચાલ્યો ગયો છે. ઉપલાં પ્રકરણમાં જોયા પ્રમાણે આ રણયોધ્ધો, મોગલોને કરડી સરતોથી તાબે કરીને પાછો ફરતાં રેવદંડા તરફ પગપેસારો કરી પડેલા પોર્ટુગીઝોને હાંકી કાઢવાને કેટલુંક લસ્કર લઇ ગયો હતો, જ્યાં જઇ પોહોંચે તે પેહેલાં નર્મદા

નદીના તટ ઉપરજ તેનું નધારેલું મરણ નિપજ્યું હતું. આ ખબર મરાઠા નગરમાં પોહોચતાં ત્યાં ભારે હાહાકાર વર્તી રહ્યો હતો. તેની જોડેનું તમામ લશ્કર તેની મરણક્રિયા કરવામાં દશથી બાર દિવસ રોકાયું, અને તે પછી શોકગ્રસ્ત થઇને પુણા તરફ પાછું ફર્યું. બાજીરાવ ઘાટઘટમે બહુ સૌંદર્યવાન હતો; તો પણ તે જેટલો નરમ ખવાસના દરબારી સરખો દેખાય તેના કરતાં લડપડ લડવૈયા તરીકે વધારે દિપતો હતો. રણસંગ્રામમાં તે જ્યારે ઉતરતો ત્યારે કશોપણ દરજ્જો કે ચડ ઉતર મોભો રાખતો ન હતો, પણ હલકામાં હલકા ઘોડેસ્વારનીજ પેઠે સર્વ પ્રકારે વર્તતો. એનામાં રણોત્સાહીપણું, આર્ય ધર્માભિમાન, કાર્ય દક્ષતા, આગ્રહ સર્વ બહાર પડતા હતા. જે કાર્ય એ હાથ ધરતો તે પૂર્ણ કર્યા પૂર્વે તેનો ત્યાગ થતો નહિ. એના ઉજળા વિવેકથી, શિવાજીના વંશજ કરતાં એના પ્રતિ વધારે માન હતું. ધર્મની વૃદ્ધિ, દેશજનતા, દેશાભિમાન, ધર્માભિમાન એ એનામાં એટલા બધા સુઘડ સુંદર હતા કે દેશમાં યવનોનું નિર્મૂળ કાઢવાને જે મથન કીધું છે તેને માટે વાંચનાર શોક કરશે. આખા મહારાષ્ટ્રમાં એક સાખી ગવાય છે કે:—

> હરિશ્ચંદ્રે અવતાર ધરીને, સત્યની આણ વર્તાવી;
> રામચંદ્રે જન્મ ધરીને, સૂર્યકુળ કીર્તિ વધરાવી,
> અર્જુન ધનુષધારીએ, ભૂમિ રક્ષણ કીધું પ્રેમે;
> બાજીરાવની બલિહારી છે, ત્રણે રાખ્યા નેમે.

એ બાજીરાવનો યશ સૂચવે છે. બાજીરાવના મરણ પછી ખાલી પડેલી પેશ્વાઇ તેના વડા દીકરા બાલાજીરાવને આપવામાં આવી. બાલાજીરાવ ગમે તેવો બાહોશ હોવા છતાં પિતાને પોહોંચે તેવો તો નહતોજ. બાજીરાવનાં આ અકાળ મરણથી મરાઠા રાજ્યમાં કેટલાક અવનવા ફેરફારો કરવા પડ્યા હતા. આટલું તો નિશંક છે કે, બાજીરાવ પરદેશીઓને દેશમાંથી હાંકી કાઢવાને ફતેહમંદ ન થયો હોય તોપણ પોતાનાં મરણાંત સુધી તેમની જોડે લડી લડીને આ મહાન મોગલશાહતને લુલી કરી નાખવાને તો તે બેશક ફતેહ પામ્યો હતો. અને તે લુલી થાય, એજ બરત ખંડનો કહો કે દિલ્હી સત્તાનો કહો–સૂર્ય ક્ષિતિજમાં છુપાઇ દરથી ચંદ્રનો ઉદય કરતો હતો. મોગલ શેહેનશાહતને તાબેના જૂદા જૂદા તાબાની સુબો મોગલ શેહેનશાહતથી સ્વતંત્ર થઇ ગયા હતા;

મૂખ્ય રજપુત રાજ્યો જેપોર, જોધપોર, ઉદેપોર, વગેરે ખંડિયા છતાં મરાઠાઓના ત્રાસ અને કુમકથી મોગલોની દરકાર છોડી બેઠાં હતાં. પરદેશીઓને આ પ્રમાણે તેણે કકડા બુકલા કરી નાખ્યા અને સ્વદેશીઓને એકત્ર કરવાનું માહા મોટું કામ તેણે ઉઠાવ્યું હતું અને તેમાં તે ફતેહ પામ્યો હતો. મરાઠા સલતનતનો સૂર્યજ જાણે અસ્ત પામતો હોય તેમ **બાજીરાવનાં** મરણ પછી **બાજીરાવનો** નાનો ભાઇ **ચીમનાજી** આપા તેની પાછળ એકજ વરસમાં મરણ પામ્યો. **ચીમનાજી** આપાને **સદાશિવરાવ** નામનો પુત્ર હતો જેને સાધારણ રીતે **ભાઉસાહેબનાં** નામથીજ બોલાવવામાં આવતો હતો. **બાજીરાવનો** પેશ્વાઇ ઉપર આવેલો વડો દીકરો **બાળાજીરાવ** જ્યારે કાર્ય કૌશલ્યમાં પિતાને પોહોંચી વળે તેવો નહતો ત્યારે, તેના કાકાનો આ પુત્ર **ભાઉસાહેબ બાજીરાવને** પણ ભુલાવે તેવો હતો. ખામી માત્ર એટલીજ રહી કે, **બાજીરાવના** સમયમાં મરાઠા સત્તાનું પ્રબળ ચઢતું હોવાથી **બાજીરાવને** તે ચઢતી કળાનો લાભ લેવાની અનેક તકો મળી ગઇ, ત્યારે **ભાઉસાહેબના** કાળમાં મરાઠા સત્તાનો સૂર્ય પશ્ચિમ દિશાએ ક્ષિતિજમાં પેસવાની તૈયારીમાં હતો.

**સતારાનો** રાજા **શાહુ**, જે મરાઠા સલતનતનો વડો હતો તેનો **બાજીરાવ** ઉપર પુરતો વિશ્વાસ અને ધીરજ હતી; તે એકાએક મરણ પામ્યાથી અને તેનીજ પાછળ **ચીમનાજી** આપા પણ મરણ પામ્યાથી તેના ગુડા ગગડી ચાલ્યા. પેશ્વાઇ વગેરે ઉપર તેણે ફેરફાર કર્યો ખરો તોપણ તે સર્વ જ્યાંસુધી કાંઇ પરાક્રમ કરી બતાવે નહીં અથવા રોપેલાં બીજને બરાબર પાણી સીંચીને ઉછેરી ફળ આણે નહીં ત્યાંસુધી તેની ખાતરી થવી મુશ્કેલ હતી. આ ગડબડસડબડને લીધે લડાઇનું નામ કેટલોક વખત સૂધી બીલકુલ જાણે નાબુદ થઇ ગયું હોય તેમ લાગ્યું, અને તે તકનો લાભ લઇ **બાલાજીરાવે**, પોતાના પિત્રાઇ **ભાઉસાહેબની** સર્વોપરી મદદ લઇને રાજકાજમાં ઘણાક મોટા અને અવનવા ફેરફારો કર્યા. દરેક ફેરફારો અને ખટપટમાં **ભાઉસાહેબનો** મુખ્ય હાથ રહેતો અને તે સઘળા ફેરફારો ધીમે ધીમે એવા ફતેહમંદ પરિણામો નિપજાવતા ચાલ્યા કે, તે જોઇ રાજા **શાહુની** દરબારમાં **ભાઉસાહેબનો** લાગવગ પુષ્કળ વધી ગયો; એટલુંજ નહીં પણ સઘળી

સત્તા જ્યારે નામની બાલાજીના હાથમાં રહી હતી ત્યારે સઘળું કરતોકારવતો ભાઉસાહેબ હતો. આ સત્તા અને વગનું જોર તેણે ધીમે ધીમે એટલું બધું પકડયું કે, ભાઉસાહેબ બોલ્યા તે પરમેશ્વર બોલ્યા એવું થઇ પડયું. ખુદ બાળાજી પોતે પણ ભાઉસાહેબની ઉંચી શક્તિ જાણતો હતો અને તેથીજ દરેક કામમાં તે ભાઉની સલાહ લેતો અને ભાઉની મસલેહત વગર એક ડગલું પણ આગળ ચાલતો નહીં. આ વધી ગયલી સત્તાનાં બળથી તેણે આગળ જતાં શું પરાક્રમ કરી બતાવ્યાં તે હવે પછી જોઇશું.

યમુના પોતાના સ્વવતનમાં આવી ખરી, પણ ત્યાં શાંતિથી બેઠી નથી. તેણીએ લડાઇમાં બજાવેલાં પરાક્રમના હેવાલોથી કે, તે પછી તેના પિતાના જંગલમાં નીપજેલાં મરણના હેવાલથી, કે તેની ઉપર ગુજરેલા જુલમના હેવાલથી કે, મોગલ કેદખાનામાંથી છુટવાને તેણે રચેલી બાજીઓ અને તેમાં મોગલ શેહેનશાહને તેના મહેલમાં જઈ કરેલા જખમ વગેરેના હેવાલ સંભારી, મરાઠા નગર તેનાં શુરાતન માટે વાહવાહ બોલતુ હતુ. તેના મનમાં મોગલો સામાના વૈરનો અગ્નિ ધિમો, પણ જોરમાં પ્રજ્વલિત થયો હતો. બાજીરાવનાં મરણથી થતા ફેરફારો ઉપર તે બારીક નજર કરતી રહી હતી; અને જ્યારે પેશવાઈ ઉપર બાળાજીને આવેલો જાણ્યો, તથા સઘળી સતા ભાઉ સાહેબના હાથમાં ગયલી જાણી, ત્યારે તેણીને કાંઇક આશા આવી. બાળાજીની પ્રકૃતી, લડાયક હોવાને બદલે સુલેહભરેલી છે એમ જ્યારે તેને માલમ પડયું ત્યારે તેણીની નીરાશાનો સુમાર રહ્યો નહીં; અને તેની પાછળ ચીમનાજી ગુજરી ગયાથી તો તેની આશા મનમાં ને મનમાંજ રહી જવાની કે શું એમજ તેને લાગ્યું; પણ ચીમનાજી પછી ભાઉના હાથમાં સતા આવી અને ભાઉનો સૂર્ય મરાઠા દરબારમાં વધ્યો ત્યારે તેની સુકાયલી આશા પાછી કાંઇક વૃદ્ધિને પામી. રાજ ખટપટથી કાંઇક સ્વસ્થ થયા પછી તેણીએ ભાઉની મુલાકાત લઈ તેને મોગલોની અવ્યવસ્થાથી તેને માહિતગાર કર્યો; બાલાજીરાવ પેશવાએ, પરદેશીઓને દેશમાંથી હાંકી કાઢવાને લીધેલાં પણની યાદ આપી તેને પાણી ચઢાવ્યો. ભાઉ સાહેબની પ્રકૃતિ સળવળતી અને લડાયક હતી; બાજીરાવ કરતાં પણ તેનામાં પરદેશીઓ તરફનો તિરસ્કાર હદ બાહેર હતો, અને જ્યારે તેને આ યુવતીથી

મોગલોની અવ્યવસ્થાની ખબર પડી ત્યારે તેનું મન આકુળ વ્યાકુળ થઇ રહ્યું. તે વિચારમાં પડયો કે, કયારે હું તે કુતરાઓ સામે કમર કસું. આ બાબતમાં તેને **બાલાજી** જોડે કાંઇક મતફેર પડવા માંડયો. **બાલાજી**નો સ્વભાવ શાંતિ ભરેલો હોવાથી, આ નકામી લડાયક વ્હોરત વ્હોરવાને અને તેમ કરીને દેશને તારાજ કરવાને અને માણુસોનો સંહાર કરવાને વાજબી લાગ્યું નહીં. **ભાઉ**ને તેના ઉપર ગુસ્સો ઉપજયો. **ભાઉ**એ, **બાલાજી**ને તેના પિતાએ બજાવેલાં પરાક્રમોની યાદ આપી, તેણે લીધેલાં પણુનું સ્મરણુ કરાવ્યું; **યમુના** સરખી એક અબળા પણુ પરદેશીઓ ઉપર હાથ અજમાવાને કેવી ટમટમી રહી છે તેનો દાખલો આપી તેને ટોણો માર્યો! **બાલાજી**એ ઘણી આનાકાનીથી મોગલો જોડે લડાઇ ચાલું રાખવાનું કબુલ કર્યું જ્યારે **ભાઉ**એ રાજા **શાહુ**ને પોતાની સતાનાં જોરે સમજાવીને પોતાની પક્ષમાં લઈ લીધો, અને તેમ કરી પરદેશીઓ સામે, ધુજારો ચાલુ રાખવાની પુરતી મંજુરીયાત મેળવી; કેટલાક વરસથી બંધ પડેલો લડાયક જુસ્સો ઉશકેરવાને, લશ્કરી તૈયારીઓ કરવાના અને સઘળી સામગ્રીઓ સંઘરવાના તેણે ઉપાયો લેવા માંડ્યા; અને તેમ કરીને **બાજીરાવ** તથા **ચીમનાજી**નાં મરણથી શાંત પડેલી મરાઠા સલતનતને એકવાર પાછાં જાગૃત કરી દઇ **સદાશિવ ભાઉ**એ પોતાનું નામ જગાવી દીધું.

---

## પ્રકરણુ ૩૩ મું.

### ક્ષિતિજમાં પેઠો.

**મુળા** નદીના તટ ઉપર મોગલો અને મરાઠા લડાઇનાં પરિણામ વિષે તરેહવાર ફડાકા મારતો, ને વેરથી બળતો **મવલાબક્ષ**ને આપણે ત્યાંજ છોડી આવ્યા છીએ. તેને મળેલી ખબર ગમે તેટલી સાચી પણુ હોય, પણુ જ્યાં સુધી મોગલો **દિલ્લી** છોડી નાહાસે નહી, જ્યાં સુધી શાહ **માહામુદ**ને સ્મશાનમાં દટાતો જુએ નહી, જ્યાં સુધી **દિલ્લી**ને ઢગઢગતા અંગારામાં જળતું અને બળતું જુએ નહી ત્યાં સુધી મવલાબક્ષનું વેર સમે એમ ન હતું. તે સારી પઠે સમજતો હતો કે મરાઠાઓ, મોગલોના ગમે તેવા હાડવેરી છતાં મોગલોની મોટી સંખ્યાની સામે જોઇએ તેવા ફાવી શકતા

નથી, અને ફાવે છે તો જેમ મોગલો ઘોર સંહાર કરે છે તેવો સંહાર કરવાને શક્તિમંત થતા નથી. વળી મુવા એ મૂર્તિપુજક કુત્રા! નાસ્તિક! દોજખમાં પડો એ! આખરે પણ બદમાસ, કાફર! એ તો મરે તો ઠીક! એમ વિચાર થયો. વળી તેના મનમાં એવો સંકલ્પ વિકલ્પ થવા લાગ્યો કે, કોઇ એવા પરદેશી શત્રુને આ દેશ ઉપર ભમાવી લાવવો જોઇએ કે, જેમાં મોગલો, મરાઠાઓ, મ્લેચ્છો, અંગ્રેજો, સર્વનું સામટું નિકંદન નિકલે, અને તોજ મારૂં વેર વળે. બાકી આમ કંઈ બચ્ચા મવલા, મવલા, માલેક તારૂં વેર વાળે કે? છટ! "બોલ બચ્ચા મવલાબક્ષ ક્યાં જવાનું મન થાય છે અને ક્યાં આગલાકડાં લગાડવાં ઠીક લાગે છે; મરાઠાઓ તો લડી પરવારયા છે; ઇરાનીઓ પણ આવી ગયા છે અને તેમનું પાણી પણ મેં જોઇ લીધુ છે. માટે હવે તો કોઇ બીજા એવા શત્રુને લાવવો કે, જેને આ ભારતભૂમીના ખજાનાની ને મહત્વની લાલચ હોય. ક્યાં જાઉં ત્યારે? જાઉં અફગાન દેશમાં અને સુતેલા જગાડું તે લડા-ઓને, એકવાર ફરી ગજાઉં હિંદુસ્તાનને, ત્યાં સુધી આ મવલાબક્ષ બચ્ચો જંપિને બેસશે શું? નહીજ. મુવા મરાઠાઓ, તેઓ તો બાજીરાવના મરણથી જાણે બાયલા બની ગયા છે, તેના પોરીઆમાં કાંઇ રામ બજ્યા નથી, સઘળી લશ્કરને લગતી ખટપટ વગેરે તો તેનો નાનો બાઈ રઘુનાથરાવ કરે છે, જેના લશ્કરમાં દમ શો છે? ખરેખરે સઘળો અખત્યાર અને કાબુ તો ભાઉસાહેબના હાથમાં રહ્યો છે, તે જેટલું પાણી પાય તેટલું પેશવા પીએ છે. પેશવાનો જાતી સ્વભાવ તેના પેટે લડાયક હોવાને બદલે સુલેહ સમાધાની ભરેલો છે, અને વળી તેનું ભાઉ આગળ કશું ચાલતું નથી. ત્યારે મરાઠાઓને પાણી ચઢાવવામાં શો સાર? મોગલોને તો મારવાજ છે; ખ્રીસ્તી મ્લેચ્છો તો વચમાં મુંડાશેજ ખરા; તેમાં કશા પ્રકારનું સ્નાનસુતક રહ્યું નથી; ત્યારે રહ્યા છે મુસલમાનો; પણ એકને પાપે આખું નાવ ડુબે એવી કહેવત છે; એટલે તે ઘોર યુદ્ધમાં કદાચ પાંચ પંદર મુસલમાનો પણ મરાશે તો ભરાજ તો, તેમાં હું શું કરીશ? ગમે તે થાય, પણ ચાલ બચ્ચા મવલાબક્ષ! હવે વખત ખોવો જોઇતો નથી; જેટલો વખત જશે તેટલો ગેરલાભ તને થશે. હાલ તો આપણે મોગલોને બેઆબરૂ કરવામાં મશગુલ રહેવા દો, મરાઠાઓને બોળા

પેશવાના હાથ હેઠળ લગાર વિશ્રાંતી મેળવવા દો, મ્લેચ્છ ખ્રીસ્તીઓની થોડી ઘણી વધુ સંખ્યાને આ દેશમાં પ્રબળ થવા દો, જાતભાઈ મુસલમાનોને તે સર્વ તકનો લાભ લઇ ઘોર નિદ્રા ઘોરવા ઘો; અને ચાલો આપણે અફગાન પ્રદેશમાં. જોઇએ તો સહી ત્યાં વળી કેમ ફાવીએ છીએ. વેર વાળવા કયાં આપણે આગ લાકડાં લગાડવામાં કાચા છીએ. તે જંગલીઓને લલચાવવાને, ભરતખંડનું ધન્યજ શું બસ નથી? આ મોટી મોટી હિંદુ હવેલીઓ અને લખો ને કરોડોના ઝવેરાતોથી મઢાયલાં તેમનાં મદિરો અને દેવાલયો, કરોડોના ખજાનાથી દીપતા આ મેહેલો, અદ્ભૂત શણગારથી ઝળાંઝળાં થઈ રહેલી મુસલમાન મસીદો ને મોગલોના ઇમામવાડાઓ શું તે જંગલી અને ભુખ્યા વરૂ સરખા અફગાનીઓને લલચાવી આણવાને શું પુરતા નથી કે? છે, છે! બેશક ગમે તેવા સંતોષીને પણ લોભાવે તેવી આ કંચનભૂમિ છે તો પછી રક્તપ્યાસા અને ધનપ્યાસા અફગાનો શું નહી પ્યાસ પેદા કરશે? કરશેજ. બસ, બસ ઘણું થયું, ચાલ ભવલા, હવે ઉઠાવ તારા ઝોલીઝુંડા, પોકાર અલેકનું નામ, અને લઇ ચાલ તારાં પગલાં આફગાનીસ્તાન તરફ, જમાવ રંગ અને જગાડ જંગ, પછીની વાત પછી છે."

મોગલો ઉપર વેર વાળવાને ખાતર, પોતાના આખા દેશનું નિકંદન કાઢવાનું મથન કરી રહેલો આ ફકીર, લેશપણ પરવાહ રાખ્યા વગર વેર જ્વાળાથી બળતો અને વેરની ધુંઇમાં રમતો, વેર વેર પોકારતો સુતેલા સાપને છંછેડી આણવાને મરાઠા નગરને સલામ કરી ચાલ્યો. પોતાનું વેર પારકે હાથે વાળવામાં, હિંદુસ્તાન છોડીને તેને રસ્તાની અનેક મુસ્કેલીઓ વટાવીને અફગાન મુલક સુધી જવું પડશે તેની પણ તેને પરવાહ નહતી; કયાં નદીઓ કે નાળાંઓ; જંગલો કે બીઆબાનો વટાવવાં પડશે, તાઢ અને તડકો ડીલે લેવો પડશે; માર્ગમાં અન્ન અને પાણી તો કયાંથીજ મળશે તેની પણ તેને થોડીજ દરકાર હતી-તેને થોડાજ મીઠાઇ મેવા કે નરમ સુંવાળા નરમાનરમ સ્વાદીષ્ટ પકવાનો ખાવાની ટેવ હતી; તેને થોડીજ નરમ નરમ રૂની સૈયાઓની જરૂર હતી, પગમાં પથરા કે કાંટા ભોંકાય તેવા તેના પગ થોડાજ નાજુક હતા કે તેને ફીકર હોય, મીઠાઇ મેવા કે મિષ્ટાનોને બદલે જંગલી કંદમુળ અને તે પણ એકાદ બે રોજ મળ્યાં કે ન

મળ્યાં તો વાહવાહ! તેજ તેને મનર્થ. સર્વ મીઠાઇ અને મેવા; પૃથ્વી એજ તેનું નરમમાં નરમ બીછાનું; આકાશ એજ તેનું છત્ર, અને પાણીને માટે તો નદી નાળાંઓની કયાં ખુટ હતી? નાહવાને માટે થોડાંજ તેને ઉના પાણીના અંઘોળની જરૂર હતી, પગ તેના એવા કઠણ હતા કે, ઘોડા ગાડીની તેને જરા જરૂર નહતી, છેવટ જંગલનાં ભુખ્યાં વરૂઓ કે ફાડીખાનારાં વનચરોની પણ તેને દરકાર નહતી; મુઆ તો રડનારે કોણ હતું? ભૂમિપરથી ભાર ઓછોજ! આવો ખેતમા માણસ જો ધારેલું કામ પાર પાડવાની ખંત રાખનારો હોય તો પછી તેની આડે આવતી નડતલો તેને મનથી વીસાત વગરની છે. મોગલો અને મરાઠાઓને કે ખ્રીસ્તીઓને લડાવી મારવાને તેણે ક્યાં ઓછી જેહમત અને રંજ ખેંચી હતી? ઠેઠ દિલ્હીથી ભટકતો ભટકતો તે મરાઠા રાજનગરમાં આવ્યો હતો અને ત્યાં પણ પોતાનું કામ કાઢ્યું હતું તો પછી આ કામની તેને મુશ્કેલી તો શાની લાગે?

મવલાબક્ષ જે અફ્ગાનોને હિંદુસ્તાન ઉપર ચઢાવી લાવવાને ઇરાદે હિંદુસ્તાનથી નિકળ્યો તે આફ્ગાનો કેવા છે? આ આફ્ગાનો, જે સમયે આપણી આ કથા કથાય છે તે સમયે હિંદુસ્તાનમાં દુરાની, અબદલા અથવા ગીલજાઇનાં નામથી ઓળખાતા હતા. તેમનો રાજકર્ત્તા અમદશાહ અબદાલી હતો. તે અબદાલી નામની અફ્ગાન જાતના સરદારનો દીકરો હતો. ઇરાનના નાદીરશાહે હીરાટ ફતેહ કર્યા પછી આ અબદાલીઓ ત્યાંજ જઇ વસ્યા હતા. અમદશાહ અબદાલી આ લડાઇમાં કેદ પકડાયા પછી નાદીરશાહે તેને પોતાનો લશ્કરી હજુરિયો બનાવ્યો, અને તે ઓદ્ધા ઉપરથી તે વગલાગમાં ઘણોક વધતો ચાલ્યો. નાદીરશાહ માર્યો ગયા પછી અમદશાહ અબદાલી પોતાનાં ઇરાની લશ્કરને છોડી હીરાટમાં ગયો અને ત્યાં થયલી અવ્યવસ્થાનો તથા પોતાની વધી ગયલી સત્તાનો લાભ લઇ હીરાટનો ધણી થઇ બેઠો. પોતાના ચાતુર્યના જોરથી તે પછી ધીમે ધીમે તમામ અફ્ગાનોનો રાજા થઇ પડયો, અને નાદીરશાહના મુલકનો પૂર્વ તરફનો અડધો અડધ મુલક પચાવી પડયો. અમદશાહે તે પછી અનેકવાર દિલ્લી ઉપર નજર કરી હતી અને તેમાં કેટલીક લડાઇમાં તે જો કે જેવો જોઇએ તેવો ફાવ્યો ન હતો

તોપણ તેમાંથી તેણે એટલું તો જાણી લીધું હતું કે, ભરતખંડ બેશક સુવર્ણભૂમિ છે અને તે જો આપણા હાથમાં આવે તો મોટો સંતોષ થાય. એવા હેતુથી તેણે અનેક લડાઇઓ જગાડી હતી, પણ તેનો ધારેલો હેતુ પાર પડયો ન હતો. હમણાં તે કાંઇક સારી સંધીની રાહ જોતો શાંત બેઠો હતો, પણ રાત દિવસ તેના દીલમાં ભરતખંડનુંજ રટણ થયા કરતું હતું. હમણા તેને-ભાવતુ હતું ને વૈદે ફરમાવ્યું, તેવું થયું.

**મવલાબક્ષ** ઘણીક મુદતે રખડતો રઝળતો **અમદશાહ**ની દરબારમાં જઇ પોહોંચ્યો. અનેક યુક્તિ પ્રયુક્તિથી તે **અમદશાહ** હજુર પોહોચી ગયો. **અમદશાહ**ને તેણે વાત ઉપરથી વાત છેડી ભરતખંડની લાલચોથી ઉશ્કેર્યો; મોગલ દરબારની અવ્યવસ્થાથી માહીતગાર કર્યો; મરાઠાઓના શુરવીર જોદ્ધા **બાજીરાવ**નાં મરણથી મરાઠાઓ મોળા પડયા છે અને તેનો દીકરો નાદાન છે તે સર્વ વાતની તેને ખબર આપી, અને આ સંધી જો જવા દીધી તો ફરીથી એવો લાગ કદી મળનાર નથી એમ ભાર મુકીને જણાવી, **મવલા**એ **અહમદ**ને પાણો ચઢાવ્યો. **અહમદ**ને પાણો ચઢતાં વાર લાગી નહીં. તેનો જીવ તળપાપડ થઇ રહ્યો અને કયારે આફગાન રાજા મટી, હિંદપતિ થાઉં એવા લોભે તેના દીલમાં ઘર કર્યું. તેના સરદારો અને અમલદારો પણ તેવાજ હતા અને તે સર્વેએ એકવાર ફરીથી, **મવલાબક્ષે** જણાવેલી સંધીનો લાભ લઇ, પોતાનું કામ કાઢી જવાની તૈયારીઓ ચલાવી, અને એકવાર ફરીથી અટક ઉલ્લાંઘી જવાનો ઠરાવ કર્યો. તેના આ પાકા ઠરાવ પછીજ **મવલાબક્ષ**ને પણ પોતાનું વેર વળવાની કાંઇક ધીરજ આવી, અને હવેજ તેને લાગ્યું કે, **અમદશા અબદાલી**જ મારૂં વેર લઈ, મોગલોને નરમ ઘેંસ કરશે. એક તરફથી **અમદશા** હિંદુસ્તાનનો ધણી થઇ બેસવાની લલુતામાં રમવા લાગ્યો, ત્યારે બીજી તરફથી **મવલાબક્ષ** પોતાનું વેર વાળવાની ગણત્રીઓ કરતો કાબુલની એક સીરાઈમાં પડયો હતો.



# પ્રકરણ ૩૪ મું.

## ધનઘોર!

ભારત વર્ષનો સૂર્ય ક્ષિતિજમાં ડોળાયમાનૂં છે–તે ઘનઘોરથી છવાય છે. આર્ય રાજાનું કર્તવ્ય ગૌ, બ્રાહ્મણ, બાળક, સ્ત્રીનું રક્ષણ કરવાનું સનાતન આર્ય મૂનિઓ સૂચવે છે. સૂર્ય આથમતા રક્ષણ થતુ નથી–સ્ત્રીઓનું સન્માન નથી, એનાથી વિશેષ ધનઘોર શું હોય?

શાહના જનાનામાંથી છૂટેલી યમુનાની છેલ્લી અવસ્થાએ ભરતખંડપર કોપાયમાનૂ પ્રભુએ ઘનઘોર અવસ્થા આણી.

"છોડ, હુનમંતરાવ! તુ મારો પીછો છોડ! ઓ મરાઠા સલતનતના સરદાર, તુ મારૂં માન કે, એક નીરપરાધી સતી સ્ત્રીને છંછેડવામાં સાર નથી. તારી પાપવાંચ્છના પુરી પાડવા જતાં, સાપના રાફડામાં હાથ નાખવાને બદલે, કોઇ બીજા કોતરમાં હાથ નાખ! આ હિંદભૂમિનો નાશ થયો છે અને થાય છે અને કદાચ હવે પછી પણ થશે, તે એ ચંડાળ! તારા સરખા આ ભૂમિના ધણી કહેવડાવવા તૈયાર થયલા સરદારોનાં પાપી કર્મોને લીધેજ તો નહીં હોય? બાજુ થા! હુનમંતરાવ! મને રોક નહીં, મારાં રોમે રોમે વેર વ્યાપ્યું છે, તેમાં તારી આહૂતિ થશે પણ ધારેલાં અને આરંભેલાં કાર્ય તરફ નજર કરતાં, હું તારા ઉપર મારો કોપ કરવા અચકાઉ છું; રખે તે મારાં કાર્યથી દેશને પરદેશીઓના હાથમાંથી છોડવવાનાં કાર્યને ખલલ પોહોંચે તેને માટે હું અચકાઊં છું! તુ તારામાં ગમે તેટલું બળ ધરાવતો હશે, તુ ગમે તેવો તારા મનમાં પાપી ઠરાવ કરીને આવ્યો હશે, પણ માન ઓ દુષ્ટબુદ્ધિના મરાઠા સરદાર! મારી આ સમશેર, અને મારી આ કટારી, તારા પાપી અવયવોને મારાં શરીર જોડે સ્પર્શ થવા દેશે નહીં; હું આ ટાંણે ગમે તેવી એકલી છતાં, ગમે તેવી સ્ત્રીજાતી છતાં, ફાડી ખાનારાં વનચરોથી ડરતી નથી તો તારા સરખા દુષ્ટબુદ્ધિના એક તુચ્છ મનુષ્યથી ડરીશ? મારૂં સત્ય અને શીયળ, મારો બચાવ કરવાને પુરતાં સમર્થ છે. સતી યમુનાને સતાવવાને તેં જે પ્રપંચ માંડયો છે તેમાં તું લેશ ફાવનાર નથી. આટલું છતાં જો તુ તારા કાર્યનો પશ્ચાતાપ કરી અહીંથી પાછો ફરવા નહીંજ ઇચ્છતો હોય, આટલાં મારાં બોધવચનથી પણ તારી કબુદ્ધિ પાછી ઠેકાણે આવતી નહોય તો પછી

હું તને વિઠુબાનું સ્મરણ કરવા પ્રાર્થના કરૂં છું, જે તારામાં કાંઇક સુબુદ્ધિ આણી તને તારા પાપી કર્મથી પાછો ફેરવે. હનમંતરાવ! યાદ રાખ કે સતી યમુના તારા કામાંધપણાને વશ થયા પૂર્વે આ સમશેરથી તારો ભોગ લેશે."

"યમુના! પ્યારી યમુના! શું કરવા આટલી બધી મિથ્યા બક-વાદ કરી વખત કહાડે છે? શું આ હનમંતરાવ તારો પડયો બોલ ઉપાડવાને ના પાડે છે? શા માટે તું મને સતાવે છે? માન, હે પ્યારી! મધુરી! મારૂં માન; અને આ ચાર દિવસનાં જોબનનો બહાર ચાખી લે? કાલ કોણે જોઇ છે? હું સમજું છું કે, તું દુષ્ટ મોગલોના હાથથી હાડમાર થયલી હોવાથી તેમના ઉપર બળે છે, પણ તું અને હું લડાઇનાં મેદાનમાં સાથે મળીને દુશ્મનોને કેવા હચમચાવીશું તેનો વિચાર કર. પ્રેમવૈર જૂદી રીતે કાર્ય કરે છે. માટે ચાલ, વ્હેલી થા, યમુના"

"પાપી, નીચ, ચંડાળ, ભ્રષ્ટબુદ્ધિના મરાઠા સરદાર, પુનઃ મારૂં નામ તારાં મોહ ઉપર લઇશ તો આ સમશેરથી તારા બે ટુકડા થઇ જશે! છોડ માર્ગ અને જવા દે મને અહીંથી. હજુ પણ સંભાળ અને પાછો ફર, નહીં તો જોઇ લે આ જમણા હાથમાં મારી કટારી!"

આગલાં પ્રકરણોમાં જોઇ ગયા પ્રમાણે આખો ભરતખંડ, એક ઘનઘોર યુદ્ધનો રણયજ્ઞ કરવાને ટમટમી રહેલો છે. ચોમેર રક્ત વહેવાની તૈયારીઓ ચાલી રહી છે, કોઇ પોતાના હકને માટે ઝઝુમવા તૈયાર થયો છે, તો કોઇ લક્ષ્મીના લોભ લાલચમાં ટમટમી રહ્યો છે. એકાદ પક્ષ એવો પણ છે કે, જે પોતાની સત્તાના મદમાં છકીને, "હું કયાં હોતાં હે, દેખીયે તો સહી," એવા ગર્વના શબ્દોથી ફુંફાડા મારે છે. એ સર્વમાંથી એટલું તો સિદ્ધ થતું હતું કે, જે વખત જાય છે તેમાં દેશમાં કોઇક મોટી ઉથલપાથલ થવાનો સમય સમિપમાં છે. તે ઉથલપાથલ પછી જયનો ડંકો કોણના ઘરમાં વાગશે તેની કોઇને ખબર નથી. મરાઠા સલતનતમાં, આપણે જોઇ ગયા છીએ તેમ, પેશ્વાઈ ઉપર બાલાજીપંત ચઢયા છતાં, સઘળી સતા સદા-શિવરાવ ભાઉના હાથમાં રહી છે. તે મદમાં છકયો છે, કોઇને ગણકાવતો નથી, તેના હાથ પરદેશીઓ સામા ટરવરી રહ્યા છે, પણ બીજા કેટલાક શાણાઓ તેને શાંતમે શાંત રાખતા રહ્યા

છે. યમુના, શૂરવીર યમુના, દરરોજ મરાઠા દરબારમાં હાજરી આપતી રહે છે, યુદ્ધના સંબંધમાં અનેક પ્રકારની વ્યવસ્થાઓમાં તે મરાઠા સૈનિકો જોડે મસલત ચલાવે છે. અનેક પ્રકારે પેશ્વાની કચેરીમાં યમુના યમુના થઇ રહી છે. તે વીસ વરસની યુવાવસ્થામાં છે. અનુપમ કાંતિથી આવનારા ભયની તે લેશ પરવા કરતી નથી, અનુપમકાંતિ ને યુવાવસ્થા તેના કાળ થઇ પડશે એવો તેણીને સ્હેજ ખ્યાલ પણ નથી. મરાઠા દરબારમાં તેણીએ કેટલાકનાં હૃદય ચૂર્ણ કીધાં છે, કેટલાકના મનડા મોહિત કીધા છે, કંઇકના માન મોડયા છે, કંઇકના દીલ હરણ કર્યાં છે અને કેટલાકને પોતાની કાંતિ તરફ લોભાવ્યા છે. પણ માથે ઉઠાવેલાં કામને લીધે વથા ભાઉ તેણી તરફ જે શુદ્ધ લાગણીથી અત્યાર સુધી વર્તતો રહ્યો હતો તે જોતાં, કોઇપણ તેણી સામા અનીતિસૂચક શબ્દ તો શું, પણ દૃષ્ટિ ફેંકવાને સમર્થ નથી. વીસ વરસની એક સૌંદર્યવાન સુંદરી, રાજકાજમાં માથું મારે એ બનાવ પણ કેટલાકોને બહુ નિચું જોવાડતો હતો. તુરતવેળા યમુના જો કે મરાઠા દરબારમાં બહુ લાગવગ ધરાવતી થઇ પડી હતી, તોપણ ઘણાકો તેના પ્રતિ દ્વેષની નજરથી જોતાં રહ્યાં હતાં. આ કુદરતી સ્પર્ધાનું પરિણામ કેવું આવશે તેનું તેમને કશું ભાન નહતું. માત્ર ભાઉનો રવાબ, અને પેશ્વાની નીતિમાન અને ન્યાયી વર્તણુકથીજ તેઓ પોતાના અનીતિમાન ઉદગારો કાઢી શકતા નહતા. જો મોગલ દરબાર સરખી અવ્યવસ્થિત દરબાર હત તો, કયારની યમુના કાંઇક નવીન ઉથલપાથલનો ભોગ થઇ પડી હોત. મરાઠા દરબાર જો કે મોગલ દરબાર તો ન હતીજ, પણ વિનાશકાળે વિપરિત બુદ્ધિ જેવું પરિણામ બનવાનું હોય છે, ત્યાં પછી અવ્યવસ્થા કે વ્યવસ્થા કશું કરી શકતી નથી.

યમુના, જેમ જેમ મરાઠા દરબારમાં પોતાનો વગલાગ વધારતી ચાલી, જેમ જેમ તે મરાઠા દરબારીઓના સહવાસમાં વધુ ને વધુ આવવા માંડી, તેમ તેમ અનેક દરબારીઓની અદેખાઇના ભોગમાં તે સપડાતી ગઇ. મરાઠા દરબારમાં ઘણા સમર્થ યોદ્ધાઓ હતા. તેઓ મરાઠાના નામને ખાતર, દેશને ખાતર જીવ આપવાને ડરતા નહતા. કેટલાક યોદ્ધાઓ એવા પણ હતા કે જેઓ માત્ર પોતાનું બાહુબળ દેખાડવામાંજ મોજ માનતા હતા,

કેટલાકો વળી એવા પણ હતા કે જેઓ સત્તાને માટે તળસતા હતા. આવા ખીચડામાં કોઇ કોઇ કાળાં મોંઢાંઓ પણ હતાં.

આવુંજ એક કાળું મોંઢું મરાઠા દરબારમાં, આપણી આ વાર્તાને સમયે હૈયાતિ ભોગવતું હતું. હીમતે પુર અને શકિતમાં શૂર છતાં પણ આ સરદાર બહુ અનીતિમાન હતો. હુનમંતરાવ તેનું નામ હતું. તેની અનીતિની ઘણીક ફરિયાદો પેશ્વાનાં કાન ઉપર આવતી હતી, પણ તેના સામા તુકારો કાઢવામાં આવતો નહતો. અનીતિમાન હુનમંતરાવને લલચાવવાને યમુનાનું સૌંદર્ય કોઇ પ્રકારે કમી નહતું. જ્યારથી તેણી તેની દ્રષ્ટીએ પડી ત્યારથી તે તેણી તરફ દીવાનો બની ગયો હતો. કેવા પ્રકારે તેને વશ કરવી તેના ખ્યાલમાં તે રાતદિવસ રમ્યા કરતો હતો. યમુના સરખી એક સતીને સતાવવાનું શું પરિણામ આવશે તેનું તો તેને ભાન નહતું. ઘણાક આડાતેડા ઉપાયો તેણે લેવા માંડયા, પણ યમુના તેની દરકાર કરતી નહતી. તેના મનમાં તો, "કયારે મારા દેશમાંથી તર્કડાઓને હાંકી કાઢું, અને કયારે મારૂં વેર વાળું," એજ ઉદ્દગારો રમી રહ્યા હતા.

હુનમંતરાવે આડાતેડા ઉપાયોથી તેણીને આડે માર્ગે ઉતારવાનો પ્રયત્ન કીધો. પણ તેમાં તે નિષ્ફળ થયો. તે ધુંધવાયો, ચીહડવાયો, કષ્ટે પણ યમુનાને પકડવાને તે તલપ્યો. પરિણામની કશી પણ પરવા રાખ્યા વગર, કલેશનો પણ વિચાર રાખ્યા વગર, એકાંત સ્થળે આ સતી સુંદરી ઉપર પોતાનો અનીતિમાન હાથ નાંખવાના ઉપાયો લેવા માંડયા. યમુના મરાઠા દરબારમાં જ્યારે આવતી ત્યારે તે પેશ્વાની, સદાશિવરાવ ભાઉની તથા બીજા યોદ્ધાઓની મુલાકાત લેતી, અને જે ખબરો પોતાને મળતી તે દરેકને આપતી. તે હંમેશાં નિર્ભયપણે ઘણી મોડી રાત્રે, ગુપ્તમંત્ર કરીને ઘેર જતી હતી. મરાઠા કચેરીથી તેનું મકાન કેટલેક છેટે હતું; તેથી હંમેશાં તે પોતાના માનીતા ઘોડા "મોતી" ઉપર સવાર થઇને આવતી ને જતી હતી. નિર્ભય છતાં, શૂરવીરને છાજતાં હથિયારો કમરે કસવાને ચુકતી નહિ. સ્ત્રીના વેષમાંજ ફરતાં છતાં, માથે પુરૂષની પેઠે ફેંટો વિંટાલતી અને ઘાઘરાને બદલે સુરવાલ પહેરતી હતી. પગ ઉઘાડા રાખવાને બદલે ઉંચી ચંપળ પહેરતી હતી. આ દેખાવમાં તે એક

હ્રષ્ટપુષ્ટ, મદમસ્ત યુવાન સરખી લાગતી હતી. પ્રાતઃકાળે વેહેલી ઉઠીને તે દેવદર્શને જતી, અને ત્યાં કેટલોક કાળ ગાળી પાછી ફરતી. બીજી સ્ત્રીઓની પેઠે, તે ઘરમાં ગોંધાઇ તો રહેતીજ ન હતી, એટલે પાપી હનમંતરાવની ઇચ્છા તૃપ્ત કરવાના માર્ગમાં અવરોધ ન હતો. સર્વ કોઇ જાણતું કે, સતી યમુનાને છેડવી અને વિકાળ વાઘને છેડવો બરાબર છે. તેણી સદા સાવધ અને હથિયાર સાથે ફરતી હતી તે પણ સર્વ કોઇ જાણતું હતું; તો પછી હનમંતરાવ જેવો પાપી, પોતાની પાપ વાંચ્છનાનો પ્રયોગ વીરબાળા–સતી–સાધવી સ્ત્રી ઉપર અજમાવા જતાં શું ન બીહે ? તે બીહતો, પણ પાપ વાંચ્છના તેને આગળ દોડાવતી હતી. અને તે પાપ વાંચ્છનાનું બળ તેના ઉપર ફાવ્યાથીજ, યમુનાને એક રાત્રિયે તેણે દરબારમાંથી ઘેર જતાં, માર્ગમાં ઘેરી. તેણીને અનેક પ્રકારે સતાવવા માંડી અને પોતાની પાપ વાંચ્છના પુરી કરવા માંગણી કરી. તે માંગણીને તેણીએ તુચ્છકારી કાઢી: રાવે ઘણા ઉપાયો કર્યાં, પણ જ્યારે તે નજ સમજી ને દરકાર કર્યા વગર પોતાનો ઘોડો તેની સામા દપટાવ્યો ત્યારે તે ગભરાયો. હનમંતરાવ તેની પાછલ પડયો. પુનઃ ઘેરી. પુનઃ છટકી. વળી ઘેરી. આમ સત્ય અસત્યનું યુદ્ધ ચાલ્યું. શિયળ સમાન બળ નથી, શિયળ સમાન તેજ નથી. સતીને બ્રહ્મા પણ સતાવી શકતો નથી. ત્રણ લોકને ધ્રુજાવનાર રાવણ–લંકાનો સ્વામિ, પોતાના સ્થાનમાં કેદ પડેલી સીતા સામા, દૃષ્ટિ કરવામાંજ કંપતો હતો, નળપત્નિ દમયંતી સામા કુદૃષ્ટિ કરવાથી પારધી ભસ્મ થયો હતો. જે સ્ત્રી પોતાના શીયળનું રક્ષણ કરવા ઇચ્છે તેનામાં હજાર હાથીનું બળ આવે છે, ને રણમાં કે ઘરમાં એક સરખી રીતે રક્ષણને પામે છે.

ઘડી કટોકટની હતી. એકાંત સ્થળ, કામાંધ પુરૂષ. તેની સાથે એક અબળા કેટલો સમય ટકી શકે ? પણ આ વેળા અબળા તે સબળા હતી, તે ચંડીકા હતી, તેનામાં શીળબળ હતું, તેથી ગમે તેવા બળવાનને પણ ભૂ ભેળો કરવાને સમર્થ હતી. યમુનાએ જોયું કે, આ નિચ કાંઇપણ સજા વગર અહીંથી કેડો છોડનાર નથી એટલે, એક ક્ષણમાં ઘોડાની પીઠ ફેરવી, કટારીનો એક સખત જખમ હનમંતરાવની બાજુ ઉપર કર્યો, અને તેની વેદનામાં તેને નાખી તે ચાલતી થઇ.

પોતાને આ પ્રમાણે ન ફાવેલો જોયો ત્યારે હુનમંતરાવે તેણીને નામોશી લગાડવાના ઉપાયો યોજ્યા. પોતાના માનીતાઓ વગેરેમાં ખોટી બુમ ઉરાડવા માંડી કે, યમુના તેની જોડે પ્યારમાં પડેલી છે. નિંદા કરવામાં મનુષ્ય માત્ર પ્રવિણ હોય છે, એટલે એક કાનથી બીજે ને બીજેથી ત્રીજે એમ કર્ણોપકર્ણ નિંદા પસરી. તે યમુનાના કાન ઉપર આવતાં તેણીને પુષ્કળ કંપારી છુટી; પણ જ્યાં સુધી પોતાનું નિર્દોષપણું સાબિત કરવાની તક મળે નહીં ત્યાં સુધી તે ચુપજ રહી. ધીમે ધીમે આ નિંદા રાજદરબારમાં પણ ચાલી, અને તેનું પરિણામ એ આવ્યું કે, યમુના જે મોભો ધરાવતી હતી તેમાં ઘટાડો થવા માંડયો. પેશ્વા આ નિંદામાં કાંઇક ભેદ માની, તે ખોટો માનતો, અને યમુનાનાં શિયળ ઉપર શક લાવવાને આનાકાની કરતો, જ્યારે ભાઉ તે નિંદાને નિંદા નહીં પણ સત્ય વાત માનતો. યમુના આ સઘળું સમજતી હતી, પણ તેને પોતાનું શિયળ સાબિત કરી હુનમંતરાવને ઠગારો જાહેર કરવાની તક મળતી નહતી, જે તક મેળવવાની રાહ જોતી તે બેઠી હતી. દરબારમાં હુનમંતરાવ યમુનાને હલકી પાડવાને જરાપણ ચુકતો નહિ. તેણીની બને તેટલી ફજેતી કરતો. યમુના તેની દરકાર ઝાઝી કરતી નહી; પણ ભાઉને જ્યારે, તે ગપાટો ખરો માનતો અને હુનમંતરાવની પક્ષ પકડતો જોયો ત્યારે યમુના અતિ ક્રોધમાન થઈ. તેણીના દીલમાં વીજળીના સરખી જ્વાળા પ્રગટી. તેણીએ પોતાનું સતીપણું સાબિત કરવાના ઉપાયો લેવા માંડયા, અનેક દરબારીઓની ખાત્રી કરી આપવા માંડી. ભુતડો ભાઉ, આ નિર્દોષ વાતને અસત્યનું રક્ષણ માનતો ગયો, સ્ત્રીના છળ માનતો ગયા, પાખંડ ગણતો ગયો. આથી યમુના પોતાનું તમામ ભાન ભુલી ગઇ અને ગાંડાતુર બની ગઇ.

એક મોટી દરબાર ભરવામાં આવી હતી તે દિવસે યમુનાએ ત્યાં જઇ, પેશ્વાને કહ્યું, "સત્ધર્મપ્રતિપાળક, અબળા રક્ષક ! મારો ન્યાય કર, તારા ભાઉને વાર, અને આ પાપી હુનમંતને સાશન કર, તારી કીર્તિ વધાર."

આ વેળાનો યમુનાનો દેખાવ ભયાનક હતો. કાલિકા જેમ દુષ્ટને દંડવાને આવી હોય તેવો હતો. તેણે માથાના કેશ છુટા નાખ્યા હતા; કપડા જથરપથર હતા; કપાળે ચાંદલો કર્યો હતો; આંખ્યો લાલચોળ સરખી થઇ બાહેર નિકળી આવી હતી; તેણે એક હાથમાં ખડગ ને એક હાથમાં શ્રીફળ લીધું હતું.

સર્વ દરબારીઓ આજે યમુનાનો આવો દેખાવ જોઇ ચકીત થઇ ગયા. ધર્મવેત્તાઓ સમજ્યા કે ચંડીના કોપથી અનર્થ થશે!

વિનયથી પેશવાએ કહ્યું, "હે શૂરવીર પિતાની પુત્રી! તારે શું કહેવું છે? તું શાનો ન્યાય માંગે છે?"

ક્રોધાયમાન્ થયેલી યમુના બોલી; "હે મહારાજ! હું પણીયત સ્ત્રી છું. રાજન્! મારા પતિએ મારો ત્યાગ કીધો છે, પણ અખંડિત શિયળથી રહી છું. આ તારો દુષ્ટ સરદાર હનુમંત, મારી નિંદા કરે છે, ને આ પાપી ભાઉ, તે સત્ય માની આ અબળાનું રક્ષણ કરતો નથી."

"સંભાળીને બોલ, એ નીચ ડાંકીણી!—" ભાઉ બોલ્યો કે એક ગર્જના સાથે યમુનાએ, પગ ઠોકી કહ્યું, "ચુપ, મૂર્ખ! સતીની નિંદા કરતા લજવાતો નથી?"

"હું તને સતી કેમ માનું? તું પાપણી છો! તું કુલટા છે!" ભાઉએ કહ્યું, ને તત્ક્ષણે યમુનાના નેત્રમાંથી જ્વાળા પ્રકટી. "રે દુષ્ટ! નરાધમ! બ્રાહ્મણ છતાં, બ્રાહ્મણ કન્યાનું રક્ષણ કરતો નથી, ને તેને માટે આવા અધમ વાક્ય ઉચ્ચારે છે? તું મને ચંડાળણી ધારે છે? અસતી ધારે છે? હજી ચેત, મને સતી માન, બ્રાહ્મણ બાળાનું રક્ષણ કર, મારે પગે પડ, નહિ તો તારા અનર્થકારક વચનથી આ મરેઠા રાજ્યનો લય થશે! મારી ક્રોધજ્વાળામાં સર્વે બળીને ભસ્મીભૂત થશે! જે રાજા નિરાધાર સ્ત્રી બાળક બ્રાહ્મણનું રક્ષણ કરવા સમર્થ થતો નથી, સતી અસતીની પીછાણ કરતો નથી, દુષ્ટને દંડ દેતો નથી, ને ધર્મીને આશ્રય આપતો નથી તેનું રાજ્ય સઘળું ભસ્મીભૂત થાય છે!"

"આવી ધૂર્ત વાણીથી છેતરાય તેવો ભાઉ નથી!" મૂછે હાથ દઇ ભાઉ બોલ્યો: "મને કોનો ભય છે? ભાઉની સમશેર સામા કોણ ટકી શકે તેમ છે! તું વેશ્યા, પરપુરૂષગામિની, તે આજે સતી કહેવડાવે ત્યારે તો પછી આ સઘલી મરાઠણો વાંઝણીજ તો! તારા જેવી અધમ સ્ત્રીના પ્રપંચમાં ભાઉ ફસાશે નહિ!"

આટલું ભાઉ બોલી રહ્યો નથી તેટલામાં તો યમુના ચૈતન્ય રહિત હોય, જડ હોય, પુતલી હોય, તેવી સ્થિર થઇ ઉભી રહી. સભા દંગ થઇ ગઇ, બે ત્રણ ક્ષણ સુધી યમુના અબોલ રહી, પછી એકદમ "જય જગદંબે! અંબે માતકી જે! અંબે આઇની જય!" પછી બે હાથ ઉંચા કરી, દૃષ્ટિ, સ્થિર રાખીને બોલી:—

"જય જગદંબે માત, પ્રાર્થું તુજને ઓ માડી;
રાખ સતીની લાજ, દુષ્ટ સંહાર જે ભારી.
સતી અબલાને કાજ, ત્રિશૂલ ધર પ્રેમે હાથે;
હણુહણુ દુષ્ટ અનેક, વિઘ્ન ટાળો શિર સાટે.
જો બેઠા આ દૈત્ય! ન અબલા રક્ષણ કરતાં;
દઉ છું પ્રેમે શાપ, મરો રણમાં રવડતાં.
રડો એમની નાર, ધાર અશ્રુની પાડે;
ટળવળે રણમાં તેહ, ન આવે કો જન વા'રે.
સુણ દુષ્ટ ઓ ભાઉ! ગર્વ ઘેળા મદમાતા;
થશે બુરા તુજ હાલ, લખ્યા એ લેખ વિધાતા.
મરજે બૂરે હાલ, થશે અપકીર્તિ તારી;
રડશે રાનોરાન, સતિ પણ દુષ્ટની નારી.
જળો સર્વ સમૃદ્ધિ, જળો સૌ તારી કીર્તિ;
જળો તેજ ને રાજ, જળો પેશવાની મૂર્તિ.
જાશે આ સૌ રાજ, પરાધિન દાસજ થાજો;
એજ વિધાતા લેખ, લખ્યો તે ના ભુસાશે."

સભા થરથરી ગઇ, પેશવા નિસ્તેજ થઇ ગયો, ભાઉ હસ્યો, પણ એનું હૃદય ડંખ મારવા લાગ્યું હતું. છેલ્લા શબ્દો સાથેજ યમુના ચૈતન્ય રહિત થઇ ભર દરબારમાં પડી.

* * * * *

આજ ક્ષણે એક હેરક કચેરીમાં દાખલ થયો ને પેશવાને નમન કરી કહ્યું, "મહારાજનો જય થાઓ, આપની કીર્તિ વધો. આપના પ્રતાપથી સર્વ દેશમાં આનંદ વર્તે છે, પણ કાબુલનો ધણી, દુરાનીના નામથી ઓલખાતો, પોતાને મહાપ્રતાપી ગણાવતો, આર્ય ધર્મનો કટ્ટો શત્રુ, મ્લેચ્છ, તરકડો, દિલ્લીના શાહને સપડાવવાની તૈયારી કરી રહ્યો છે. તેની સેનામાં માણસો અનેક છે. ભરતખંડને ધ્રુજાવવાને, લૂટવાને, આ દેશને નિસ્તેજ કરવાને, આપના પ્રતાપી સૂર્યને બળહિન કરવાને તૈયાર થયો છે, દિલ્લીપતિ આપનો આશ્રય માંગે છે, તે આપ મહારાજને શરણે છે. દુરાનીનું બળ અતુલિત છે, અનેક જાતો તેની સાથે છે. મસ્ત માતંગના કુંભસ્થળ ચીરવાને જેમ સિંહ તલપ મારે તેમ તે તલપ મારવા આવે છે. આપ મહારાજનો જયજયકાર થાઓ!"

આ વેણો સાંભળતા કચેરીમાં ખળભળાટ થઇ રહ્યો. શૂરા સરદારોના હાથ સળવળી ઉઠયા, તરવારપર હાથો જઇ પડ્યા, ભાઉ સતેજ થઇ ગયો, "હું એ મ્લેચ્છોનો સંહાર કરીશ ને જેમ રાવણનો નાશ કરવાને રામ, હિરણ્યાક્ષનો નાશ કરવા વરાહ, કંસનો નાશ કરવાને કૃષ્ણ ગયા હતા તેમ જઈશ, ને સત્યધર્મનું સંરક્ષણ કરી, તરકડાઓના રક્તથી, આ તૃષાતુર ભૂમિને તૃપ્ત કરી આનંદ આપીશ!"

કચેરીમાં એકે સાદે અવાજ થયો કે, "મહારાજનો જયજયકાર થાઓ."

તુરત કચેરી બરખાસ્ત થઇ.

---

## પ્રકરણ ૩૫ મું.

### પાછળ જોઈ આગળ!!

અકબરના વારસ ઔરંગજેબે, સર્વ આર્યોનો સુન્નત કરાવવાનું પોણ લીધું હતું, તેની ઇચ્છા અલ્લાએ ફલિભૂત કીધી નહિ, પણ તેના અપકૃત્યથી મોગળ શાનશાહત પડતી ને પડતી ચાલી. દમ વગરના શાહો પડવા લાગ્યા. મોગળ શાનશાહતનો સૂર્ય અસ્તાચળમાં છે, ને મરાઠાઓનો સૂર્ય ચઢયો, તપ્યો ને આજે તે અસ્તાચળમાં પેસે છે.

દિલ્લીપતિ મોહમુદશાહ, ગમે તો કહો કે યમુનાના જખમથી રીબાને, અથવા દુઃખથી કંટાળીને મરણ પામ્યો અને શાહજાદો અમદ, અમદશાહ નામ ધારણ કરીને ગાદીએ બેઠો. પણ તે રાજ્યની નૌકાનો અચ્છો નાવિક નહતો, વજીરોના હાથમાં રમકડું હતો. રાજ્યમાં ફેરફારો, અવ્યવસ્થા, ધીંગાણા, બળવા થવા માંડયા, ને દુરાની શાહની સરહદપર દિલ્લીએ ચઢાવો કીધો, જેથી તે કોપાયમાન થઇ મોટું લશ્કર લઇને અટક નદી પસાર કરી ચઢી આવ્યો! દિલ્લી ઉપર ચઢયો; ત્યારે શાહનો વજીર મીર શાહબુદીન તેના આગળ આવી પગે પડયો. દુરાનીએ તેને ક્ષમા આપી, પણ દિલ્લી તથા મથુરાં લુટી આગ્રા ઉપર તુટી પડયા. પણ તેટલામાં આફગાન લશ્કરમાં ભયંકર મરકી ફાટી નિકળ્યાથી અમદશાહ પોતાના દીકરા તૈમુરશાહને પંજાબ, મુલતાન તથા લાહોરની હાકમી સોંપી, અને

એક બળવાન રોહીલા સરદાર નજીબઉદીનને મીરબક્ષીની જગા આપી કાબુલ ચાલ્યો ગયો.

રોહીલા સરદાર નજીબઉદીનને શેહેનશાહી દરબારમાં અમીર-ઉલ-ઉમરો બનાવ્યો, જેથી દિલ્લીમાં કરતો કારવતો શાહબુદીન નારાજ થયો, અને અબદાલી દિલ્લી છોડી ગયો કે બીજીજ પળે તેની મરજી વગરજ નજીબઉદીનની પદ્વી તથા ઓધ્ધો છીનવી લઇ તે અમદખાન બંગેશ નામના સરદારને આપ્યાં. હમણા શેહેનશાહ આલમગીર છે. તે રોહીલાનો મિત્ર છે. વજીર શાહને રગડવા રાજી છે, શાહ વજીરને. પેશવાનો સરદાર રઘુનાથરાવ માળવા ઉપર ચઢી આવ્યો તેની મદદથી, મીર શાહબુદીન દિલ્લીનો અને શહેનશાહ આલમગીરનો ધણી થઇ બેઠો. નજીબઉદદીન પણ શાહબુદીનના હાથમાં કેદ પકડાઇ ગયો હતે, પણ મલાહરાવ હોલકર, જે બીજા મરાઠા સરદારો કરતા રોહીલાઓ જોડે અછી મિત્રાચારી ધરાવતો હતો તેણે તેને બચાવી લીધો.

અમદશાહ અબદાલીના દીકરા તૈમુરનો જહાનખાન નામનો વિશ્વાસુ વજીર હતો તે દિલ્લીમાં, લાહોરવાળો અદિનાબેગનો વધતો જતો ઘગ જોઇ ગભરાયો, ને તેની સામા લશ્કર મોકલ્યું. અદીનાબેગે, નવા ઉભા થયલા સીખોની મદદથી જેહાનખાનનાં લશ્કરને હરાવી હાંકી કાઢયું, એટલુંજ નહી પણ રઘુનાથરાવ જે હજુ નજદીકમાંજ પડેલો હતો તેની મદદ માગી. મરાઠાએ તે આપી. રઘુનાથરાવ પોતાનાં મોટાં મરાઠા સૈન્ય સાથે વધ્યો. સરહીંદના હાકમ અબદાલીને હરાવી, લાહોરમાં દાખલ થયો. અદીનાબેગને મુલતાન અને લાહોરની સર-સુબાગીરી સોંપી ઠેઠ અટક નદી સુધી પહોંચી મરાઠા કીર્તિનો ભગવો ઝુંડો ત્યાં ઉરાડયો. એકવાર ચક્રવર્તિ મરાઠા રાજ્યની કીર્તિ ગવડાવી ને આ શુભ વર્તમાન જણાવવાને તે પુણે ગયો. પણ આ ફતેહથી મરાઠા રાજ્યની તીજોરીમાં એક દોકડો પણ આવવા પામ્યો નહીં હતો.

જોધપુરના રાજા અભેસિંહના મરણ પછી જોધપુરમા મુલકની વહેચણીની બાબતમાં તેના બે દીકરા રામસિંહ અને વિજયસિંહ વચ્ચે વાંધો પડયો, તેની પતાવટ કરવાને રામસિંહે પેશ્વાની મદદ માંગી, જે કબુલ રાખી પેશ્વાએ, પોતાના એક માનીતા સરદાર રાનોજી સિંધિયાના પુત્ર જયાપાને મોકલ્યો. જયાપા, વિજયસિંહ

ઉપર સરૂઆતમાં ફતેહચંદ ઉતર્યો અને નાગપુરમાં તેને ઘેરી લીધો, ત્યારે તેના બે જાસુસોએ જયાપાનું ખુન કીધું. રઘુનાથરાવ ગુસ્સે થયો અને તે બિજયસિંહ સામો ચઢયો; તેણે રજપૂતોનો ઘુચો કાઢી અજમેર હાથ કર્યું, ને જોધપુર ઉપર ખંડણી નાંખી. રાનોજીના બીજા બે પુત્રો દત્તાજી અને માધાજીએ રઘુનાથરાવના ગયા પછી રોહિલાઓને છંછેડયા અને તેમના મુલક પચાવવા માંડયા. પેહેલો હુમલો તેઓએ નજીબઉદ્દ-દવલા ઉપર કર્યો અને તે મરાઠાઓ સામા ટકી શકવાને અશ્કત હોવાથી, ગંગા નદીના કીનારા તરફ ભરાઇ બેઠો; જ્યાંથી અયોધ્યાના નવાબ સુજાઉદ્દ-દવલાએ આવી છોડવ્યો. દત્તાજીએ, બુંદેલાખંડના પેશ્વાના ભાગદાર મુલકના સુબેદાર ગોવિંદપંત બુંદલેને લશ્કર સાથે રોહિલાઓ સામા મોકલ્યો, જેણે દોઆબ તથા ગંગાના પૂર્વ કીનારા ઉપર રોહિલાઓને મારી મારીને ઘુચો કાઢી, તેમનામાં ભારી ગભરાટ મચાવી મુકયો. રોહિલાઓ નાઠા તે ઠેઠ કામવનની ટેકરીઓમાં જઇ ભરાયા. સુજાઉદ્દવલા ગોવિંદપંત ઉપર ધસી ગયો અને નજદીક જતાંજ પોતાનાં લશ્કરના એક ભાગને છુટું કરી તેના ઉપર ધસાવ્યું. એ સેનામાં ઘણુાખરા ગોસાંઇઓ હતા. ગોસાંઇડાઓનાં આ લશ્કરે ગોવિંદપંતને સજડ છક્કડ ખવાડી, અને લશ્કરને નદી ભણી હાંકી મુકર્યું, જ્યાં ઘણાકો ડુબી મુંવા. આ બનાવ પછી સુજાઉદ્દવલાએ દત્તાજી જોડે કોલકરાર કરવાનું કામ ચાલુ કીધું. દત્તાજી તે કબુલ કરતે નહિ, પણ કાબુલનો અબદાલી, મુલતાન તથા લાહોર લેવા આવે છે એમ જાણતાં તે ભય પામ્યો. રોહિલાઓ અમદશાહ અબદાલીની રાત દિવસ ઇંતેજારીથી રાહ જોતા હતા, એટલુંજ નહીં પણ તેઓ તેમના જોડે પત્રવ્યવહાર ચલાવતા હતા-તે છતાં દત્તાજી જોડે મિત્રાચારીની મજબુત ખાતરી આપતા હતા. સુજાઉદ્દવલા અમદશાહ અબદાલી તરફ તિરસ્કાર ધરાવતો હતો ને દત્તાજી જોડે મિત્રાચારીનું ડોળ ઘાલતો હતો. તે મરાઠાઓના ધુંજારાથી બિહીતો હતો, પણ અબદાલીના થોડા વખતમાં આવી પોહોચનારા ધસારાથી વધુ ધ્રુજતો હતો.

દિલ્લી પડતુંજ ચાલ્યું. અમદશાહ અબદાલી જોડે પત્રવ્યવહાર રાખવાનું બહાનુ લઇ શાહબુદીને, શાહ આલમગીર બીજાનુ તથા તેના સગા ઇન્તીજામઉદ્દવલાના ખુન કરાવ્યા. રાજગાદી ઉપર

ઔરંગઝેબના નાના દીકરા કામબક્ષના એક પુત્રને શાહજેહાનનું નામ આપીને બેસાડયો. દિલ્લીના માજી અને માત્ર નામના શેહેનશાહના દીકરા અલીગોહર અથવા શાહઆલમે, પેશ્વાના એક અમલદાર વીઠલ શિવદેવ તથા અયોધ્યાના નવાબ સુજાઉદદવલાને મદદ માટે માંગણીઓ કરી. તે તાબેદારનો તાબેદાર થયો. તે ટાંણે જાટના રાજા સુરજમલની મદદ મેળવવાનો યત્ન ચલાવતો મીર શાહબુદીન કિલ્લામાં જઇ પડયો.

દેશમાં ચોમેર બુમ પડી રહીઃ ઓ કાબુલી આવ્યા, ઓ અબદાલી આવ્યો, મરાઠાઓ મુંવા, દિલ્લી લુટી, શાહ ગયો, લડાઇઓ થઇ, અનેક માણસો મુંવા, લુટ ચાલી ! હાય ! શું થશે ? એમ અબદાલી આવ્યો, આવ્યોનો પોકાર થઇ રહ્યો. એટલામાં અટક ઉલ્લંઘીને અબદાલી લાહોરમાં પેઠો ને દત્તાજી અને હોલકર મદદે જઇ પોહોંચે તેટલામાં તો લાહોરનો મરાઠા અમલદાર નાઠો.

અમદશાહ ધમધમાવતો પોતાનાં લશ્કર જોડે જમના નદી પસાર કરી મરાઠાઓ સામો આવી ઉભો. રોહીલા છટકયા, ને કાબુલીઓની સાથે જઇ ઉભા. અબદાલી મજબૂત થયો.

મરાઠાઓ ભયના માર્યા જમના નદીના પશ્ચિમ કિનારા તરફ પાછા ફરતા ગયા. ત્યાં લુટફાટ ચાલુ કર્યાથી સર્વ ગામડાંના ખેડુતો વગેરેને તેમના તરફ વેરની લાગણી પેદા થઇ, અને બીજી તરફથી તેમને અબદાલીના ધસારાની કશી ખબર અંતર મળી શકી નહીં. અબદાલીનાં લશ્કરે જ્યારે મરાઠાઓનું આ તરફથી ધ્યાન દુર રાખ્યું હતું, તે સમયે નજીબઉદ-દવલાએ દિલ્લી નજદીક, જમના નદી ઓળંગી દત્તાજી સિંધિયાના લશ્કર ઉપર મારો ચલાવ્યો, અને તેને ઘેરી લઇ લોહીની નદી વેહવરાવી.

અબદાલીની ચઢાઇની ખબર પેશ્વાને થઇ છે; મોટા દબદબા સાથે નિકળી પેશ્વા મંજીરા નદીને કીનારે છાવણી નાખી પડયો છે, મરાઠાઓની પડતીના સમાચાર તેને મળે છે; ત્યાં સદાશિવરાવ ભાઉ ઉછળ્યો. પોતાની છેલ્લી ફતેહની ધુંનમાં આવીને હિંદુસ્તાનમાં મરાઠાઓએ ગુમાવેલી કીર્તિ પાછી મેળવવાને અને આફગાનોને અટક નદીની પેલી મેર હાંકી મેલવાને પોચું લીધું. ભાઉનો ક્રોધ આ વેળા બહુ વધી ગયો હતો. આગલી લડાઇઓમાં મેળવેલી કીર્તિથી તે ફુલાઇ ગયો હતો, અને વગર

અનુભવે, લશ્કરી ઝનુને તેનાં માથામાં ઘર કર્યું હતું. ફતેહથી ફુલાઇને તે પુનઃ ફતેહ મેળવવાને એકપગે ઉભો.

દક્ષિણ તરફનું વીસ હજાર ઘોડેસવાર માણસનું લશ્કર તૈયાર કરવામાં આવ્યું. દશ હજાર માણસ તોપખાનું, ઇબ્રાહીમ-ખાન ગાર્દીની સરદારી હેઠળ મુકાયું. રેશમી તથા બનાતના મોટા તંબુઓ ઉપર રેશમી પટાઓ લગાડી તેને શોભાયમાન કરવામાં આવ્યા; સંખ્યાબંધ હાથીઓ, સઘળી જાતના ઝુંડાઓ, ઉંચા જરીઆન જીનના ઘોડાઓ વગેરેથી મરાઠા લશ્કરનો દેખાવ બહુ ભપકાભરેલો લાગતો હતો. અમલદારોને સોનેરી ખુદાના ડગલાઓ આપવામાં આવ્યા હતા, હીરાજડીત મૂઠવાળી તરવારો, પાણીદાર ઘોડાઓ ને સેનાનીઓને વીરરસનો ઝડાકો આપવામાં આવ્યો. આ વખતે મરાઠા લશ્કરનો દેખાવ, ભપકાભરેલાં મોગલ લશ્કરના દેખાવને ટક્કર મારે તેવો હતો.

ભાઉની છાયામાં મુખ્ય સરદારો, બળવંતરાવ, ગણપત મેંહદી, સમશેર બાહાદુર, નારૂશંકર રાજાબાહાદુર, વીઠલ શિવદેવ વિંચુરકર, ત્રીંબક સદાશિવ પુરંધરે વગેરે બીજા ઘણાક મરાઠા સરદારો હતા. પેશવા સાથે પણ મોટું લશ્કર હતું. સઘળા મરાઠા સરદારોને તાકીદ કરવામાં આવી હતી કે, સદાશિવ ભાઉ, મોગલ રાજનગર તરફ કુચ કરે તે વેળા તેઓએ તેના વાવટા હેઠળ જોડાવું. મરાઠાઓ વધ્યા. ભાઉ ચંબલ નદી પસાર કરી ગયો. મલાહરાવ હોલકર, જનકોજી સિંધિયા, દામાજી ગાયકવાડ, જસવંતરાવ પવાર, અપાજીરાવ અંતાલે, અંતાજી માનકેસર, ગોવિંદપત બુંદેલે, વગેરે બીજા ઘણાક સરદારો પોતપોતાના લશ્કર સાથે ભાઉના ઝુંડા હેઠળ ઉભા રહ્યા. ઘણાક રજપૂત સરદારોએ પણ લશ્કરની મદદ મોકલી. અસંખ્ય પીંડારીઓ તથા બીજા સ્વારો પણ સામેલ હતા. હોલકરની સમજાવટથી સુરજમલ જાટ પણ ૩૦ હજાર માણસ સાથે આવી મળ્યો હતો.

જાટ લોકો લડાઇનાં કામમાં બહુ કળાબાજ ગણાતા હતા. તેઓએ આ વખતની મરાઠા સૈન્યની ધામધુમ જેટલી મોટી તેટલીજ પોકળ માની અને તેથીજ સઘળાં કુટુંબો તથા ભારે દાગીનાઓ ગોવાલિયર અથવા ઝાંસીમાં રાખવાની ભલામણ કરી. હોલકરને તે સુચના વાજબી લાગી, પણ ભાઉ, જેને હોલકર

પ્રતિ સદા તિરસ્કાર હતો તેને તે રૂચી નહી. હોલકર અને જાટો સાથે મલી ગયા. ભાઉ એ બંને સામા શકની નજરથી જોતો હતો. તે ગર્વિષ્ટ, છકેલ, ફુલણજી હતો, ફ્રેંચ કવાયદનો તેણે કાંઇક ખ્યાલ મેલવ્યો હતો, અંગ્રેજોની લડાયક કળાનું કાંઇક જ્ઞાન મેળવ્યું હતુ, ઇબ્રાહીમખાનને પોતાનો સહાયયક કરી જય મેળવ્યો હતો, તે સઘળા ઉપર મુસ્તાક રહી; જે સુચના ઉપર અમલ કીધાથી તેને ફતેહ મળી શકી હતે તે સુચનાનો તેણે તિરસ્કાર કર્યો.

મરાઠા લશ્કર દમબદમ કુચ કરી દિલ્લી ઉપર ધસી ગયું. મરાઠાઓની એક ટુકડી કિલ્લા ઉપર ચઢી અંદર દાખલ થઇ, જ્યારે મુખ્ય લશ્કરે કીલ્લાના દરવાજાપર ધસારો કીધો. અંદર ભરાયલા મરાઠાઓ કિલ્લાનો દરવાજો ઉઘાડી કિલ્લાનો કબજો હાથ કરવાને બદલે કિલ્લામાં લુટફાટ કરવામાં પડયા, પણ મોગલોએ જ્યારે તેમને જોયા ત્યારે તેમને મારીને હાંકી કાઢયા. તેટલામાં કિલ્લાનો દરવાજો ભાંગી મોટું લશ્કર અંદર પેઠું અને કિલ્લો હાથ કીધો. આ ફતેહથી ભાઉ ફુલાઇ ગયો; તેણે વિશ્વાસરાવને ગાદી ઉપર બેસાડી સુજાઉદદવલાને વજીર બનાવી જય પોકારી કે, “પેશવાની ગાદી અમર તપો!”

જમના નદી પાણીથી પૂર હતી એટલે ભાઉએ પોતાનાં લશ્કરને દિલ્લી આગળ ડેરા નાખી રાખ્યું. સેનાનીઓ હાથ આવ્યું તે સઘળું ખાઇ ગયા અને જેમ દિવસ ચાલ્યા ગયા તેમ સર્વ ચીજની તંગી પડવા માંડી. પેહેલી મુસ્કેલી જે ભાઉને લાગી તે ખજાનાની હતી. તે આવ્યો ત્યારે પોતાની સાથે બે કરોડ રૂપિયા લઇને આવ્યો હતો, તથા હોલકર, સિંધિયા, ગોવિંદપંત તથા રજપૂતો પણ બીજા તેટલાજ લાવ્યા હતા. તે સઘળા ખરચાઇ ગયાથી ભાઉએ શેહેનશાહી ઓરડામાંના સોના રૂપાના દાગીનાઓ કે શેહેનશાહી તખત ભાંગવાનું યોગ્ય ધાર્યું, જેમાંથી રૂ ૧૭ લાખ હાથ લાગ્યા.

હોલકર તથા સુરજમલ બંનેએ, ભાઉનાં આ કામ સામે વાંધો ઉઠાવ્યો, પણ ભાઉએ તેમના વાંધાને ધિક્કારથી ઉઠાવી કાઢયો. સુરજમલ આથી ગુસ્સે થઇ પોતાનું લશ્કર લઇ તિરસ્કાર કરી ચાલ્યો ગયો; તેમજ રજપૂતો પણ લડાઇના મેદાનમાંથી

**ભાઉ**નો પક્ષ છોડી નિકળી ગયા. **ભાઉ**એ ચલાવેલી લુટ સામા **હોલકર** અને **સુરજમલ**જ નહિ પણ સાથે ભેગા થયલા મોહમેદનોએ પણ **ભાઉ**ને વાર્યો હતો; પણ તે કોઇના કહેવા ઉપર તેણે લક્ષ દીધુ નહિ.

આ સમયે **આફગાન** દુરાનીઓ ગંગાને કીનારે અનોપ શેહેરની સામા આવી છાવણી કરી પડયા હતા. અબદાલીએ **નજીબ**ઉદવલાની મારફતે સુજાઉદ્દવલાને હાથમાં લઇ મુસલમાનો જોડે ભેગા મળી જવાને બાજી રચી, જેથી હિંદુઓ તમામ એકલા પડી જાય. **ભાઉ**ને તે ખબર પડયાથી તેણે સુજાઉદ્દવલાને પોતાની પક્ષમાંથી છુટો નહિ થવાને અનેક રીતે સમજાવ્યો, પણ ભયથી કે પરિણામ ઉલટું આવવાના સંભવથી તે છટકયો.

---

## પ્રકરણ ૩૬ મું.

### પાણીપત.

આ તેજ ભૂમિ છે, જ્યાં મદમાતા, છકેલા, ગૌબ્રાહ્મણનું રક્ષણ કરવામાં અસમર્થ, નિર્દોષ અબળાઓનું પાતિવ્રત્ય લૂટવામાં ઉમંગી, પરધન ને પરસ્ત્રી લોભી, ધર્મનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરનારા, પ્રજાને સંકટમાં તપાવનારા ક્ષત્રીઓનું બલિદાન આપવાને પરમાત્માના બાહુમાંથી પ્રકટ થયેલા, શ્રી ફર્સુરામે રણયજ્ઞ કીધો હતો. અહિંયાજ શ્રીફર્સુરામે એકવીશ વાર ક્ષત્રીયોનો સંહાર કરી, તેના રક્તથી સ્વપિતાનું શ્રાધ્ય સાર્યું હતું અને રક્તના ખોભલા બરી તર્પણ કીધુ હતું. આ તેજ ભૂમિ છે, જ્યાં દુષ્ટ દુર્યોધને, પરમાત્મા શ્રી કૃષ્ણની વિષ્ટિનો અનાદર કરી, તેમનું બંધન કરવાની ઇચ્છા કીધી હતી. જે ઇચ્છા તૃપ્ત ન થતાં, પ્રતાપિ પાંડવોને હાથે, સહકુટુંબ સહપરિવાર, અઢાર દિવસનો રણયજ્ઞ કરી, ભારત ભૂમિને નિઃસત્વ કરીને પરલોકમાં સિધાવ્યો હતો. આ તેજ ભૂમિ છે કે, જ્યાં શાહબુદીન ઘોરીને હાથે ચક્રવર્તિ પૃથીરાજે પ્રાણ તજ્યા હતા, ને તે દિવસથી ભરતખંડ પરવશપણાને પામ્યું છે. અહિંયાંજ બાબરે વણિક વીર હેમુનો પરાજય કરીને મોગળ શાનશાહતનો પાયો નાંખ્યો ને પ્રતાપિ અકબરે બૈરામનો પરાજય કરી, જગમાં મોગલ શાહનશાહતની કીર્તિ ગજાવી હતી.

ભૂમિ ખાંઉ ખાંઉ કરી રહી છે, તેની ક્ષુધા પ્રજ્વલિત થઇ છે. ચોમેર ભયંકર દેખાવ દૃષ્ટિએ પડે છે. ત્યાં પગ મૂકતા દયાનું નામ હૃદયમાંથી નાશ પામે છે, હાથમાં ચેળ આવે છે, બંધુ બંધુનો સંહાર કરવાને તત્પર થાય છે; પિતા પુત્રનો ને સસરો જમાઇનો અહિંયા સગો સ્નેહી નથી; મિત્રની મિત્રતા અહિંયા સચવાતી નથી; કરૂણા કોઇનો હૃદયમાં રહેવા પામતી નથી. માર માર ને કાપ કાપના વિચારોજ અહિંયા શુદ્ધ હૃદયમાં પણ ત્વરિત ગતિ કરે છે.

પાણીપતનું રણ, દેશી ને પરદેશી બંનેનો ભક્ષ માંગે છે. તેને મનથી પરાયું ને પોતીકું કોઇ નથી. આ ભરતખંડમાં બે જ સ્થળ એવાં છે કે જ્યાં દયા નથી, કરૂણા નથી; ભક્તિભાવ નથી, સ્નેહ નથી, પ્રેમ નથી, મમતા નથી, શોક નથી, સાધુવૃતિ નથી; એક ઉજ્જનીયનો પ્રતાપિ વિક્રમનો સિધ્ધવડનો આશ્રમ અને બીજું **પાણીપતનું** રણ! ભૂમિ ઉછળે છે ને સંહાર ભક્ષ માંગે છે.

આર્યાવર્તના અસ્તનો પ્યાલો છળાછળ ભરાઇ રહ્યો હતો. સહેજ વધુ પડતાં તે ઢોલાઇ જવાની અણી ઉપર આવી રહ્યો હતો. આખો દેશ લડાઇની ગર્જનાથી ધ્રુજી અને ત્રાસી રહ્યો હતો. સૂર્ય અસ્ત થવાની અણી ઉપર આવ્યો હતો, અને ચંદ્ર પ્રકાશ નાખવાને તૈયારી કરી રહ્યો હતો. દેશના પુત્રો, પરદેશીઓને પોતાના ઘરમાંથી હાંકી કાઢવા જતાં સદાના ગુમ થઇ જવાની અણી ઉપર આવી રહ્યા હતા. શું થશે તેની કોઇને ખબર નથી. સર્વ કોઇ પોતપોતાની ફતેહ થશે એવી ગણતરી કરી રહ્યા હતા.

ચોમાસું ખલાસ થઇ નદી નાળાંઓનાં પુર ઉતરી ગયા પછી મરાઠા સરદાર **ભાઉએ**, મીરજાં જવાનબખ્તને દિલ્લીનો શેહેનશાહ સ્થાપ્યો. તે પછી તે થોડુંક લશ્કર લઇ કુંજપુર ઉપર ચઢયો, જેનો કોલો તોડી તે હાથ કીધું. આ વર્તમાન સાંભલી અમદશાહે હાથ પછાડયા, ને કસમપર કસમ લેવા માંડયા કે એનું વૈર લઇશ. પણ તે નિરૂપાય હતો, તેથી જ્યાં પડાવ નાંખ્યો હતો ત્યાંથી ખસવાને આતુર થયો. જમના નદી હજુર પસાર થઇ શકે તેમ નહતું, એટલે તેણે નદીને કીનારે છાવણી નાખી **ભાઉ** જોડે સંદેસા ચલાવવા માંડયા. **ભાઉ** સમજી જાય તેવો નહતો. અત્યારે તે હિંદનો સ્વામિ અને ધણી થઇ બેઠો હતો. શેહેનશાહત તેના હાથમાં નાચતી હતી. મારે પણ તે અને જીવાડે પણ તે એવી ચઢતી સ્થિતિમાં તે

હતો. અમદશાહે આ મામલો જોઇ હાથ ધોયા. ઘણી મેહનતે તેણે જમના નદી પસાર કરવાનો એક સેહેલો માર્ગ શોધી કાઢ્યો અને વધુ થોભવાને બદલે દિલ્લીથી ૨૦ મૈલને છેટે, પાછા હઠી છાવણી કીધી. જ્યારે તેનાં લશ્કરનો મોટો ભાગ જમના નદી પસાર કરી પશ્ચિમ તરફને કીનારે આવી પડયો ત્યારેજ ભાઉને તેની ખબર પડી. ભાઉ પોતાનાં લશ્કર જોડે આગળ વધી આવેલાં મુસલમાન લશ્કરની સામા થયો અને લડાઇ થઇ. એ લડાઇમાં ફતેહનો દાવો બંને લશ્કરે કર્યો, કારણ આખા દિવસની લડાઇનું જાણવાજોગ પરિણામ આવ્યું ન હોતું. મરાઠાઓ બીજે દિવસે પાછો હુમલો લઇ જવા માંગતા હતા, પણ હોલકરે તેની સામા વાંધો ઉઠાવ્યો, કારણ ખોરાકી આવી પોહોચી ન હતી. ઇબ્રાહીમખાને પણ ભાઉના આ ઠરાવને ઉતાવળ્યો જણાવી વખોડી કાઢયો. આ ગેરસમજુતી ઘણી મેહેનતે મટી.

અહમદશાહની સામા પડાવ નાંખવાને ભાઉએ વિચાર દર્શાવ્યો, પણ હોલકરે તાત્કાળને માટે તે માર્ગ યોગ્ય નથી એમ દર્શાવ્યું. ભાઉ ખભલી ઉઠયો ને કહ્યું, "ભરવાડોની સલાહ મને નિરૂપયોગી છે. કાફર સુજાઉદવલા, આપણો સહાયક છે એમ કહેનારા પણ તમેજ કેની? આજે તે આપણો શત્રુ થઇ ઉભો છે." હોલકરે કહ્યું, "તે પ્રતાપ કોનો? દિલ્લી નહીં લૂટવાની અને તખતે તાઉસનું ખંડન નહીં કરવાની સલાહનું એ પરિણામ નથી? મહારાજ! ભરવાડો પણ ઘેટા વાલવાને સમર્થ છે એ આપે જાણવું જોઇએ! વરૂથી મેંઢાંઓનું રક્ષણ કેમ કરવું તે ભરવાડથી વધારે આપ કેમ જાણી શકો?" ભાઉ, તે કરડા વેણ સાંભળી મુઝાયો ને સમય બારીક છે તે જાણી ચુપ રહ્યો, લદી ગયો. "બોલ ત્યારે, તારી શી સલાહ છે?" ભાઉએ પુછ્યું. "ભરવાડોની સલાહ કોણ લેશે? પણ આપ પાછા ફરો, ને બીજા સૈન્યની વાટ જૂઓ!" હોલકરે કહ્યું. "તે નહિ બને, કેમ ઇબ્રાહીમખાન! શું મરાઠાઓની કીર્તિને કલંક લગાડવું છે?" "જો તેમ નહિ થશે તો પછી નિરંતરનું કલંક ચોંટશે તેનો વિચાર કરો?" હોલ્કર બોલ્યો. આ સલાહ ઇબ્રાહિમખાનને અનુકુળ આવી નહિ, તેથી તેણે કહ્યું, "હાલ તો આપણે પાણીપતના મેદાનમાં જઇ રહીએ તો ઠીક; અને સાનુકુળ સમયે એ દુરાની બચ્ચાને પાણી ભરાવવાને મારી તોપના મોં ખુલ્લાં

રાખીશ." ભાઉને આ સલાહ રૂચિ, ને પાણીપતના મેદાનમાં દક્ષિણી સેનાએ છાવણી નાખી, અને પોતાના સંરક્ષણ માટે ૫૦ ફીટ પોહોળી અને ૧૨ ફીટ ઉંડી એક ખાહી ખોદી; તેના માથા ઉપર જબરજસ્ત કીલો બાંધ્યો અને તેના ઉપર તોપો ચઢાવી. અમદશાહે ઝાડોને આડાં કરી પોતાની મજબુતી કીધી.

દુરાનીની છત્રછાયાં નીચેનું લશ્કર ૪૧૮૦૦ ઘોડેસવાર, ૩૮૦૦૦ પાયદલ અને ૭૦ તોપોનું બન્યું હતું. આ લશ્કર કીર્તિ માટે પ્રાણ ત્યાગ કરવાને તત્પર હતું. પાંઉપ્યાદું લશ્કર જુદું હતું. મરાઠાઓના લશ્કરમાં ૫૫૦૦૦ ઘોડેસવાર અને ૧૫૦૦૦ પાયદલ હતું; તેમના પાસે ૨૦૦ તોપો હતી. એ ઉપરાંત પીંઢારીઓ તથા નાગાઓની ૨૦૦૦૦ માણસની ફોજ તેમની પાસે હતી.

પાણીપતનું મેદાન લશ્કરોની દોડધામથી ગાજી રહ્યું છે. બંનો લશ્કર પડેલાં છે, ને બંનો સારા સમયની રાહ જોય છે. તે દરમ્યાન, ગોવિંદપંત બુંદેલાએ દુશ્મનોની ખોરાકી આવવાના માર્ગ રોકયા. દુરાનીની સેના માટે ખોરાકી લાવવાનું કામ અતાઇખાનને સોંપવામાં આવ્યું હતું. આ ખબર જ્યારે ગોવિંદપંતને પડી ત્યારે તે હજારો માણસને લુટફાટ કરતાં મુકી, ૧૦૦૦ નિપુણ સવારોને લઈ ધુમ્યો. એક જબરૂં રણ જગાવ્યું તેમાં ગોવિંદપંત ઘવાયો અને તેનું ડોકું ભેટ તરીકે અબદાલી ઉપર મોકલી આપ્યું. ગોવિંદપંતે, મરાઠા લશ્કરમાં ખુહારીની જાણે સરૂઆત કરી હોય તેવું બન્યું. ખજાનો લઇને મરાઠા લશ્કરની એક ટુકડી દિલ્લીથી આવતી હતી તે, રાતની વેળાએ આફગાન છાવણીને પોતાની છાવણી સમજીને તે તરફ ગઇ; એટલે આફગાનોએ તેમાંના એકેએક માણસને ઠાર કરી ખજાનો લુંટી લીધો. કહે છે કે તેમાં એક કરોડ રૂપિયાની રકમ હતી. મરાઠાઓને પૈસાની મહાવિટંબણા પડવા માંડી; એટલે રજપુતોએ તેમને નાણાંની મદદ કરી, છતાં મરાઠા લશ્કરની પડતીજ આવી હતી. ઇબ્રાહીમખાનનાં લશ્કરે, ચઢેલા પગાર માટે તકાજો કરવા માંડયો. એનો ઉપાય હોલકરે એવો બતાવ્યો કે, આપણે ઘોડેસ્વાર લશ્કર સાથેજ દુસ્મનો ઉપર હુમલો કરવો અને ઇબ્રાહીમખાનનાં લશ્કરને છાવણીની સંભાળને માટે રાખવું. ઇબ્રાહીમખાનની ગરૂરી તોડવાને, ભાઉએ તે સલાહ માન્ય કરી.

તે આખો દિવસ બંને પક્ષની સેના, કંઇ પણ કાર્ય કર્યા વગર પડી રહી. પણ દક્ષિણીઓ મુસલમાનોને હાંકી કાઢવાને તરવરી રહ્યા હતા તેથી બીજે દિવસે દક્ષિણી સેના અબદાલીની છાવણીના ડાબા ભાગમાં, અમદશાહનો વજીર શાહવલીખાન પડેલો હતો તેના ઉપર તુટી પડી. આ ઘમસાનમાં મુસલમાનોના અડ્ડાળો કાઢી ૨૦૦૦ માણસોને કાપી નાંખ્યાં. તેટલામાં મુસલમાન સેનાને વધુ મદદ મળી ને શાહવલી પાછો ફરી મરાઠાઓ ઉપર ધસ્યો અને મરાઠાઓને માર મારી તેમનાં ૧૦૦૦ માણસોનો ઘાણ કાઢયો.

કેટલાક દિવસ સુધી આ પ્રમાણે નાની નાની લડાઇઓ ચાલ્યા કીધી, તેમાં એક દિવસે શાહવલીખાન ઘોડેસ્વારોની એક ટુકડી સાથે પડોસમાની મસીદમાં જતો હતો, તે વેળા ભાઉ, વિશ્વાસ-રાવ, હોલકર તથા ગણપત મેંહલી વગેરે સરદારો તેના ઉપર ધસી ગયા. નજીબઉદ્દવલા તથા બીજા કેટલાકો તેની મદદે ગયા, અને બંને વચ્ચે એક જબરી લડાઈ ચાલી. નજીબઉદ્દવલા બીજાઓ કરતાં આગળ વધી ગયાથી, બળવંતરાવ તેની સામા ધસ્યો, અને દુશ્મનો ઉપર મારો ચલાવ્યો, જેમાં ૩૦૦૦ રોહીલાઓનો ઘાણ કાઢી નાખ્યો ને રોહીલાઓને નસાડ્યા. એક ક્ષણે નજીબઉદ્દવલા પણ ચોમે-રથી ઘેરાઇ ગયો ને મરાઠાઓના હાથમાં પકડાઈ જવાની ધાસ્તીમાં હતો; તેટલામાં ફતેહથી ફુલાયલો બળવંત, દુશ્મનોની છાવણીમાંથી ઓચિંતી આવેલી એક ગોળીથી વિંધાઇ જમીનદોસ્ત થઇ પડયો ને ભાઉ નાઠો.

જેમ જેમ વખત પસાર થતો હતો તેમ તેમ મરાઠાઓની ખોરાકી ખુટતી ચાલતી. લશ્કરમાં ભુખમરો લાગુ પડયો. ફતેહથી ફુલાઇને મરાઠાઓએ જે ઉડાઉડ ચલાવવા માંડી હતી તેનું પરિણામ હવેજ તેમને ખમવાનો વખત આવ્યો હતો. ભાઉ દરરોજ એકાદ મોટી લડાઇ થવાની રાહ જોતો હતો. અફગાનોની રીત પ્રમાણે અહમ-દશાહ શાંત થઇ બેઠો હતો, ને દક્ષિણીઓનો રાહધાટ જોતો હતો. દક્ષિણી સેના ભુખમરાથી નાકૌવત થઇ ગઇ, સરદારો ઉત્સાહ રહિત થતા ગયા, અનાજની તાણ પડવા લાગી ને નિત્યનો ખોરાક ઘટવા લાગ્યો. આ સર્વ મામલો જોઇ દક્ષિણી સરદારોની ખાતરી થતી હતી કે સઘળું આશા વગરનું છે. ભાઉના ભુખેમરતા સીપા-ઇઓની એક મોટી ટુકડી ભુખમરાથી જીવ ઉપર આવી પોતાને તથા

પોતાના કુટંબને માટે ખોરાકી શોધવા નિકળી હતી, તે આફગાનોના હાથમાં પકડાઇ ગયાથી તેઓએ તે આખી ટુકડીને કશી રેહમ વગર રેહેંસી નાખી મેદાનમાં રક્ત વેહતુ કર્યું. મુવાં પડેલા મરાઠાઓનું જોમ અને ઝનુન આ સમાચાર સાંભળીને ઉસ્કેરાયું.

મરાઠા છાવણીમાં આ વર્તમાન ફરી વળતા કોલાહલ છવાઇ રહ્યો, જ્યાં ત્યાં રડારોળ જારી થઇ, ખુમરાનનો પાર રહ્યો નહિ, ને ભુખથી પિડાયલા, સમશેરપર તનમનાટ કરી રહેલા દક્ષિણીઓ તંબુઓમાંથી બહાર નિકલી મોટો પોકાર કરતા ભાઉના તંબુ ભણી ચાલ્યા ને ગર્જના કીધીઃ—"કયાં ભરાયો છે પેલો ફર્સરામ અવતાર? શું અમને આમનેઆમજ જમને ત્યાં મોકલવા છે કે? યુદ્ધ! યુદ્ધ! અમે કુતરા નથી, પણ માણસ છીએ, અમે હીજડા નથી પણ વીર છીએ! અમે કુત્રાંને મોતે મરવા આવ્યા નથી, એ મલેચ્છ કુત્તાને કચડવા મોકલો! યુદ્ધ! યુદ્ધ! મલેચ્છને કાપો! જય કાલિકા જય! રણયજ્ઞનો પ્રારંભ કરો, આ ભૂમિ રક્તને માટે તરસે છે, આકાશમાં અપ્સરાઓ વરવા તલસે છે! યુદ્ધ! યુદ્ધ! કેસરીયા! કેસરીયા!"

લોકોની આ કીકીયારી સાંભળી, ભાઉ ગભરાયો. તે બોલ્યો, "હવેજ પ્યાલો છળાં છળાં ભરાયો, નક્કી!"

તુરત ભાઉએ સરદારોની સભા બોલાવી. મંત્ર કરવામાં આવ્યો, ને ભાઉએ જણાવ્યું કે કોઇપણ રીતે શત્રુ પક્ષમાં ફાટ પડે તેમ છે કે નહિ. મલારરાવ હોલ્કરે સાફ કહ્યું કે તેવું કશું નથી. તખતે તાઉસપર વિશ્વાસરાવને બેસાડયાથી પેશવાના મિત્ર સહાયક રાજા ને નવાબો પણ નારાજ થયા. આજે કોઇને પણ ભાઉના વચનનો વિશ્વાસ નથી. સુજાઉદદવલા જે ભાઉનો મિત્ર હતો, હાફીઝરહેમત સિંધિયાનો મિત્ર હતો, રોહીલા સરદાર નજીબઉદદવલા હોલ્કરનો મિત્ર હતો, તે સર્વે આજે દુરાનીના પક્ષમાં ભરાઇ બેઠા હતા. સુજાઉદદવલા અબદાલીથી ડરતો હતો, નજીબઉદદલાને સિંધિયાપર વેર હતું, હાફીઝરહેમત હોલ્કરને ચાહતો નહોતો; હોલ્કર, દક્ષિણી સેનની ઘડીપળની ખબર નજીબને આપતો હતો; અને સુજા, ભાઉને; પણ સુજાના સમાચાર ભાઉને ઉપયોગી થઇ પડતા તેનાથી નજીબના સમાચાર અબદાલીને વધારે ઉપયોગી થઇ પડતા હતા. અબદાલી જાણતો હતો કે અયોધ્યાનો સુબો પ્રપંચી છે, ને નજીબ તેનો કટ્ટો વેરી છે, તેથી સુજા પ્રપંચ કરી ફસાવે નહિ

તે માટે નજીબની તેનાપર જાસુસગીરી હતી. નજીબનો હોલ્કર મિત્ર હતો, ને અબદાલીનો નજીબપર પૂર્ણ ભરોસો હતો. એવો ભરોસો ભાઉને કોઇપર નહોતો. ભાઉએ હોલ્કર જેવા સમર્થ સરદારને ભરસભામાં અપમાન આપ્યું હતું, ને તે ભાઉની કીર્તિનો અદેખો હતો, તેની ચઢતીનો શત્રુ હતો. નજીબને તેણે જણાવ્યું હતું કે તે આ ઘોર સંગ્રામમાં ભાઉનો પક્ષ કરશે નહિ, પણ તે યુદ્ધ વેળાએ છટકી જશે.

આ સર્વ સ્થિતિ ભાઉ જાણી ગયો હતો, તે છતાં તા૦ ૫મી જાનેવારી ૧૭૬૦ની રાત્રીના મલારરાવને ઘણો સમજાવ્યો, પણ ઘરડો ધુડ મલારરાવ સમજ્યો નહિ. ભાઉની સ્થિતિ ઘણી દયામણી થઇ પડી હતી.

---

## પ્રકરણ ૩૭ મું.

### સૂર્યનો અસ્ત !!

આજે મરાઠા સૈન્યમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો છે; જ્યાં ત્યાં ખાના, પીના ને ગાના થઇ રહ્યા છે. જેટલું અનાજ હતું તેટલું વહેચવામાં આવ્યું છે ને ઘણા દિવસના ભુખાળવા ચટણાઓ તે દમ બાંધીને ખાય છે. મરાઠા છાવણીમાં સર્વે કોઇ બુમ મારે છે કે, "તરકડાઓને કાપી નાંખો ! ભાઉ મહારાજનો જય થાઓ !" કોઇ સ્થળે ગપાટાઓ ચાલે છે કે કાલે શત્રુઓને આમ હાથ બતાવીશું, જીત કે મોત ! જીતશે તે એક સ્ત્રીનો સ્વામિ, પણ મરશે તેને તો અપસરાઓ વરશે !" હરહર મહાદેવ ને જય ભવાનીની બુમોથી છાવણી ગાજી રહી છે. વીર રસના પવાડાઓ ગવાય છે, ભારતની કથા થાય છે, રામાયણના રાગડા ગવાય છે. તે રાત્રના અર્જુનના વીર પરાક્રમથી સર્વેના હાથ તરવરી રહ્યા છે. હેદળ, પેદળ ને તોપખાનું તૈયાર છે. કાલે રણયજ્ઞ છે. ઇબ્રાહીમખાને પોતાના માણસોને કીર્તિનો પાનો ચઢાવ્યો છે, ને તેના તોપચીઓએ ઘણું કરવાનું છે. એક માણસ સીવાય, આખી મરાઠા છાવણીમાં, ઉમંગ, ઉત્સાહ, વીરતા, દ્રઢતા ને જય જય જણાય છે.

એ માણસ ભાઉ છે. કીર્તિના ગર્વમાં જે અયોગ્ય કાર્યો તેનાથી થયા છે તે માટે તે હમણા પસ્તાવો કરે છે; સુજાઉદ-

દવલાને તે ગાળો ભાંડે છે, હોલ્કરની ખબર, જીત થયા પછી લેવાનો નિશ્ચય કરે છે. પોતાની સ્ત્રી ને બાળકોનું શું થશે તે માટે તે મુંઝાય છે, વિશ્વાસરાવને રણમાં લેવો કે નહિ તેનો વિચાર કરે છે.

એ આખો દિવસ તે તંબુમાં બેસી રહ્યો હતો, ને આવતી કાળના યુદ્ધની રચના કેમ કરવી તેનો વિચાર કરતો હતો. સર્વ સરદારોની સલાહ લીધી ને રાત્રીના નક્કી યોજના, મંડળી હજુર મુકવાનો ઠરાવ કીધો.

મંદ પડતાં હૃદયને ઉત્સાહ આપવાને સંધ્યા સમયે તે તંબુમાંથી નિકળ્યો. સૂર્યના આથમતાં, લાંબા અને પીળા કિરણો, અસ્તાચળની ગૂઢ છાયામાં પ્રવેશ કરે છે. સૂર્ય આથમ્યો, પતિ વિછોહણી અબળા જેવી સંધ્યા દુર્બળ જણાઇ, અને અપારદર્શક અંધકાર ચોમેર વ્યાપી ગયો. માત્ર આકાશમાં તારાનોજ પ્રકાશ હતો; જગતનો વ્યવહાર બંધ પડયો હતો, ને રાત્રીનું રાજ્ય નિષ્કંટક પસરી ગયું હતું. સર્વત્ર શાન્તિ હતી. આવી શાન્તિમાં વિચારશીળ હૃદયે ભાઉ પશ્ચિમ તરફના એક મેદાનમાં આવ્યો. તેની સાથે કોઇ માણસ નહોતું, શસ્ત્ર પણ નહોતું. નિચે મુખે તે ચાલતો હતો, તેવામાં એક આકૃતિ સાથે તે અડડાયો ને ભય રહિત છતાં તે ખમચ્યો.

તેણે માથું ઉંચુ કીધું, ને તે અઠડાનાર આકૃતિ સામા ચકિત થકો જોતો ઉભો. ક્ષણ, બીજી ક્ષણ, ને ત્રીજી ક્ષણે સંકુચિત હૃદયે, ભયથી વિહવળ થઇ તે બોલ્યો, "કોણ, યમુના?" "હા, તેજ! દુષ્ટ ભાઉ! હું તેજ બાળા છું?" "તું હજી જીવેછ?" "ના, હા. હું જીવુંજ છું, પણ જીવતી નથી. તું શું જોય છે? રે દુષ્ટ ભાઉ, તેં સઘળી બાજી બગાડી છે, હું પતિવ્રતાળીને છંછેડી અને અબળાનું તેં રક્ષણ કીધું નથી, પણ પાપીને તેં આશ્રય આપ્યો છે, તેના ફળ તને કાળે મળશે! હવે ઘણું મોડું થયું છે; પણ બ્રાહ્મણ, વળી બાળા, વળી વીરલી, વળી તારી કીર્તિ વધારનારી, વળી અનાથની તેં ઉપેક્ષા કીધી છે, તો તેના ફળ તને કાળે મળશે. તારી કીર્તિનો સૂર્ય કાલે અસ્ત થશે, તે સાથે મરાઠાઓની કીર્તિનો સૂર્ય પણ અસ્ત થશે,' ને એક અબળાની ઉપેક્ષા કરવાથી, તેના સંરક્ષણમાં મોળા પડવાથી, હું ઇચ્છું છું કે કાલે યવનોનો જય થાઓ! હું સાધવી છું, તારી કીર્તિ કેમ ખંડિત થાય છે તે માટેજ હું જીવન ધરી રહી છું. દૈવ મને કહે છે કે કાલે મધ્યાન્હે તું પડશે

ને તારી દુષ્ટ વાણી માટે તારા શબની એવી ભુંડી અવસ્થા થશે કે તે કોઇને હાથ પણ જશે નહિ. જય અંબે!" આટલું બોલતી યમુના, જેણે પાસેજ એક ચિતા ખડકીને પ્રજ્વલિત કીધી હતી તેમાં હોમાવ્યું ને ભાઉના જોતજોતામાં બળીને ભસ્મ થઇ ગઇ.

ભાઉ દીગ્મૂઢ થઇ ગયો.

આ સર્વ આકસ્માતિક પ્રસંગ શો છે તે તે સમજી શક્યો નહિ. આવતી કાલે તેનું મરણ નિશ્ચય થશે એવા ભણકારા ગાજી રહ્યા. "મેં આ નિર્દોષ બાળાને શા માટે સતાવી?" તેને માટે તે હવે પશ્ચાતાપ કરવા લાગ્યો. પણ હવે ઘણું મોડું થયું હતું. હવે તેનો પશ્ચાતાપ વ્યર્થ હતો. તેનો ગર્વ હમણા ગળી ગયો હતો.

નિશ્વાસ મુકતો તે છાવણીમાં પાછો ફર્યો, અને પોતાના મંદ ઉત્સાહને સતેજ કરવા સરદાર મંડળી બોલાવી, બીજા દિવસની યુદ્ધ રચના નક્કી કરીને ઠરાવ્યું કે ધોળ કરીને મારતા ને માર ખાતા નાસી જવું.

પુનઃ ભાઉએ સુજાઉદ્દવલાની શી ઇચ્છા છે તે જાણવાને માધોજી સિંધિયાના એક જાસુસને અયોધ્યાના સુબાની છાવણીમાં એક પત્ર લઇને મોકલ્યો. તેમાં જણાવ્યું હતું કે, "પ્યાલો છળાછળ ભરાઇ ગયો છે, એક ટીપું પણ વધારે રહી શકે તેમ નથી. પ્રભાતના અમારા નસિબની અજમાયસ કરવાના છિયે, આપ સાવધ રહેજો ને જેમ તમારા બંધુ પ્રતિ જૂઓ તેમ વર્તજો. સુકન મર્દનો છે, ત્યાં જગત્ શી બિસાતમાં છે? આપ સાહે થશો તો દગાખોરોના મ્હોં કાળા થશે." સુજાઉદ્દલાએ તે પત્ર વાંચી પોતાના મુનસી કાશીરાવ સાથે વિચાર કરી જણાવ્યું કે, "બનતા સુધી બેફીકર રહેજો."

સોહીવર્ણું પ્રભાત. ઉષાના હાથમાં રમણ કરતો બાળસૂર્ય પણ હજી ક્ષિતિજમાં દેખાયો નથી, અંધકારનું રાજ્ય સમાપ્ત થયું નથી, ભગવાન્ સૂર્યનારાયણે હજી પોતાની પરિચારિકા ઉષાને મોકલી નથી, ક્ષિતિજરેખાપર રક્ત જણાતું નથી, તે પૂર્વે પાણીપતની ભૂમિને રક્તમય કરવાને દક્ષિણી સેના તત્પર થઇ. નગારખાનું ઠોકાયું, રણસિંગા ને સિંગીઓ વાગી ને દક્ષિણી સેનાએ કેસરીયા કીધા.

આશા અને નિરાશા વચ્ચે આ હિંદુ સૈન્ય અબદાલીની છાવણી તરફ ચાલ્યું. તેમની પાઘડીના છેડા છુટા લટકતા હતા,

તેમના હાથ તથા મોહડાં ઉપર હળદર લગાડી કેસરિયાં કરેલાં જણાતાં હતાં, અને દરેક જન જાણે યશ મેળવવવાને બદલે કોઇના ભોગ થવાને જતાં હોયની શું તેવો તે દેખાવ લાગતો હતો. સદાશિવે પોતાનાં સ્ત્રી છોકરાંની ખાસ સંભાળ હોલકરને સોંપી હતી. સુજાઉદ્દવલા ગમે તે કારણથી ગભરાયો—કાં તો નજીબઉદ્દવલાથી ભીતરો થયો, કાં તો વહેમાયો અથવા ગમે તે કારણસર, તે ધભરાયો. તેણે જ્યારે જાણ્યું કે મરાઠા લશ્કર કુચ કર્યું આવે છે ત્યારે તે શાહના તંબુમાં ગયો અને અંદર જઇ જોયું તો શાહ ઊંધમાં પડેલો હતો. સુજાએ જગાડયો. જાગતાંવાર પેહેલી જે વાત તેણે પુછી તે "લડાઇના શા સમાચાર છે, સુજા?" સુજાએ જ્યારે તેને જણાવ્યું કે હિંદુઓ વધ્યા આવે છે સારે કશી પણ ઢીલ વગર તે પોતાના તૈયાર રાખેલા ઘોડા ઉપર ચઢયો, અને પોતાનીજ લાઇનમાં એક મૈલ સુધી ફરી આવ્યો. લાઇનમાં, મરાઠાઓની કશી ખબર પડેલી ન હોવાથી, શાહને પેહેલાં સુજાઉદ્દવલાએ આપેલી ખબર ઉપર શક આવ્યો; પણ એ સમયે મરાઠા લશ્કર તો જેવી ગોઠવણથી કુચ કરતું આવ્યું તેજ ગોઠવણે, મેદાનમાં સફ સમારી ઉભેલું જણાયું ને શાહે કહ્યું, "સુજા! તારી ખબર ખરી છે ને કિમતી છે." તુરત તોપોના અવાજ સંભળાવા લાગ્યા.

આજ ક્ષણે દક્ષિણીઓનો કટ્ટો શત્રુ, મૌવલાબક્ષ, તુરક શાહની સામો આવીને ઉભો રહ્યો. તેની આકૃતિ આ વેળાએ અતિ ભયાનક જણાતી હતી; તેના હોઠ ઉંચા નિચા થતા હતા; તેના હાથ આસપાસ ફરતા હતા; તેના પગના ઠોકા પડતા હતા. શાહ, આ વિચિત્ર મૂર્તિને ક્ષણભર જોઇ રહ્યો, ને તેની ભયાનક વૃતિ જોઇ વિસ્મય થયો. પણ પછી બોલ્યો; "અલ્લાહના બંદા દરવેશ! આપ કયાં હતા, ને એકાએક આ અણિને વખતે કયાંથી પધાર્યા?"

"શાહ! તું ગમે તેવો હોય તોપણ અલ્લાહની હજુરમાં ખાક સમાન પણ નથી! હું અલ્લાહની નિમાજમાં મશગુલ હતો, ને અલ્લાહે મને ફરમાવ્યું કે, 'અયે મૌવલા, જા, અને જો કે, અલ્લાહના બંદાને અપમાન કરનારા કેવી ફજે પહોચે છે,' ને તે જોવાને આજે હું શાહની સમિપ આવી ઉભો છું!" મૌવલાએ ઘોર ગંભિર વાણીથી શાહને કહ્યું.

"મૌવલા, તમારા પ્રતાપથી આજે આ કુફ્રોનો કચ્ચરઘાણ થશે, ને એ મૂર્તિપૂજક કુત્રાંઓ ગીધ ને સમડાંઓનો ભોગ થશે !" શાહે નમન કરતા કહ્યું.

"આમીન! કસમ પંચતનપાકકા! શાહ, શત્રુઓના કાળો કરશે, પણ અયે દલેરશાહ, તારી ફોજમાં જે ચંડાળ મોગળો ભરાયા છે તે પણ એજ ફોજને પહોચવાને લાયકના છે. ઇમાનને નહિ માનનારા, દરવેશો ને ફકીરોને રંજાડનારા એ કમબખ્ત મોગળો, એ કાફ્રોથી પણ વિશેષ સજાને પાત્ર છે. શાહોનાશાહ! તુર્કના સરદાર, આજે હિંદુ અને મોગળો–બંનોનો સારી રીતે સંહાર થશે, ને મૌવલા આનંદમાં રાચશે!" મૌવલાબક્ષે શાપ દેવાની ઢબમાં કહ્યું.

આ વચનો અબદાલીને વજ્ર જેવા લાગ્યા. તે બોલ્યો, "સચ્ચા ઇમાનપર મુસ્તાક દરવેશ આવા વચન બોલે તો તે કાફ્રથી પણ વધારે સજાને પાત્ર છે!" એમ બોલતા ક્રોધથી આંખ લાલચોળ કરી તેણે મૌવલા સામા જોયું. મૌવલા ચુપ થઇ ગયો, પણ મનમાં બડબડયો, જે શાહ સાંભલી શકયો નહિ, કેમકે ઇબ્રાહીમખાનની તોપના અવાજો તરફ તેનું ધ્યાન હતું. તુરતજ મૌવલા ખસી ગયો, ને આ કાપાકાપી જોવાને બાજૂએ જઇ ઉભો.

અબદાલીના હુકમથી તેની સેના તૈયાર થઇ હતી, ને હુકમની વાટ જોતી હતી. મરેઠાઓની ત્વરા જોઇ, અબદાલીએ અનુમાન બાંધ્યું કે, તેઓ જમના નદીના પ્રવાહ તરફ જઇ, નદીપાર ઉતરી જશે, તેથી તેણે પહેલો હુકમ તે માર્ગ રોકવાનો આપ્યો. આ સ્થળથી અબદાલી પુરતો વાકફ હતો, અને તેને નિશ્ચય હતો કે એ માર્ગ વટાવતા મરેઠાઓને ભયંકર યુદ્ધમાં ઉતરવું પડશે. પછી પોતાના સૈન્યમાં અવ્યવસ્થા નહિ થાય તેને માટે યોગ્ય વ્યૂહરચના કરવાની સૂચના આપી.

બંનો સૈન્ય સામ સામા આવી ઉભા–તેઓ વચ્ચે પાંચસો વારનો તફાવત હતો. અફગાનો મરેઠાઓને યુદ્ધ આપવાને આડા ઉભા હતા.

સૈન્યની જમણી બાજુએ રોહીલા ઉભા રહ્યા. તેઓના નાયક તરીકે હાફિઝ રહેમત, અહમદખાન બંગેશ, ઉમરબેગ, ડુંડીખાન ને બરદોદરખાન હતા. આ સેના કવાયતી નહોતી, પણ લડવામાં

શૂરી હતી. તેઓના હાથમાં તેગા ને કરવત હતા, ને બે કેમ વાપરવા તે સારી રીતે જાણુતા હતા. મરેઠાઓને જમના નદી પસાર કરતા અટકાવવાને આ રોહીલાઓ ઘણા મજબુત હતા. એની પડોસમાં અફગાન વજીર શાહવલીખાનની અફગાન હયદળ સેના હતી. આ ઘોડેસ્વારો નાદિરશાહની તાલીમના હતા, અને પડછંગ ને હ્રષ્ટપુષ્ટ હતા. તેઓના ભાલાની અણીઓ ચકચકિત હતી. તેની લગોલગ અયોધ્યાના નવાબનું પુરભૈયા અને મોગળ મુસલમાનોનું ભેળસેળવાળું સૈન્ય હતું. સુજાઉદવલાપર શાહને ભરોસો નહોતો, તેથી તેને વચ્ચે એવો સપડાંવ્યો હતો કે તે ખસી શકે નહિ. તેના લડાયક માણસોના હાથમાં જાતજાતના શસ્ત્રો હતા, જે બધાનો ગમે તે રીતે પણ ઉપયોગ કરવાની શક્તિ ધરાવતા હતા. નજીબઉદ્દ-દવલા, પોતાના કવાયતી રોહીલાઓ સાથે ડાબી પાંખના છેડાપર હતો, જેની પડોસમાં બીજા કેટલાક અફગાન સરદારો હતા. શાહના તંબુની સામા, ને મુખ્ય સૈન્યની પીઠપર પસંદખાનની સરદારી નીચે વધારાનું કવાયતી અફગાન પેદલ ને હેદળ સૈન્ય હતું. સૌથી આગલા ભાગપર ૩૫ તોપો ગોઠવેલી હતી, પણ તે દમવગરની હતી. જો મરેઠાઓ શાહના સૈન્યને ગભરાવી પાછળ હઠાવે તો તેનો અટકાવ કરવાને કેટલીક મોટી તોપો પાછળ રાખી હતી. વચ્ચે વચ્ચે અયોધ્યાના સુભાના હાથીઓ ઉભા રાખ્યા હતા, જેનાપર અચ્છા તીરંદાજો ને જાંગોરીવાળી બંદુકવાળાઓ હતા.

આ પ્રમાણે અફગાન સૈન્યની રચના હતી. કાબુલીઓ દ્રઢ અને ચુપ ઉભા રહ્યા. કોઈનો સણસણાટ પણ સંભળાતો નહોતો; માત્ર કેટલાક મુલ્લાઓ દીન દીનના શબ્દો પોકારતા લશ્કરની વચ્ચે ફરતા તેજ સંભળાતું હતું. આ સેના એંસીથી નેવું હજારની હતી; અને સઘળી મળીને ૭૦ થી ૭૫ તોપો હતી.

મરેઠી સેનામાં ૭૦૦૦૦ ઘોડેસ્વાર અને ૩૦૦૦૦ પેદલ હતું, ને ૧૫૦ તોપો રણમાં આણી હતી. વચલે ભાગે ભગવો ઝુંડો ઉડતો હતો. જેના રક્ષણ માટે જશવંતરાવ પવાર અને સમશેર બહાદુરનું લશ્કર હતું. તેની આસપાસ ખાસપાયગા હતી, જે સાથે ભાઉ અને વિશ્વાસરાવ હતા. મોખરે ઈબ્રાહીમખાન ગાર્દી, પોતાના દશ હજાર તીલંગા સાથે હતો. તેની તોપો ઘણી સરસ હતી, ને તેના કવાયતી માણસો તોપ ચલાવવામાં કસાયલા હતા. તેની

પુઠે દામાજી ગાયકવાડ, ઘોડેસ્વાર લસ્કર સાથે ચાલતો હતો. તેની આડી પુઠે ઊંટપર લાધેલી નાની તોપો હતી. પાછળ વિંચુરકર અને ભાઉ હતા. અને છેક પાછળ મલારરાવ ને સિંધીઆ હતા. આ સર્વે સેના એવી આડકતરી ગોઠવાઈ ગઇ હતી, કે મુસલમાન સેનાને દમોદમ થઇ શકે, ને જો અફગાનો વધી આવે તો તેઓ ઘેરાઇ જાય. આ સેનામાં રજપુત, સોડા અને નાગા એ ઘણા મજબુત લડવૈયાઓ હતા, પણ સૈન્યની વ્યવસ્થા જોઇએ તેવી સારી જણાતી નહતી; અને સૈન્યના નાયકો, કંઇક કારણથી મંદા જણાતા હતા.

બંનો સેના લગોલગ આવી ગઈ. હમણા સદાશિવરાવ ભાઉની આજ્ઞાનીજ ખોટી હતી. અફગાનો ચુપચાપ ઉભા, મરાઠાઓ પણ અડગ ઉભા, ને જયભવાનીની મોટી ગર્જના કીધી. તુરત ઈબ્રાહિમખાન આગળ આવ્યો; ને ભાઉને શમસેરવતી સલામ કરી બોલ્યો, "મહારાજ! હું મુસલમાન છું, મરેઠો નથી, પણ જે નિમક મેં ખાધું છે તે કેવું હલાલ કરૂં છું તે આજે તમે જોજો. તમારા સૈન્યના કેટલાક સરદારો અમારા પ્રતિ શત્રુવટ દર્શાવે છે, પરંતુ આપ આજે આ મુસલમાનનો હાથ જોજો કે તેને આપેલા નાણાં ફેંકી દીધા નથી!!! હુકમ કીજીયે!"

હાથીપર બેઠેલા ભાઉએ કહ્યું, "હુકમ છે! ફતેહ!" અને વિશ્વાસરાવે કહ્યું; "ભવાનીને તૃપ્ત કરો!"

તુરત ઈબ્રાહીમખાન પોતાની સેનામાં પેસી ગયો અને તોપનો મારો શરૂ કીધો. જ્યાં પા કલાક થયો નહીં ત્યાં તો જમણી પાંખના રોહીલાઓની હારની હાર તુટવા માંડી.

ઈબ્રાહીમખાન ગાર્દી દામાજી ગાયકવાડની મદદ સાથે અફગાન લસ્કરની જમણી બાજુએ રોહીલાઓ ઉપર ધસ્યો ગયો. મરાઠાઓની જમણી બાજુએ જનકોજી સિંધિયાની સામા પસંદખાન અને નજીબઉદદવલાએ હુમલો ચલાવ્યો. સદાશિવ ભાઉ પોતાના ભત્રિજા જસવંતરાવ પવાર જોડે અફગાન વજીર સામે આવ્યો હતો. જંગી ભગવો ઝુંડો લડાઇની હરોલમાં ફરકતો કરવામાં આવ્યો હતો, અને ત્રણ જરી પટકા તે ઉપરાંત ફરફરી રહ્યા હતા. અમહદશાહ પોતાના લસ્કરમાં પાછલી તરફ રહી જોતો રહ્યો. તોપોના મારા સાથે લડાઇ શરૂ થતાંજ મરાઠા લસ્ક-

રમાંથી "હરહર મહાદેવ," "જય હિંદુ," "જય ભવાની"ના ધ્વનીએ, ને "અલાહ અકબર! દીન દીન! મારો, કાપો" ના મુસલમાન સેનામાંથી નિકળતા શબ્દોએ કાનના પડદા ફાડી નાખ્યા. સામસામા લશ્કરોએ ફાવે તેમ કાપાકાપી ચલાવવા માંડી. મરાઠા સૈન્યે મોહમેદન લશ્કરના વચલા ભાગ ઉપર જબરો ધસારો ચલાવ્યો. વડો વજીર, જે ત્યાં દશ હજાર ઘોડે સવાર લશ્કર જોડે ઘુમતો હતો તે સામો ધસવાને બદલે આવતા મારાને અટકાવતો બેઠો, તે તકનો લાભ લઇ મરાઠા ટુકડી તેની ઉપર ધસી ગઇ. મરેઠાઓ શાહવલીના સૈન્યમાં ફાટ પાડી, અગાડી વધ્યા પણ તેવી રીતે અંદર ઘુસેલાઓ ઉપર, એ બાજુમાં વેહચાઈ ગયલી વડા વજીરની આફગાન ટુકડીએ પુષ્કળ મારો ચલાવ્યો. આફગાનો અને હિંદુઓ એક બીજા વચ્ચે એવા ભેલાઈ ગયા કે તેમના ઘોડાઓની દોડાદોડીથી ઉડી રહેલી ધૂળથી મોહમેદન અને હિંદુઓને ઓળખવા મુસ્કેલ થઇ પડયું. આ ગડબડગોટામાં હાથો હાથ ચાલેલી મારામારીમાં હિંદુઓ હિંદુઓને હાથે અને કાબુલીઓ પોતાના જાતભાઇઓને હાથે મરાયા. હિંદુ છે કે કાબુલી છે તે જાણવા માટે "હરહર મહાદેવ"ના અને "દીન દીન" "અલાહો અકબર"ના પોકારો ઠીક કામ લાગતા હતા. જે વેળાએ બંને લશ્કરોમાંથી હરહર અને દીનદીનના પોકારો મીનીટો સુધી થતા ત્યારે દેખાવ બહુ ત્રાસજનક થઇ પડતો હતો. આવી ગરબડમાં મરાઠાઓએ માર ખાધા છતાં, શાહવલીનાં લશ્કરનો ભારી ઘાણ કાઢયો. કાબુલીઓ પટોપટ પડવા માંડયા, ઘોડાઓ ધબ દેતાકે પડવા લાગ્યા, તરવારને ભાલાઓ હાથમાં રહી ગયા. શીરો રઝલતા થયા. આવી અવસ્થા જોઇને આફગાનોએ પાછી પીઠ ફેરવવા માંડી.

શાહવલ્લીએ તે નાસ્તા સીપાઇઓને અટકાવવાને ઘણાક પોકારો કીધા, ગાળો ભાંડી, કેટલાકને પોતાને હાથે કતલ કીધા; પણ ભયથી ગભરાયલા અફગાનો નાસતા અટકયા નહીં. તેણે ત્રાસ આપ્યો તે ફોકટ; તે પોતે પણ થોડાંક બાકી રહેલાં માણુસોની લોથ વચ્ચે પડયાથી બચી ગયો.

શાહવલીના સિપાઇઓ એવા નાઠા કે મરાઠાઓએ જય-જયકારની ભયંકર કીકીયારી કીધી, જે સાંભળી અહમદશાહ વિચારમાં પડયો ને હાથ પછાડયા.

ગાર્દીના તોપના મારા સામા રોહીલાઓની બીનકવાયતી સેના ટકી શકી નહિ, અને ઉપરાઉપરી ચાલતા મારાથી તેઓમાં પણ મોટી નાસભાગ થઇ રહી. દામાજીની ઘોડેસ્વાર સેના અગાડી વધી ને રોહીલાઓની કાપણી ચલાવવા માંડી. હાફેઝરહેમત અને અબ્દુલકાદરખાને ઘણી મદદ કરવા છતાં, ને મરેઠાઓને હચમચાવવા છતાં, મરેઠાઓના અનિવાર્ય મારા સામા રોહીલાઓ ટકી શક્યા નહિ. રોહીલાઓ જમના નદી તરફ નાઠા. ઇબ્રાહિમખાન ને દામાજી ગાયકવાડે રણસંગ્રામ એવું મચાવ્યું કે મરાઠાઓ વિજયી થયા.

'મારો, કાપો, ફતેહ! ફતેહ!' ના પોકાર મરેઠી સેનામાં ગાજી રહ્યા. મારો મારો વગર બીજો શબ્દ સંભળાતો નહોતો. જમના નદીનો જે માર્ગ રોહીલા રોકી બેઠા હતા, તે માર્ગ હમણા મરાઠાઓ માટે ખુલ્લો જણાતો હતો. શાહના સૈન્યની જમણી પાંખ હમણા કપાઇ ગઇ હતી. દામાજીએ નાસતા રોહીલાઓની પુઠ પકડી હતી.

મરાઠા સેનામાંથી ઇબ્રાહીમખાનનાં જો કે અડધાં માણસો માર્યાં ગયાં હતાં, તોપણ તેણે આ પ્રમાણે જય મેળવ્યો અને લગભગ ૮૦૦૦ રોહીલાઓનાં એકે સપાટે તેણે સાં રક્ત રેડયાં.

છતાં મુસલમાનોની ડાબી બાજુ ખડી રહેલી હતી. બપોરને વખતે, શાહવલીની આ હારની ખબર અહમદશાહને તેના તંબુમાં પડી, પણ તેણે કંઈ લક્ષ આપ્યું નહિ, તેની નજર બીજી તરફજ હતી. એટલામાં નજીબઉદ-દવલાના એક માણસે આવીને શાહને સમાચાર આપ્યા કે, હોલ્કર હમણા ખસશે, ને તુરતજ તેણે જોયું તો હોલ્કર પાછો હટતો જણાયો; અને તેજ વેળાએ પોતાના અંગરક્ષણ માટેની ગુલામોની ટુકડીના ચુનંદા માણસોને પોતાની હજુરમાં બોલાવી, જે લસ્કરીઓ કાર્યથી ફરાગત થઇ આસાએસ લેતા હોય તે સઘળાને ભેગા કરવા હુકમ કીધો. શાહનો હુકમ તાતકાળ બજાવ્યામાં આવ્યો. શાહવલીની મદદે તુરત બીજી ટુકડીને મોકલી દેવામાં આવી, અને તાજા તરફડતા આવેલા ૧૦૦૦૦ માણસો જોડે શાહવલી મરાઠાઓના મધ્ય લસ્કર ઉપર ધસ્યો, જ્યારે મરાઠાઓની બંને બાજુનાં લસ્કરને, શાહ પસંદ અને નજીબઉદ-દવલાએ, નાની લડાઇઓ કરીને આગળ વધતા રોકયા હતા. જો આ ક્ષણે મલારરાવ પ્રમાણીક

રહ્યો હોત; અથવા સિંધિયાએ વધારે દીર્ઘદૃષ્ટિ વાપરી; બીજાઓ સાથે મજબુતાઇથી ધસારો કીધો હોત તો, જીતની બાજી ફરી જાત—મરાઠાઓ સર્વોપરી થાત, ભરતખંડની સ્થિતિજ બદલાત, ને કાબુલ ખબર કરવાને જનારૂં પણ માણસ મળત નહિ.

મરાઠાઓ ત્રણ બાજુએ બહુ બહાદુરીથી લડ્યા અને તેમાં મલારરાવ સિવાય બીજા કોઈ પણ સરદારની ખામી કાઢી શકાય તેમ નહતું. હોલકર બહાદુર અને હિંમતવાન હતો એની તો ના પાડી શકાય તેમ નહતું, પણ આ લડાઈ તેના વિચાર વિરૂદ્ધની હોવાથી અથવા બીજાં ગમે તે કારણથી એ વેળા તેણે પોતાના રાજાને જોઇએ એટલી છુટથી મદદ કરી નહીં.

શાહવલ્લીના નવા સૈન્યે આવતા વારને ભાઉની સામા અડંગા નાંખ્યા, ને અયા અલી, અયા હુસેનનું નામ દઇને આફ્ગાન સેના તેનાપર તુટી પડી. ભાઉ—કીર્તિવંતો, ગર્વિષ્ટ, પરાક્રમી, શૂરો, વીરલો ભાઉ! બંને હાથે તરવાર ફેરવતો શાહવલ્લીના ગુલામસેનપર ધસ્યો, પણ તે વચ્ચે ઘેરાઇ ગયો. બીજી બાજુથી સુજાઉદ-દવલાના સેને આવીને તેને ઘેર્યો. આખા દિવસમાં પાટવીકુંવર વિશ્વાસરાવે મરાઠાઓની કીર્તિને જેબ મળે તેવી રીતે યુદ્ધ કીધું હતું; પણ હમણા તે બેવડા મારાથી ગભરાયો. તેની પાસેજ ભાઉ હતો. તેણે આ પ્રમાણેનો ભયંકર મામલો જોઇને વિશ્વાસરાવને કહ્યું કે, તું નાસી જા, પણ વિશ્વાસરાવ ડગ્યો નહિ: તે બોલ્યો, "કાકાજી! હું રાણી જાયો છું, લોંડી જાયો નથી! હવે નસાય તેવું પણ નથી, ને તેવું હોય તોપણ નાસું તેમ નથી. મરાઠાઓ મારા નામના પાવાડા હું નાસીશ તો ગાશે કે? સૌ મને હીચકારો ગણશે, મારી જનુની લજવાશે! કાકાજી! આજે કાં તો કીર્તિ કે મોત! મોત તો છેજ! તેનાથી ભવિષ્યનો પેશવા પાછો હઠશે? નહિજ!" "શાબાસ! શાબાસ! પેશવાના રત્ન શાબાસ!" એટલું બોલતા બંનો હાથીપરથી હેઠા ઉતર્યા, ને ભાઉએ હોલ્કરને કહાવ્યું કે, "જે વચન આપ્યું છે તે ભૂલતો નહિ;" અને તુરત પોતે શાહવલ્લીની સામા ધુમ્યો.

ભાઉનો આ સંદેશોજ મલારરાવને પાછા હઠવાનાં કારણભૂત હતો; ભાઉનો આ સંદેશોજ ભયંકર ભૂલ હતી, ને મોટા નાશની તૈયારીનો હતો, આ સંદેશો મળતાંજ હોલ્કર પાછો હઠયો ને અહમદશાહ દુરાનીએ જાણ્યું કે હવે જય છે.

હમણાજ મામલો અણીનો હતો. લડાઈ ઘણા જોસથી ચાલી, ને ભાઉએ એવી તો કળાથી કાર્ય કરવા માંડ્યું કે શાહવલ્લીની સેના પાછી હઠી. પણ તેટલામાં વિશ્વાસરાવપર એક બાણ આવ્યું, ને "કાકાજી! હું જાઉં છું!" એટલું બોલતા વિશ્વાસરાવ પડયો. ભાઉની આંખે તમ્મર આવ્યા, તે હાવરોબાવરો થઇ ગયો. રૂદ્ર જેમ પ્રલયકાળ કરવાને કોપે તેમ તે કોપાયમાન્ થઇ ગયો. તેની તરવાર ઘણઘણવા લાગી, તેનો અશ્વ-તેજી અશ્વ પોતાના સ્વામિની ઇચ્છા જાણી ગયો હોય તેમ નિધડક કુદવા માંડયો. ભાઉ બંને બાજુનો માર્ગ સાફ કરતો, ઘાસની માફક કાપણી કરતો, સુજાઉદવલાની નજીક જઈ પ્હોચ્યો. ભાઉનું આ વેળાનું રોદ્રરૂપ વર્ણન કરી શકાય તેમ નથી. તે ભયાકુળ હતો, શોકાકુળ હતો, મરવું કે મારવું એજ તેના લક્ષમાં હતું, આસપાસ કોણ છે તે જોઇ શકતો નહોતો, પોતાની બુદ્ધિનું કે રક્ષણનું તેને ભાન નહોતું. તે સુજાઉદવલા નજીક ગયો ને ક્રોધથી તેનાપર તરવાર ઉપાડી કહ્યું કે, "સુવ્વર! દગાખોર!" પણ તેટલામાં મરેઠી સેનામાંથીજ તેનાપર ઘા પડયો ને તે પડયો તે પડયો-તે પાછો જણાયોજ નહિ.

ભાઉ પડતાની સાથેજ, જેમ અશ્વસ્થામાના મરણ સમાચાર જાણી કૌરવ સૈન્ય ગભરાતમાં પડયું હતુ તેમ મરેઠા સૈન્યમાં થયું. હજી જો કે ગાદી પોતાનો મારો ચલાવ્યો જતો હતો, તોપણ નાયક પડતાં સૈન્ય ગભરાયું ને નાઠું. સરદારો પણ નાઠા ને સેના પણ નાઠી. એમાં ગાદી ને જંકોજી સિંધિયા આફગાનોને હાથે પડયા. નાસતું લસ્કર, મરાઠા સૈનિકોએજ દુશ્મનોને ઠાર કરવા માટે ખોદી રાખેલી ખાદીનો ભોગ થઈ પડ્યું. પાણીપતના ગામમાં, મરેઠાઓનાં સ્ત્રી અને બાળકો ખીચોખીચ ભરાઇ ગયાં, જેમને રાતની વેળાએ આફગાનોએ ઘેરી લીધાં. આખી રાત તેમને પાણીપતનાં નાના ગામમાં ઘેરી રાખી બીજી સવારે સઘળાંઓને બાહેર કાહાડી એકઠાં કર્યાં. તેમને બે ભાગમાં વેહચી નાખ્યાં. સ્ત્રી અને બાળકોને ગુલામો તરિકે વેહચી લીધાં; અને પુરૂષ માત્રને એક હારમાં ગોઠવી રીબાવવા માંડ્યાં. દરેકને ભુંજેલા ચણાના થોડા થોડા દાણા આપ્યા અને દરેકની હથેલીમાં એક ભીસ્તી પાસે પાણી રેડાવ્યું; પછી સઘળાઓને કાપી નાંખ્યા! અને સઘળાંઓના ડોકાં એકઠાં કરી જયચિન્હ તરીકે પોતાના તંબુઓ આગળ લટકાવ્યાં. વિશ્વાસરાવની

લાસ શોધી લાવવાને અબદાલીએ કેટલાક માણુસો મોકલ્યા હતા, તેઓ તેની લાસને શોધી લાવ્યા. અહમદશાહે તેને પોતાની હજુર મંગાવી; જે જોતાંજ આફગાનો તોફાન મચાવતા તેના આગળ ભેગા થયા, અને પોકાર કીધો કે, "આ કુફર મુર્તિપુજકના રાજાની લાસ છે; તે અમને આપી દો, અમે તેને સુકવી દઇ માંહે મશાલો ભરી કાબુલ લઇ જઇશું."

સુજાઉદવલા અને રોહીલાઓના અત્યાગ્રહથી અમદશાહે તે લાસને કાશીરાવ, અયોધ્યાના સુભાના મુનસીને હાથે અગ્નિદાહ કરાવી–બ્રાહ્મણ બ્રાહ્મણને અગ્નિસંસ્કાર પામ્યો! સુજાઉદવલાનાજ આગ્રહથી, જખમી થઇ કેદ પકડાયલા મરાઠા સરદાર જંકોજી સિંધિયા અને ઈબ્રાહીમખાન ગાર્દીને ઠાર થતા બચાવ્યા; પણ સિંધિયા પ્રતિ નજીબઉદવલા બહુ બળતો હતો, તેણે અહમદશાહને ઉશ્કેર્યો પણ તેને મોતને શરણ કીધો જણાયું નથી. શાહે, મૂર્તિપૂજકો તરફથી પોતાના જાતભાઇઓ સામા લડાઇ કરવાના કામ માટે ઈબ્રાહીમખાન ઉપર તિરસ્કાર વરસાવ્યો અને તેને ગર્દન મરાવ્યો. મરાઠાઓની કીર્તિ વધારનાર ગાર્દીનું, ઝનુની મુસલમાનો રક્ષણ કરી શકયા નહીં! રણસંગ્રામથી કેટલેક છેટે માથા વગરનું એક ધડ આફ્-ગાનોને હાથ લાગ્યું, તેને ભાઉનું સમજીને ત્યાં ઉપાડી આણવામાં આવ્યું પણ તે ભાઉનું નહોતું, છતાં ભાઉ પણ મરાયો હોય એમ માનવામાં આવે છે, તોપણ તે વિષે નકી જણાયું નથી. જસવંતરાવ પવાર લડાઇમાં મરાયો પણ સમશેર બાહાદુર લડાઇમાં જખમી થઈ બચી ગયો હતો તે ગામડીઆઓએ ચલાવેલી કતલમાં કપાઇ ગયો કહેવાય છે.

આટલા સમયમાં તો, ભયથી કંપતા, શોક કરતા, વિઠલ શિવદેવ, દામાજી ગાયકવાડ અને નારૂશંકર, દિલ્લી તરફ રહેલાં પોતાનાં કિલ્લેબંદી લશ્કરને લઇ પોતાને વતન વિદાય થઇ ગયા હતા. મરાઠા સૈન્યનાં કુલ લશ્કરમાંથી માત્ર ચોથો ભાગ બચવા પામ્યો હતો. અડસટો કાઢવામાં આવ્યો છે કે ૨૦૦૦૦૦ મરાઠાઓ આ નાશકારક લડાઇનો ભોગ થઇ પડયા હતા. જે મરાઠાઓ પોતાની પનાહમાં આવ્યા તેમની સુરજમલ જાટે અછી સારવાર કરી આશ્રય આપ્યો હતો, જે માટે મરાઠા પ્રજા જાટની પ્રતિ સદા ઉપકારની લાગણી દર્શાવતી રહી છે.

ભરતખંડનો સૂર્ય અસ્ત થયાના સમાચાર પેશ્વાને ઔરંગાબાદમાં મળ્યા કે, "બે રત્નો ગુમ થયા છે, ૨૭ સુવર્ણમુદ્રા ગઇ છે, ને રૂપા ત્રાંબાના સીક્કાના નાશની ગણત્રી નથી." આ તા૰ ૧૫ મી જાનેવારી હતી! બાલાજી આ સમાચાર જાણીને થોડા વખતમાં દેવલોક થયો. સૂર્ય અસ્ત થયો! ભરતખંડ નિરંતરને માટે સૂર્ય વગરનું થયું!!

આ હારના સમાચારથી થોડાજ વખતમાં તમામ મહારાષ્ટ્રે શોકવસ્ત્ર ધારણ કર્યાં. જ્યાં ત્યાં મરણ પામેલાઓના સગાંઓના રૂદનના પોકારો જારી થયા. વેપાર રોજગાર પડી ભાગ્યો. સેંકડો બળકે હજારો કુટુંબો પાયમાલ થઇ નીરાધાર થઈ ગયાં. હજારો સ્ત્રીઓએ રંડાપો લીધો. હજારો બાળકો નબાપાં થઇ પડ્યાં. પ્રજાએ જ્યારે આવો કાળો અવતાર ધારણ કર્યો હતો ત્યારે રાજમાં તેથી ઓછું નહતું. મહેલો અને કચેરીઓ સુની પડી હતી; ગાદીઓ અને તકીઆ ઉપર કુતરાં આલોટતાં હતાં: અન્ન કોઇને ભાવતું નહતું.

મૌવલાબક્ષ-પીર-જે દુરાની અને મરેઠાઓનું ઘમસાણ જોતો હતો, તેણે જ્યારે જોયું કે હિંદુ અને મોગલો સારી રીતે કપાઇ ગયા છે, ત્યારે તે બોલ્યો, "મારૂ વેર વળ્યું! અલાહએ કીનો લીધો!" એ હર્ષના આવેશમાંજ તે એક મરાઠાને હાથે કપાઇને અલાહની દરઘામાં ચાલ્યો ગયો ને તેના શબને ગીધોએ ફોલી ખાધું.

---

## પ્રકરણ ૩૮ મું.

### !! ચંદ્રોદય !!

ધિક દેહનો નેહ જ્યાં કીર્તિ ગઈ, જીવ કિમ રહે યશ ટુટશેરે;
મમ દેશ પરાધિન આજ હવો, સુખ સૂર્ય સુતો સુખ લુટશેરે;
પ્રભુ કોપથી વાત બની તે બની, જંજીરથી પાદ કિમ છુટશેરે;
નથિ હાય ઉપાય હવેજ રહ્યો, આ જીવતો વિપદ્ ઘૂંટશેરે.

દુઃસાધ્ય કાર્ય પણ અવજ્ઞાથી સંધાય છે. જેની ત્રણ સીમાનું મહાસાગર રક્ષણ કરે છે, અને એક સીમાએ હિમગિરિ આવી રહ્યો છે, જેનાં શિખરો ગગન મંડળ સાથે બાથ ભીડે છે, તેવો દેશ

પરાધિન થશે એવું કોણ જાણતું હતું? મનુષ્ય બળવાન્ નથી પણ સમય બળવાન્ છે!!

પૃથુરાજ અને જયચંદના કલહથી શાહબુદ્દીન ઘોરીએ આ દેશમાં પ્રવેશ કીધો; કર્ણ અને માધવના પ્રસંગથી ગૂજરાતમાં અલાઉદીન આવ્યો; મોગલ તથા મરાઠાના વિગ્રહથી દુરાનીએ દેશને રંડાપો આપ્યો; અને આ બેના વૈરના પ્રભાવ (?)થી ત્રીજાનો જય થયો! વિપરીતજ છે! વિપરીતજ થયું છે. ચંદ્રિકા અંધકારને અનુવર્તિ છે; વિજળી મેઘમાં સમાઇ છે; યૌવનાવસ્થામાં વૃદ્ધાવસ્થા આવી છે; દિવસ સાથે રાત્રી સંચરી છે!!

સૂર્ય અસ્ત થયો છે. મરેઠાઓની ચઢતીના સૂર્યાસ્ત સાથે ભરતખંડની સ્વાધિનતાનો સૂર્ય પણ અસ્ત થયો છે. ભારત અંધકારાચ્છન્ન છે; દિશાઓ શૂન્ય છે; દેશ આવરો બાવરો છે; નિસ્તેજમાં પણ નિસ્તેજપણું છે; અંધકારમાં પણ અંધકાર વ્યાપ્યો છે; કાજળને પણ કાલાસ લાગી છે. સર્વત્ર સ્મશાનવત્ છે.

આજે દ્વિતીયા છે. એ પ્રેમ દ્વિતીયા નથી, પણ યમદ્વિતીયા છે—કાર્તિકની દ્વિતીયા નથી, પણ આષાઢની દ્વિતીયા છે—છતાં અમે કહીયે છીયે કે એ દ્વિતીયા કેઇ છે તે અમને માલમ નથી—વર્ષ, તિથિ, વાર, નક્ષત્ર, યોગ, કર્ણ કશું પણ અમે જાણતા નથી. છતાં એ દ્વિતીયા છે. દ્વિતીયાની ચંદ્રલેખા પશ્ચિમમાં પ્રકાશે છે, અમારી દ્વિતીયાની ચંદ્રલેખા પૂર્વમાં પ્રકાશે છે—દિગન્તમાં ઝળહળે છે. અસ્ત થતા સૂર્યપ્રતિ ચંદ્ર—આશાવંતો ચંદ્ર, સ્વાર્થસાધક ચંદ્ર દૃષ્ટિ કરે છે. કહે છે કે, "ડૂબ્યો તો ડૂબ, દહાડા પછી રાત ને રાત પછી દહાડો છે, એ નિયમાનુસાર ઉદયઅસ્ત થશે. તારો સમય ગયો, મારો આણ વર્તવાનો સમય છે! જા જા, અસ્ત થતા સૂર્ય, હોલાતા દીપક, જા, હવે ઝળુંઝળું ન કર." આવી વાણી સાંભળતો, હૃદયમાં ખેદ પામતો, મનમાં બોલતો કે:—

"પીપળ પાન ખરંતા, હસતી કુંપળીયાં;
મમ વિતિ તમ વિતશે, ધીરી બાપુડીયાં."

સૂર્ય અસ્ત પામે છે!

ક્રાંતિમાં નિયમિતપણું હોતું નથી. આલોકના ચંદ્રનું મુખ્ય સ્થાન પશ્ચિમમાં છે, ભરતખંડના ઉદય પામતા ચંદ્રનું સ્થાન પણ

પશ્ચિમમાં છે. આલોકનો ચંદ્ર સ્થાનેજ પ્રથમ પ્રકાશે છે, બાળચંદ્ર પ્રાચિમાં પ્રકાશે છે. એનાં રશ્મિઓ સુખદ જણાય છે, પરંતુ સંપૂર્ણ તેજોમય નથી; શાન્તિ આપનારાં છે, પણ સુખદ નથી! પોષક છે પણ શોષક છે! વિનયી છે, પણ વિવેકહીન છે! રક્ષક છે પણ ભક્ષક છે! સ્વતંત્ર છે, પણ સ્વાત્મહિતચિંતક છે! સત્યમય છે, પણ મલિન છે! એ વિરોધ છે પણ સત્ય છે!

સૂર્યના અસ્તથી ચંદ્રને સાનંદ સંતોષ છે. સૂર્ય અસ્ત પામ્યો, તો હવે મારૂં તેજ બળ પ્રકાશસે, હું વિજયી છું! એમ માન્યું હતું.

* * * * *

૧૭૫૭. બેંગાળાનો મોગલ શાહનો નિમેલો સુબો સુરાજદઉલા, મહા ઘાતકી હતો, અવિચારી હતો, ને રાજ્યનૈતિક હતો. પ્રસંગવશાત્ વેપાર અર્થે આવી વસેલા અંગ્રેજોપર તે કોપાયમાન્ થયો ને દયાહિન બનીને, વિચારે કે અવિચારે—ગમે તે કહો, તમે સ્વતંત્ર છો—કેદખાને નાંખ્યા, જેમાં ઘણાકો બીજે દિવસે પ્રભાતના મરણશરણ થયેલા જણાયા. એ કારાગૃહનું નામ "બ્લેક હોલ" હતું, આ વર્તમાન, મદ્રાસના એક સિવિલ–સેનાનીના જાણવામાં આવતા તે કંપ્યો, દડમજલ કરતો, કલકત્તે આવ્યો, અને યુદ્ધની સજાઇ કીધી. સુરાજદઉલા સમર્થ શત્રુ હતો, તેને તેજહીન કરવાને તે સમર્થ ન હોતો, તેથી બાજીના મ્હોરા નવી યુક્તિથી ગોઠવવા માંડયા; તથા દ્રવ્ય અને સત્તાના લોભી બે નીચ પુરૂષોને લાલચમાં સપડાવીને પ્લાસીમાં આવી ઉભો રહ્યો: રણ વિકાળ નહોતુ, સેનાનીઓ સમર્થ નહોતા, યુદ્ધકૌશલ્યનું નામે નહોતુ, વીરોત્સાહ દ્રષ્ટિથી દૂર હતો, પ્રપંચ અગ્રણી હતો. માણસ જાતને લજ્જામાં ઉતારે તેવું આ યુદ્ધ હતુ. પ્રભાત પણ કોપાયમાન નહોતુ, છતાં એક બાજુએ દ્રવ્ય લાલચે પરાધીન થયેલા ઘણાક દેશી, ને થોડાક અંગ્રેજો; ને બીજી બાજુએ દીનદીન કરતા, ધર્માવેશમાં કુદકો મારનારા મુસલમાનો હતા. યુદ્ધ યોગ્ય નહોતુ, પણ થયું; ને જો અંગ્રેજોને સહાયમાં પ્રપંચ નહોત તો તેનો વિજય ને ઉદયજ નહોતો. મીર કાસમ, સુરાજદઉલાનો સેનાપતિ બદલાયલો હતો, કૃતઘ્ની હતો, સ્વામિનો લુણહરામ હતો, સત્તાનો લોભી હતો, તે ફાટયો, ફૂટાયો, અને સુરાજદઉલાનો પરાજય થયો. તે નાઠો પ્લાસીના યુદ્ધનો જયજયકાર થયા, અને આશા બંધાંઇ કે કો કાળે ફળદાયકા:

મરેઠા અને દુરાનીનું યુદ્ધ આરંભાયું ત્યારે શક્તિહીન અંગ્રેજ, જે રણુરંગમાં લક્ષ છતાં તટસ્થ રહ્યો, અને મનમાં મળકાતો હતો કે જે પડશે તેમાં મને લાભ છે, નહિ પડશે તોપણ લાભ છે, લડીલડીને પરવારશે, ત્યારે એ શક્તિહીન કુતરીયાઓને હાંકી કાઢવાને હું સમર્થ થઈશ. આ આશા સહજ સમયમાં ફળીભૂત થઈ.

તા૦ ૭ મી જાનેવારી ૧૭૬૦ માં પાણીપતનું ધનઘોર યુદ્ધ થયું. તા૦ ૧૫ મીએ પેશવાને તે વર્તમાનની જાણ થઇ, તે પડયો તે સાથેજ બાળરેષાથી ચંદ્ર પ્રકાશવા માંડયો.

પૂર્વનો સૂર્ય તપાવતો, અગ્નિથી બાળતો હતો, પણ પ્રભાકર હતો. પશ્ચિમનો ચંદ્ર શાતા આપે છે, પણ તેનાં કિરણો વિરહિણીઓને તિરછાંતિરપેરે સાળે, તેમ સાળે છે! અને તે ગમે તેવો પણ નિશાકર છે. સૂર્યનો પ્રકાશ ઘરના છઠ્ઠા ખુણામાં પણ પડતો, ચંદ્રનો પ્રકાશ મેદાનમાંજ સુખદ છે; તે અંધાકારનો સ્વામી છે, પોયણિનો પતિ છે, કમળનો નહિ! ચંદ્ર પ્રકાશ્યો છે તેની વૃદ્ધિ દિનપ્રતિદિન થાય છે. એ ચંદ્ર તે અંગ્રેજ બહાદુર છે! મેઘ અને સૂર્ય વચ્ચે યુદ્ધ થતા બંનો ઝંપાઇ ગયા ત્યારે ચંદ્ર પૂર્ણ તેજથી પ્રકાશે છે, ને આજે ષોડશ કળાએ પૂર્ણ ગણાય છે. પૂર્વ પશ્ચિમના રત્નાકરથી ને હિમગિરિથી તે કન્યાકુમારી સુધી ચંદ્રનો પ્રકાશ છે, ચંદ્રનો પ્રકાશ છે; નિશાકર નાચે છે, નિશાકર રાચે છે!!

* * * * *

જે તરવારિયાઓએ અટક સુધી દિગ્વિજય કરી, મોગલાઇને હચમચાવી, બ્રાહ્મણનો દિલ્લીના સાર્વભૌમરાજાપદપર અભિષેક કીધો તે તરવારિયાઓ આજે કયાં ગયા? પ્રબળ પ્રતાપિ મોગલ અને મરેઠાઓ, જેઓ ધર્મરક્ષણ માટે ઝઝુમતા હતા તેઓ કયાં છે? અને

કયાં ગયા વિક્રમ ભોજ, રામ બલિ કૃષ્ણ યુધિષ્ઠિર;
ચંદ્રગુપ્ત ચાણાકય ગયા કયાં, ભૂમિ નંવ રહિ થિર;
ક્ષત્રિ ગયા મરિ જરી, ગયા કયાં બ્રાહ્મણ નરવીર;
કયાં ગયા રાજ ને તેજ, જાણતા છે આ સૌ ચિર;
કયાં દુર્ગ સેન ધન બળ ગયું, ધૂળેધૂળ સૌ કયમ થયું;
રંક બાપડા થઈ સૌ કયમ રહ્યા, 'મારૂં' એ નામજ રહ્યું.

અસત્ માર્ગમાં પ્રવર્તેલાજનો, મોહાન્ધપણામાં કાન્તિ ચક્રની લીલા ભૂલિ જાય છે, અને તે મલિનતા આણનારને મોહને વશ

થાય છે. શૃંખળપણાના ભાવથી વર્તનારાઓ અસ્થિર પ્રકૃતિની મમતામાં સર્વ સ્થિર છે, સર્વત્ર આપણી આણ વર્તાવી શકીશું, આપણા ઉપર કોઇ નથી, એ ભાવથી જે વર્તવામાં આવે છે તેનું પરિણામ એજ આવ્યું છે કેઃ—

ત્યાં વિસેસર સોમનાથ, માધવનું હતું મન્દર;
ત્યાં મસજિત બનિ આજ, પોકારે અલ્લાહ અકબર;
માર્યા શકનૃપ વીર, ઉજ્જયની વિક્રમ નૃપ વર;
પોકારેછ શિયાળ, દોડે છે ખંટર ખંટર;
જ્યાં ધન વિદ્યા વરસત સદા, સદા સુખ સંપત ઠરત;
અવધ કનોજ તે ક્યાં ગયાં, અજબ લીલા એ ચક્રધર!!

પણ શાન્તિ! ચક્રધરની લીલાનું નિરીક્ષણ કરવાને માટે ધર શાન્તિ! રહે પ્રેમે, નેમે, બળે, કળે, વળે, કાર્ય સૌ ફળે! શાન્તિ!!

સમાપ્ત.

**બૃહત્ કાવ્યદોહન—ભાગ ૫ મો.**

આ પાંચમા ભાગમાં નિચેના આખ્યાનો ને કવિઓ સમાવ્યા છે.

નરસિંહ મહેતાના સહસ્ત્રપદી રાસનાં પદો; ભાલણનાં ચંડી આખ્યાન તથા નળાખ્યાન; પ્રેમાનંદના દ્રૌપદિહરણ, દેવીચરિત્ર, હરિશ્ચંદ્રાખ્યાન; સામળભટની મદનમોહના ને લક્ષણુદ્ધિની વાર્તા; રતનજીનું વિભ્રંશી રાજાનું આખ્યાન; ભોજાભક્તનું સેલૈયાખ્યાન તથા પદો; નિરાતનાં ઉપદેશ તથા ભક્તિનાં પદો; દયાળનો સુરતિ વિવાહ, પંદર તિથિઓ, જ્ઞાનમાસ, સુરતિ તિથિ; ગોપાળદાસની જ્ઞાનસાખી; પુરૂષોત્તમના ઉપદેશપર છપ્પા ને પદો; બાપુસાહેબ ગાયકવાડનો બ્રહ્મબોધ, જ્ઞાનમાસ, બ્રહ્મજ્ઞાન; રતનદાસનું ચેલૈયાચરિત્ર; બ્રહ્માનંદની કૃષ્ણલીલા; રઘુનંદનાં માયાનાં પદ, જીવરાજના જીવને શિખામણ, કૈલાસ વર્ણન, ઇશપ્રતાપ; શિવાનંદનું શિવપૂજન; વલ્લભદાસના ગરબા; રઘુનાથદાસની કૃષ્ણક્રિડા; કૃષ્ણરામના શિક્ષાવચન; મુકુંદનો રાસ; તે સિવાય બીજા ઘણા કવિઓ, જેમાં મીરાંબાઇ ને કૃષ્ણબાઇનાં નવિન પદો સમાવ્યાં છે. કીંમત ૩ રૂ.

*** આ સર્વ ગ્રંથો પાકા પુંઠાના, ઉત્તમ કાગળ પર છાપેલા ને ઘણા અગત્યનાં કાવ્યોથી ભરપુર છે. સરકારી રીપોરટરે એ ગ્રંથો માટે સારો મત આપ્યો છે, ને વર્તમાનપત્રોએ આ સંગ્રહની સ્તુતિ કીધી છે. સૌથી સસ્તામાં સસ્તા પણ આ ગ્રંથો છે.

---

## વાર્તાના ગ્રંથો.

---

**કથાસરિત્સાગર.**

આ ગ્રંથ બે હજાર વર્ષપર, શક કર્ત્તા શ્રી શાલિવાહન મહારાજાના રાજકવિ ગુણાઢ્ય-જે મહાકવિના પદને પામ્યો હતો, તેણે ભૂતભાષામાં ૧,૦૦,૦૦૦ શ્લોકમાં રચ્યો હતો. તેપરથી કાશ્મીરવાસી સોમદેવ મહાકવિએ, તેનો સંસ્કૃતમાં ૨૪,૦૦૦ શ્લોકમાં અનુવાદ કર્યો હતો. તેપરથી આ ભાષાંતર કરવામાં આવ્યું છે. એમાં ૬૦૦ અતિ અદ્‌ભુતાશ્ચર્યથી ભરેલી વાર્તાઓ છે-અને આ ગ્રંથ એવા તો સર્વોત્તમ છે કે એમાંથી વસ્તુ (Plot) લઇને ઘણા કવિઓએ મોટાં મોટાં કાવ્યો, વાર્તાઓ ને નાટકો રચ્યાં છે. જેમ મહાભારત પરમપવિત્ર ગણાય છે તેમજ આ ગ્રંથ પણ માન્ય ગણાયો છે. મહાભારત પેરે એમાં ૧૮ લંબકો છે. મહાભારતમાં જન્મેજય સુધીની કથા છે, તે

ણીની કથા આ ગ્રંથમાંથી મળી આવે છે. નરવાહનદત્ત નામનો ચંદ્રવંશી રાજા, જે પોતાના દિવ્ય બળથી વિદ્યાધર થયો હતો તેની કથા આ ગ્રંથમાં છે. એ ગ્રંથ ખરેખરો કથાઓ અર્થાત્ વાર્તાઓનો મોટો સમુદ્રજ છે.

ગ્રંથમાં ૧૮ લંબકો છે તે આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧ કથાપીઠ, | ૭ રત્નપ્રભા, | ૧૩ મદિરાવતી, |
| ૨ કથામુખ, | ૮ સૂર્યપ્રભ, | ૧૪ પંચ, |
| ૩ લાવાણક, | ૯ અલંકારવતિ. | ૧૫ મહાભિષેક, |
| ૪ નરવાહનદત્તના જન્મ, | ૧૦ શક્તિયશા, | ૧૬ સુરતમંજરી, |
| ૫ ચતુર્દારિકા, | ૧૧ વેલા, | ૧૭ પદ્માવતી, |
| ૬ મદન મંજુકા, | ૧૨ શશાંકવતી, | ૧૮ વિષમશીલ. |

આ સર્વે લંબકોમાં યક્ષ, રાક્ષસ, ગંધર્વ, વિદ્યાધર ઇત્યાદિની અતિ સુરસ વાર્તાઓ છે.

*** કાદમ્બરી, પંચતંત્ર, હિતોપદેશ, દશકુમારચરિત્ર, વૈતાલ પચ્ચીસી, વિક્રમચરિત્ર, મુદ્રારાક્ષસ, માલતીમાધવ, વગેરે કથા તથા નાટકોની વસ્તુ (Plot) એમાં સમાવેલાં છે.

બે વાલ્યુમમાં આ ગ્રંથ છે. પુંઠાં પાકાં, છપાઇ ને કાગળ ઉત્તમ છે. ડેમી ઓક્ટેવો પૃષ્ઠ ૧૫૯૨. કીંમત રૂ ૬.

---

## અરેબીયન નાઇટ્સ.

આવૃત્તિ બીજી. વિલાયતથી મંગાવેલાં ૧૭૫ મોટાં સુંદર ચિત્રો સાથે. પહેલી આવૃત્તિની કીંમત રૂ ૬) હતી, તે ઘટાડી છે. ચિત્રો ઘણાં સુંદર છે, પુંઠાં પાકાં છે. વાર્તાઓ એવી તો સરસ છે કે જેના વર્ણનની વિશેષ જરૂર નથી. એકવાર ગ્રંથ હાથમાં લીધો તે પાછો મુકવો ગમશેજ નહીં. એવો કોણ હશે કે જે આવા મનરંજન પુસ્તક વિનાનો હશે?

ઇંગ્લંડનો વડો પ્રધાન મી૰ ગ્લાડસ્ટન લખે છે કે, 'જ્યારે જ્યારે તે કામના બોજાથી થાકી જાય છે, ત્યારે ત્યારે, વિશ્રાંતિ મેળવવા ને મનને આનંદી બનાવવાને, જે જે પુસ્તકો વાંચે છે તેમાં અરેબીઅન નાઇટ્સ પણ છે.'

મી૰ લેબુસાયરે ઘરમાં રાખવા જોગ જે ૧૦૦ ગ્રંથો ગણાવ્યા છે તેમાં પણ અરેબીઅન નાઇટ્સ છે.

આ ભાષાંતરને માટે સઘળાં વર્તમાનપત્રોએ વખાણ્યું કીધાં છે, ને તેના રસને માટે તો સૌ કોઇ ચકિત થઇ ગયા છે. પુંઠાં પાકાં. સુપરરોયલ ઓક્ટેવો પૃષ્ઠ ૮૧૬ કીંમત રૂ ૪.

---

**ગ્રંથો મળવાના ઠેકાણા–"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ, કોટ, મુંબઇ, તથા બીજા બુકસેલરોને ત્યાંથી મળશે.**

# ધર્મ સંબંધી અગત્યના ગ્રંથો.

---

**रामायण**—આદિ કવિ શ્રી વાલ્મીકિ પ્રણીત. રસમય અને સરળ ભાષાંતર. રામાયણના રહસ્ય તથા કાળનિર્ણયવાળી સર્વોત્તમ પ્રસ્તાવના સાથે. કિ૦ રૂ ૭) ટપાળ ૦-૧૦-૦,

**श्रीमद्भागवत**—(ગદ્ય) શ્લોકે શ્લોકનું ભાષાંતર. ટીકા, સમજુતી, ૧૬ ઉત્તમ ચિત્ર, જાડા કાગળ, મોટા ટૈપ, સુરેખ બંધાઈવાળા પુંઠાં છે. પ્રથમના ગ્રાહક પાસે રૂ ૫-૪-૦ પાછળથી રૂ ૭) ટપાળ રૂ ૧).

**श्रीमद्भागवत**—પદબંધ-કવિતા-રાગરાગણીમાં. દશમઃ—મહા કવિ પ્રેમાનંદકૃત તથા બીજા અગિયાર સ્કંધ વલ્લભ કવિકૃત છે. મુખપૃષ્ટ પર સુંદર ચિત્ર છે. પાકાં પુંઠાં, ઉત્તમ કાગળ અને ઉત્તમ છપાઇ. કિ૦ રૂ ૭) ટપાળ ૦-૧૦-૦.

**अध्यात्मरामायण**નું ભાષાંતર. રામાયણનું રહસ્ય, વેદાન્ત જ્ઞાન સહિત. થોડી નકલ છે. કિ. રૂ ૨-૮-૦ ટપાળ ૦-૨-૦.

**व्रतराज**—વ્રતવિધિ, કથા નિયમો, વગેરેથી સંપૂર્ણ. માસ, તિથિ, વારનાં સર્વ વ્રતોનો સંગ્રહ. અતિ ઉત્તમ, દરેક ધર્મનિષ્ઠ ગૃહસ્થ કુટુંબમાં રાખવા યોગ્ય છે. કિ૦ રૂ ૪-૦-૦ ટપાળ ૦-૪-૦.

**यमस्मृति**—મૂળ સંસ્કૃત શ્લોક અને ભાષાંતર સાથે. કિ૦ ૦-૨-૦ ટપાળ ૦--૦-૬.

**भगवद्गीता**—મૂળ સંસ્કૃત, ગૂજરાતી દોહરા, તુલસીદાસ કવિકૃત હિંદી દોહરા, ભાષાંતર તથા ટીકા સહિત. કિ૦ ૧-૦-૦ ટપાળ ૦-૧-૦.

**भगवद्गीता**—ગુટકો. મૂળ શ્લોક, શ્રીધરી ટીકા અનુસાર ભાષાંતર તથા રહસ્ય સહિત. કિ૦ ૦-૧૦-૦ ટપાળ ૦-૧-૦.